રાઓશ્રી ખેંગારજી ઇનામી ગ્રંથમાળા—નં. ૩.

# કેળવણી.

( માનસિક, નીતિની અને શારીરિક. )

હર્બર્ટ સ્પેન્સર કૃત "એજ્યુકેશન"

નામના અંગ્રેજી ગ્રંથનું ગુજરાતી ભાષાંતર.

કર્તા

રાવસાહેબ બુલાખીદાસ ગંગાદાસ દેશાઈ

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી

પ્રસિદ્ધ કર્તા

રા. રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ,

આસિ. સેક્રેટરી.

આવૃત્તિ ત્રીજી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૬૯. ઈ. સ. ૧૯૧૩.



કીમત એક રૂપિયો.



# પ્રસ્તાવના.

"હરબર્ટ સ્પેન્સર ઓન એજ્યુકેશન" નામના અંગ્રેજી પુસ્તકના આ ભાષાંતરની પ્રસ્તાવના તરીકે નામદાર કચ્છ રીજન્સી કૌન્સિલના નીચે દાખલ કરેલા ઠરાવ ઉપરથી જણાશે કે આ ગ્રંથની ઉત્પત્તિ શી રીતે થઈ.

## નામદાર કચ્છ રીજન્સી કૌન્સિલનો ઠરાવ.

નંબર ૬૩૦૨.

ગૂજરાત અને કચ્છમાં બોલાતી ગૂજરાતી ભાષાના અભ્યાસને ઉત્તેજન આપવું, તથા જેઓ નવા ગ્રંથો રચીને, અથવા ઈંગ્રેજી કિંવા સંસ્કૃત ઉપરથી ભાષાંતર કરીને ગુજરાતી ભાષા સુધારવા પાછળ પ્રયત્ન કરે તેમને આશ્રય આપવો, એ ઘણું સારૂં કામ છે.

૨. તરૂણ વયના મહારાજા મહારાઓ શ્રી ખેંગારજી બહાદુરે પણ પોતાના મુલકમાં વપરાતી ભાષાનો સુધારો કરવાના તથા તેની વૃદ્ધિ કરવાના સારા કાર્યમાં ઉત્તેજન આપવા પોતાની ઇચ્છા જણાવેલી છે.

૩. મહારાજા શ્રી તથા રીજન્સી કૌંસીલની ઇચ્છા અમલમાં આણવાના હેતુથી એવો ઠરાવ કરવામાં આવે છે કે, પ્રતિવર્ષ અમદાવાદની ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીની મારફતે બે નિબંધ રચાવવા, અને જે નિબંધો સરસમાં સરસ માલમ પડે તે નિબંધો રચનારને ઇનામ આપવું.

૪. દરેક ઇનામ રૂપૈયા ૨૦૦ થી રૂપૈયા ૪૦૦ ચારસો સુધી આપવાનું ઠરાવ્યું છે.

૫. તે બે માંના એક ઇનામની રકમ મહારાજા શ્રી પોતે પ્રતિવર્ષે પોતાના જન્મગાંઠના શુભ દિવસે (શ્રાવણ શુદ ૧૩) આપશે.

૬. બીજા ઇનામની રકમ રીજન્સી કૌંસીલ, કચ્છના દરેક બેસતા વર્ષને દિવસે (અસાડ શુદ ૨) રાજ્ય ખાતેથી આપશે.

૭. એવી રીતે જે બે પુસ્તકોર ચાવવાં તેમાં એક તો મૂળ ગૂજરાતી ગ્રંથ નવો બનાવવો, અને બીજું ઇંગ્રેજી અથવા સંસ્કૃતમાંથી ભાષાંતર કરવું, કિંવા એવા ગ્રંથનો સાર લઇને ગૂજરાતીમાં ગ્રંથ રચવો.

૮. કીયા વિષયો ઉપર એ પુસ્તકો રચવાં, તે વિષયો રીજન્સી કૌંસીલ, ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીનો મત લઇને, ઠરાવશે.

૯. ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી, રચાએલાં પુસ્તકો તપાસીને પોતાના મત સાથે રીજન્સી કૌંસીલને મોકલી દેશે.

૧૦. રીજન્સી કૌંસીલ, સોસાઇટીનો મત ધ્યાનમાં લઈ, પોતાની નજરમાં જે પુસ્તકો સૌથી સરસ માલમ પડશે તેઓના રચનારને ઇનામ આપશે.

૧૧. આ ઇનામને "રાઓશ્રી ખેંગારજી ઇનામ" કહેવામાં આવશે.

૧૨. એ પુસ્તકોના વિષયો પ્રતિવર્ષે ઉપર કહેલા બે દિવસોએ જાહેર કરવામાં આવશે, અને પાછલા વર્ષનાં જે પુસ્તકો પસંદ થયાં હશે તે રચનારનાં નામ પણ તેજ દિવસોએ પ્રસિદ્ધ કરવામાં આવશે.

૧૩. તે પુસ્તકોના વિષયો જાહેર કર્યા પછી ઘણામાં ઘણી નવ માસની મુદત સુધીમાં પુસ્તકો રચી મોકલાવવાં જોઇએ.

૧૪. તે પુસ્તકોનો "કોપીરાઇટ" ગ્રંથ રચનારનો કે દરબારનો ગણવો, તે રીજન્સીકૌંસીલની પસંદતા ઉપર છે.

૧૫. આ નિયમોમાં રીજન્સીકૌંસીલનાં ધ્યાનમાં વખતે વખતે જે ફેરફાર કરવો ઘટીત જણાશે, તે થઇ શકશે.

દીવાનની ઓફીસ, ભુજ, તા. ૧૫ જુન સને ૧૮૭૮.

મણીભાઇ જસભાઇ,

દીવાન, કચ્છ.

આ ભાષાંતર નામદાર મહારાજા મિરઝાં મહારાઓ શ્રી ખેંગારજી સવાઇ બહાદુર કચ્છ પ્રાંતના મહારાઓ સાહેબે રૂ. ૩૦૦) ત્રણસોનું ઇનામ આપી રચાવેલું છે. અને ઉમેદ છે કે ગુજરાતી ભાષામાં એથી ઠીક વધારો થયો ગણાશે.

કચ્છ દીવાનની હાફીસ,
ભુજ, તા. ૯ મી જુલાઇ સને ૧૮૮૫.

મણીભાઇ જસભાઈ,
દીવાન, કચ્છ.

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧ લું.

# કેળવણી.

---

## પ્રકરણ ૧ લું.

### કયું જ્ઞાન ઘણુંજ કીમતી છે?

દરેક સમયમાં લોકો પહેલા શરીરશણગાર વાપરે છે અને પછીથી પોશાકનો ઉપયોગ કરતાં શીખેછે, એવું જે કહેવામાં આવેછે તે ખરૂં છે. પોતાનું શરીર છુંણું છુંદાવી શોભિતું કરવા સારૂ જે લોકો પુષ્કળ શરીર-વેદના ભોગવેછે, તે લોકો પણ અત્યંત તાપ અને ટાઢથી પોતાનો બચાવ થાય એટલા માટે ઓછું દુઃખ પડે એવી થોડીજ કોશીશ કરેછે. હમ્બોલ્ટ જણાવેછે કે ઓરિનોકો ઇન્ડીયનો પોતાના શરીરસુખની બિલકુલ કાળજી રાખતા નથી તોપણ તે લોકો પોતાનું રંગથી ચિત્રેલું શરીર જોઇ વખાણ કરે તેટલા માટે રંગ મેળવવા એક પખવાડીયું પરિશ્રમ કરેછે· અને જે સ્ત્રી પોતાના શરીરપર લૂગડાનો કડકો પણ નાંખ્યા વગર બહાર જતાં આંચકો નહિ ખાય તે સ્ત્રીની પણ શરીર રંગ્યા વગર બહાર જવાની છાતી ચાલતી નથી. કેમકે એથી રૂઢી તૂટે અને તેથી લોકોમાં હાંસી થાય એવી તેને ધાસ્તી રહેછે. મુસાફર લોકોને એમ માલૂમ પડેલું છે કે છીંટ અથવા બનાત કરતાં મણકા અને હલકાં ઘરેણાં જંગલી લોકોને વધારે ગમેછે; અને જ્યારે તેમને ડગલા અથવા બંગડીઓ આપવામાં આવેછે ત્યારે તેઓ તેનો શરીર શણગારવા સારૂ કેવો હસવું આવે એવો ઉપયોગ કરેછે, તે વિષેની જે કહાણીઓ છે તે ઉપરથી પણ જણાયછે કે શરીરસુખ કરતાં શણગારને તેઓ બહુજ ચહાય છે એટલુંજ નહિ, પણ આ કરતાં વળી વધારે અ-જાયબ દૃષ્ટાંતો છે. કપ્તાન સ્પીક પોતાના આફ્રિકન નોકરોની હકીકત આ પ્રમાણે કહે છે.—એ લોકો હવા સ્વચ્છ હોય ત્યારે ઘેટાંનાં ચામડાંના ડગલા પહેરી ઘણા ડોળ ડમાકથી અહીંતહીં ફરતા, પણ જ્યારે વરસાદ પડતો

ત્યારે તે ડગલા કાઢી નાંખી ગડીવાળી કોરે મૂકી છાંડતા અને વરસાદમાં ધ્રૂજતા તથા નાગા નાગા રખડતા. હિંદુસ્તાનના જંગલી ભીલોમાં પણ તેવુંજ જોવામાં આવેછે. તેઓ પોતાનાં શરીર ઢાંકવાને વાસ્તે વસ્ત્ર મેળવવાની દરકાર નહિ રાખતાં વાળ ઓળવા, પટિઆં પાડવાં, અને મણકાનાં ઘરેણાં ઘાલવાનું પસંદ કરેછે, અને તેમનાં બૈરાંને પણ ઢીંચણ સુધી પીતળનાં કલ્લાં અને કોણી સુધી પીતળના ચૂડા પહેરવાનું બહુ ગમેછે. આવાં ઘરેણાં પહેરવાથી અને નવસ્ત્રા ફરવાથી શરીરને ઇજા થાય તે બાબતનો તેમને ખ્યાલ પણ હોતો નથી, પણ તેમનું મન શરીર સારૂં શાથી દેખાય તે ઉપરજ લાગેલું રહે છે. શરીર શણગારમાંથી પોશાકના વિચાર પુષ્પ થયા એમ મૂળ રહેણી જોતાં જણાઈ આવેછે. અને હાલ આપણામાં પણ ઘણા લોકો લૂગડું ગરમ છે કે નહિ તે ન જોતાં તેનું પોત જુએછે, તેમજ લૂગડું શીવાયા પછી તે પહેરવાથી શરીરને સુખ થશે કે નહિ તેનો વિચાર ન કરતાં તેના ડોળનો વિચાર કરે છે; એ વાત જો આપણે ધ્યાનમાં રાખીએ, તથા શોભા પહેલી અને ઉપયોગ પછી, એવું જોઇએ છીએ ત્યારે પોશાકની ઉત્પતિ આ રીતે થઇ એમ અનુમાન કરવાને આપણને વિશેષ કારણ મળી આવે છે.

મનની કેળવણીમાં પણ શોભા અને ઉપયોગનો તેવોજ સંબંધ એ થોડી આશ્ચર્યની વાત નથી. જેમ શરીરને લગતી ચીજો મેળવવામાં શોભા આપનારી પહેલી અને ઉપયોગી પછી મેળવાય છે, તેમજ મનની બાબતમાં પણ છે. જે જ્ઞાન આપણને લાભકારી થઇ પડે તેવું જ્ઞાન પડતું મૂકીને જેથી લોકો વખાણે તેવું જ્ઞાન અસલના વારામાં આપવામાં આવતું એટલુંજ નહિ, પણ હાલના જમાનામાં પણ લગભગ તેવુંજ ચાલે છે. ગ્રીસ દેશની પાઠશાળાઓમાં ગાયનકળા, કવિતા, ભાષાઅલંકાર, અને સોક્રેટીસે શીખવવા માંડયું ત્યાંસુધી જે તત્વજ્ઞાનને મનુષ્ય-આચરણ સાથે સંબંધ નહોતો તેવું તત્વજ્ઞાનશાસ્ત્ર એ મુખ્ય વિષય હતા; અને સંસાર વ્યવહારમાં જે જ્ઞાન ઉપયોગી થઈ પડે તેને બીજી પંક્તિમાં મૂકવામાં આવતું હતું. અને ચાલતા કાળમાં પણ આપણી યુનિવર્સિટીઓ અને પાઠશાળાઓમાં

પણ તેવીજ વિરૂદ્ધતા માલમ પડે છે. સંસારમાં પડ્યા પછી વ્યવહારિક ઉપયોગમાં લાટિન અને ગ્રીક ભાષાનું જ્ઞાન કોઈ છોકરો કવચિતજ વાપરે છે એ કહેવાની જરૂરજ નથી. કેમકે એ વાત સ્પષ્ટ છે. લાટિન અને ગ્રીક ભાષાનું જ્ઞાન તેને પોતાની દુકાન અગર આફિસ ચલાવવામાં, અથવા કુટુંબ વ્યવહારમાં અથવા જાગીરની વ્યવસ્થા કરવામાં અથવા તે કોઇ પેઢીનો અગર રેલવે કંપનીનો ડાઇરેક્ટર હોય તો તે ઓદ્ધાનું કામ બજાવવામાં ઘણું થોડું કામ લાગે છે એ પણ ખુલ્લું છે. આવા જ્ઞાનથી તેને એટલી થોડી મદદ મળે છે કે કેટલેક દિવસે તે તદન ભૂલી જાય છે. અને કદાપિ તે લાટિન ગ્રંથમાંનું એકાદું વાક્ય બોલે અથવા ગ્રીસ દેશની દંતકથામાંનું કોઇ દષ્ટાંત આપે તો જે વિષય ઉપર પોતે ચરચા કરતો હોય તે વધારે સેહેલાઇથી સમજી શકાય તેવા હેતુથી તેમ કરતો નથી પણ પોતાના બોલવાની સારી અસર થાય એ તેનો હેતુ હોય છે. પ્રાચીન ભાષાઓ શીખવવાનો ખરો હેતુ શો છે તેની તજવીજ કરીએ તો માલમ પડશે કે લોકના સામાન્ય મતને અનુસરવું તે સિવાય બીજો કાંઇ નથી. જેમ લોકો પોતાનાં છોકરાંને પોશાક ચાલતી રૂઢીને અનુસરીને પહેરાવે છે, તેમ તેમના મનને કેળવણી પણ ચાલતા રીવાજ પ્રમાણે આપે છે. જેમ ઓરિનોકો ઇન્ડીઅન પોતાને પ્રત્યક્ષ લાભ થાય તેટલા સારૂ પોતાનું શરીર રંગી બહાર નીકળે છે એમ નથી, પણ જો રંગ લગાડ્યા વિના બહાર નીકળે તો તેને પોતાને શરમાવું પડે; તેમ બાળકને લાટિન અને ગ્રીક ભાષાનું જ્ઞાન આપવાનો જે આગ્રહ છે તેનું કારણ તે ભાષા શીખવાથી કાંઇ ખરેખરો લાભ છે તેમ નથી પણ તે ભાષાથી અજાણ હોવાથી બાળકની અપ્રતિષ્ઠા થાય તે ન થવી જોઇએ તે છે. એ ભાષાઓ ભણાવવાથી તેને ગૃહસ્થને લાયક કેળવણી મળી છે એમ ગણાય, અને આવી ગણતરી થવાથી તેની લોકોમાં કેટલીક આબરૂ બંધાય છે, અને તેથી તેને માન મળે છે.

સ્ત્રી જાતિના સંબંધે વિચાર કરતાં આવી હકીકત વધારે સ્પષ્ટ જણાઇ આવે છે. શરીર તેમજ મનની બાબતોમાં પુરૂષો કરતાં સ્ત્રીઓમાં શણગારના ભાગને હમેશાં પ્રધાનપણું અપાતું આવેલું છે. મૂળ તો સ્ત્રી

અને પુરૂષ એ બન્ને વર્ગનું લક્ષ શરીર શણગારવા પાછળજ સરખી રીતે લાગેલું હતું. પણ પાછળથી જે સુધારો દાખલ થયો તેમાં પુરૂષના પોશાકની બાબતમાં શોભા કરતાં શરીરને સુખ મળે તે વિચાર તરફ વધારે ધ્યાન આપવા માંડ્યું એમ આપણને માલમ પડે છે. તેમજ મનની કેળવણીની બાબતમાં શોભા આપનારા જ્ઞાન કરતાં જે જ્ઞાન ઉપયોગી થઇ પડે તેની સરસી બાજુ થવા લાગી છે.

સ્ત્રીઓના મનની કેળવણી અગર તેમના શરીરનો પોશાક એ બેમાંની એકે બાબતમાં જેવો ફેરફાર પુરૂષની કેળવણી અને પોશાકમાં થયો છે તેટલે દરજ્જે થયો નથી.

કાને વાળીઓ, આંગળીએ વિંટીઓ અને હાથે કડાં કંકણ પહેરવાં, વાળ ઓળી ગૂંથીને ભભકાદાર ચોટલો વાળવો, વળી કોઇ કોઇ વખત રંગ પણ લગાડવો, વસ્ત્રાભૂષણ જેમ બને તેમ વધારે મોહ ઉપજાવે તેવાં કરવામાં પુષ્કળ પરિશ્રમ, લોકમાં ચાલતી પદ્ધતિને અનુસરી શરીરશોભા સજવામાં જે અગવડ વેઠવી પડે છે તે, એ સઘળું જોતાં એમ જણાય છે કે સ્ત્રીને લૂગડાં લત્તાં પહેરવામાં શરીરને ગરમી મળે અને સુખ થાય તેની ઇચ્છા કરતાં લોકો વખાણે તે ઇચ્છા ઘણી બળવાન છે. અને તેમજ તેમની કેળવણીમાં પણ અલંકારનેજ પ્રધાનપદ આપવામાં આવે છે; તે ઉપરથી પણ સાબીત થાય છે કે આ બાબતમાં શોભા કરતાં ઉપયોગને નીચેની પાયરી આપવામાં આવે છે. નૃત્ય, ચાલ ચલગત, વાજીંત્ર વગાડવાં, ગાયન, ચિત્રકળા, એ વિષયોને માટે કેટલો કાળ રોકવામાં આવે છે? જર્મન અને ઇટાલીઅન ભાષા શા માટે શીખવવામાં આવે છે? તેનું કારણ પૂછશો તો જે નજીવાં કારણ બતાવવામાં આવે છે તેમાં ખરૂં કારણ એ છે કે આ ભાષાનું જ્ઞાન વિદ્વાન સ્ત્રીને યોગ્ય ગણાય છે, તે ભાષામાં લખેલાં પુસ્તકોનો ઉપયોગ કરવામાં આવે તે કારણ નથી; કેમકે તે પુસ્તકનો ઉપયોગ કદી કરવામાં આવતોજ નથી. પણ ખરૂં કારણ એ છે કે તે ભાષાનાં ગીત સ્ત્રીઓ ગાઇ શકે અને આવી બહોળી જ્ઞાન પ્રાપ્તિથી લોકો છૂપી રીતે તેમની સ્તુતિ કરે. રાજાઓના જન્મ, મરણ, લગ્ન

અને એવી જાતની બીજી અતિહાસીક હલકી બાબતો મોઢે કરવામાં આ-વેછે તેનું કારણ એ નથી કે તે જાણવાથી કોઈ પ્રત્યક્ષ લાભ મળે, પણ તેનું કારણ એ છે કે લોકો સાધારણ રીતે આવા જ્ઞાનને સારી કેળવણીનો ભાગ ગણે છે અને આવું જ્ઞાન ન હોય તો લોકો તિરસ્કાર કરે.

છોકરીઓને સંસારમાં ખરા ઉપયોગી થઈ પડે તેવા હેતુથી જે વિષયો તેમને શીખવવામાં આવે છે તે વાંચન, લેખન, જોડણી, વ્યાકરણ, અંકગણિત અને શીવવું એટલાજ છે; અને આમાંના પણ કેટલાક શીખવવાની મતલબ એ છે કે બીજા લોકો તેમને માટે સારો વિચાર જણાવે, પણ તેમની જાતનું તાત્કાલિક કલ્યાણ થાય તે નથી. શરીરની તેમજ મનની બાબતોમાં ઉપયોગી કરતાં અલંકારિક પ્રથમ આવે છે એ સિદ્ધાંતનું ખરૂં હારદ પૂર્ણ રીતે સમજવા સારૂ આદિ કારણનો વિચાર કરવો જોઇએ. આ મૂળ ધોરણ એવું છે કે ઘણા પ્રાચીન સમયથી તે વર્તમાનકાળ સુધીમાં પણ અમુક શખ્સને જે વાત જરૂરની હોય તેના કરતાં આખી મંડળીને અગત્યની વાત હોય તેને પ્રધાનપણું અપાતું આ-વ્યું છે. અને પૃથક પૃથક માણસોને આખી મંડળીના વશમાં રાખવા એ આખી મંડળીને ઘણુંજ અગત્યનું છે. રાજા, પાર્લામેન્ટ, કાયદા બાંધનારી સભા, અથવા કાયદેસર નિમેલા સત્તાધિશો, એ સિવાય બીજી જાતના રાજ્યાધિકાર નથી એમ આપણે સાધારણ રીતે ધારીએ છીએ, પણ તે ખરૂં નથી. આવા પ્રસિદ્ધ રાજ્યોની પુષ્ટિમાં બીજાં અપ્રસિદ્ધ રાજ્યો પણ હોય છે, અને એવાં અપ્રસિદ્ધ રાજ્યો દરેક વર્ગમાં જોવામાં આવે છે. અને તેમાં ઉપરીપણું પ્રાપ્ત કરવાને દરેક પુરૂષ અથવા સ્ત્રી પોતાથી બનતો પ્રયત્ન કરે છે. કેટલાકનાથી આપણો હાથ ઊંચો રાખવો અને તેઓ આપ-ણને માન આપે તેમ કરવું, અને જે આપણાથી ઊંચા દરજ્જાના હોય તેમની કૃપા સંપાદન કરવી એ બાબતનો મોટો ઝઘડો સંસારભરમાં મચી રહ્યો છે અને તેમાં આખી જીંદગીનું મુખ્ય બળ ખરચવામાં આવે છે. દ્રવ્યનો સંચય, રહેવાનો ઠાઠમાઠ, પોશાકની સૌંદર્યતા, અને જ્ઞાન અથવા બુદ્ધિ દેખાડવાં, એ સાધનોથી દરેક માણસ બીજાને પોતાને આધીન કર-

વાનો પ્રયત્ન કરે છે; અને આમ કરવાથી તે એક બીજાને વશમાં રાખવા સારૂ એવા સહાયભૂત થઈ પડે છે કે તેથી આખી મંડળી નિયમમાં રહે છે. અમેરીકાના જંગલીઓનો સરદાર સંગ્રામમાં ચઢતી વખતે બીક લાગે તેવો શરીર ઉપર રંગ ચોપડી અને પોતાના કમરપટામાં માથાની ચોટલીઓ સહિત ચામડીઓ લટકાવી પોતાનાથી ઉતરતા હોય તેમના મનમાં ભીતિ ઉત્પન્ન કરવાની ઇચ્છા રાખે છે એટલુંજ નહિ, પણ છેલછબીલી સુંદર પ્રમદા, ઘણી મહેનતે સારી બનીઠણી, સારી રીતભાતથી અને પોતાના અગણિત માનસિક અલંકારથી બીજાને વશ કરવાને પ્રયત્ન કરે છે. એટલુંજ નહિ, પણ પંડિત, ઇતિહાસકર્ત્તા, અને તત્વજ્ઞાનીઓ પણ પોતાના જ્ઞાનનો એજ અર્થે ઉપયોગ કરે છે. આપણી પોતાની ખાસિયતો દશે દિશાએ આપણે ધાંધળ કર્યા વગર પ્રદર્શિત કરી એટલું બસ છે એમ માની આપણને તૃપ્તિ નથી પણ તે ખાસિયતોની છાપ બીજા ઉપર પડી તેઓ કોઈ પણ પ્રકારે આપણે વશ રહે એવું કરવાની આપણને હમેશાં ઉત્કંઠા રહે છે. અને કેવા પ્રકારની કેળવણી આપણને મળવી જોઇએ તે આ ઉપરથી નક્કી કરવામાં આવે છે. કયું જ્ઞાન બહુ કીમતી છે એ અગત્યની બાબત લોકો ગણતા નથી, પણ શું શીખવાથી વધારેમાં વધારે વખાણ થશે, માન અને આબરૂ મળશે, શું શીખવાથી સંસારમાં આપણને પદ્વિ મળશે અને આપણે વજનદાર ગણાઇશું, શું શીખવાથી આપણે બીજાને ગાંઠી શકીશું, એ બાબત અગત્યની ગણાય છે. જેમ મરતાં સુધી આપણે કેવા છીએ તેની દરકાર ન રાખતાં લોકો આપણે વિષે શું ધારશે તેની કાળજી રાખ્યા કરીએ છીએ તેમ કેળવણીની બાબતમાં પણ કયા જ્ઞાનની વાસ્તવિક કીમત છે તે સવાલ કોરે મૂકી, કયું જ્ઞાન બીજા ઉપર બાલ અસર કરી શકશે તેનો વિચાર મુખ્યત્વે કરીએ છીએ. આગુસુધરેલો જંગલી માણસ પોતાના દાંત રેતરડીવતી ઘસાવે છે અને નખ રંગાવે છે ત્યારે પ્રત્યક્ષ ઉપયોગ ઉપર તેનું દુર્લક્ષ્ય હોય છે; તે પ્રમાણે આ વિચાર આપણા મનમાં પ્રાધાન્ય હોવાથી આપણે પણ ઉપયોગ ઉપર તેટલુંજ દુર્લક્ષ્ય રહે છે. આપણને કેળવણી આપવાની રૂઢી કેવી જંગલી

અને કાચી સ્થિતિમાં છે તેનો વિશેષ પુરાવો જોઇતો હોય તો તેવો પુરાવો હજી સુધી જુદી જુદી જાતનાં જ્ઞાનની પરસ્પર કેટલી કીમત છે તેની ચરચા થઇ નથી તે ઉપરથીજ મળી આવે છે. ચરચાજ થઇ નથી તો નિયમસર ચરચા કરી તેનું છેવટ નિર્ણય કરવામાં આવ્યું હોય તેની તો આશાજ ક્યાંથી? કયા જ્ઞાન કરતાં કયું જ્ઞાન વધારે કીમતી છે તે નક્કી કરવા સારૂ એકાદો નિયમ ઠરાવવામાં આવ્યો નથી એટલુંજ નહિ, પણ આવો એક નિયમ છે, તેનો પણ પૂરેપૂરો સ્પષ્ટ ખ્યાલ કોઈને થયો નથી. આવા નિયમના અસ્તિત્વનો ખરો ખ્યાલ થયો નથી એટલુંજ નહિ, પણ આવા નિયમની જરૂર છે એમ પણ હજુ સુધી ભાગ્યેજ પૂરેપૂરૂં સમજવામાં આવ્યું હોય. માણસો કોઇક વિષય ઉપર રચાયેલા ગ્રંથો વાંચે છે, અને કોઇ વિષય ઉપર થતાં વ્યાખ્યાનો સાંભળવા જાય છે; પોતાનાં છોકરાંને ફલાણા વિષયો શીખવવા અને ફલાણા ન શીખવવા એનો નિશ્ચય કરે છે ખરા પણ આ બધું તેઓ ચાલુ રીવાજને અગર પોતાની રૂચીને અગર અરૂચીને અનુસરીને કરે છે. કઈ બાબતો શીખવવી વસ્તુતઃ ઘણીજ ઉપયોગી છે તેનો સારો સાર સમજી બહુ ડહાપણ ખરચી નિર્ણય કરવાની કેટલી બધી ભારે અગત્ય છે તેનો બિલકુલ વિચાર પણ કરતા નથી. ફલાણા વિષયની માહિતી વધારે અગત્યની છે અથવા ફલાણાની થોડી અગત્યની છે એ બાબતની કોઈ કોઇ. વખત બધી મંડળીઓમાં ટીકા થતી આપણા સાંભળવામાં આવે છે એ વાત ખરી છે, પણ અમુક બાબતનું જ્ઞાન સંપાદન કરતાં આપણે જેટલો કાળ ગાળીએ છીએ તેટલો કાળ તેની અગત્યતા જોતાં ગાળવો જોઇએ કે નહિ, અથવા તેનાથી બીજી વધારે ઉપયોગી બાબતો છે કે નહિ. તેની પાછળ એવો વખત આપણે વધારે લાભ થાય તેવી રીતે ગાળી શકીએ, એવા પ્રશ્નો કદી નીકળતાજ નથી અને કદાપિ એવો પ્રશ્ન એકાદી વખત ઊઠે તો આપણને અમુક વાત ગમતી હોય અગર અણગમતી હોય તે પ્રમાણે આપણે તે પ્રશ્નનો તાત્કાલિક નિર્ણય કરી નાંખીએ છીએ.

પ્રાચીન ભાષાઓનું જ્ઞાન અને ગણિતશાસ્ત્રનું જ્ઞાન એ બેમાં વધારે

કીમતી કર્યું છે તે બાબતનો પૂર્વથી ચાલતો આવેલો વિવાદ પાછો કોઈ કોઇ વખતે ચાલવા માંડેલો આપણા સાંભળવામાં આવે છે તે વાત ખરી છે, પણ આ વિવાદ શાસ્ત્ર અગર વિદ્યાનો આધાર રાખ્યા વગર માત્ર અનુભવ ઉપરથીજ ચલાવવામાં આવે છે અને તેનો નિર્ણય કરવા સારૂ અમુક નિર્ણિત ધોરણ ઉપર પણ નજર રાખવામાં આવતી નથી. અને જે મોટા પ્રશ્નનો આ વિવાદનો વિષય ભાગ છે તેના મુકાબલામાં આ વિષય ઉપરની તકરાર ઘણી નજીવી છે. યોગ્ય અધ્યયન ક્રમ કયો છે તેનો નિર્ણય કરવામાં પ્રાચીન ભાષાઓનું જ્ઞાન સર્વોત્તમ કે ગણિતશાસ્ત્રનું જ્ઞાન સર્વોત્તમ તેનો નિર્ણય કરવો, તે, ખાવામાં રોટલી પૌષ્ટિક છે કે પક્વાન પૌષ્ટિક છે તેનો નિર્ણય કર્યો એટલે બધા ભોજન પ્રકરણનો નિર્ણય કર્યો એમ ધારવા જેવું છે।

અમુક બાબતનું જ્ઞાન કીમતી છે કે નહિ એ સવાલ ઘણો અગત્યનો છે એમ અમારૂં કહેવું નથી, પણ જ્ઞાનની પરસ્પર કીમત કેટલી છે એટલે કયા જ્ઞાન કરતાં કયું જ્ઞાન ઘણું કીમતી છે તે સવાલ ઘણોજ અગત્યનો છે એમ અમે કહીએ છીએ. અમુક ક્રમ પ્રમાણે અધ્યયન ચલાવવાથી અમુક ફાયદા પ્રાપ્ત થાય છે એ કહ્યા એટલે માણસો એમ સમજી લેછે કે જે તેઓએ કર્યું છે અને કર્યા જાય છે તે વાજબી છે. પણ તેમ કરવામાં જે ફાયદા મળે છે તે પૂરતા યોગ્ય છે કે નહિ તેનો નિર્ણય કરવાનો છે તે વાત વીસરી જાય છે. જે વિષયોનો માણસ અભ્યાસ કરે છે તેની કાંઇએ કીમત ન હોય એવો એક પણ વિષય નથી. ઈંગ્લાંડના અમીરોનાં આયુદ્ધ ચિન્હોનો અર્થ સમજવામાં એક વર્ષ ઉદ્યોગ કર્યો હોય તો તેથી અસલી લોકોની રીતભાત અને નીતિની કાંઇક વધારે માહિતિ મળવાનો સંભવ છે. ઈંગ્લાંડમાંનાં બધાં ગામો વચ્ચેનું છેટું જે કોઈ શીખ્યો હોય તેને તેની આખી જીંદગીમાં એ જ્ઞાન મુસાફરી જવાની ગોઠવણ કરવામાં એક બે વાર કદાપિ ઉપયોગી થઇ પડે. એક પરગણામાં ચાલતા હલકી બાબતોના ગપાટાનો સંગ્રહ કરે તો તેથી કદાપિ કોઇ એક ઉપયોગી વાત સાબિત કરી શકાય, જેવી કે ઓથે ઉતરતો આવેલો રોગ. પણ દરેક

માણસ કબુલ કરશે કે ઉપર જે દૃષ્ટાંતો કહ્યાં છે તેમાં મહેનત કરવી પડે તે ઘણી, અને સંભવિત લાભ થવાનો તે થોડો છે. બીજે ઠેકાણે વધારે કીમતી માહીતી મળે તે ન મેળવતાં આવું જ્ઞાન પ્રાપ્ત કરવામાં એક છોકરાનાં કેટલાંક વરસ જવા દેવાની સૂચના કરવામાં આવે તો કોઇ પણ માણસ તે સાંભળી રહેશે નહિ. અને જો આવી બાબતોમાં કીમતની અજમાયશ લગાડવામાં આવે અને તેજ અજમાયશ ખરી છે એમ ગણવામાં આવે તો એવી અજમાયશ દરેક બાબતમાં લગાડી તે ખરી શા માટે ન ગણવી જોઇએ ? જો બધા વિષય શીખવવાનો વખત મળતો હોત તો આટલી બધી ખાંચખુંચ રાખવાની જરૂર રહેત નહિ. પણ આપણી જીંદગી વેંતભર છે તો આવું જ્ઞાન પ્રાપ્ત કરવાને આપણને બહુજ પૂરતો વખત મળતો નથી તે વાત ધ્યાનમાં રાખવી જોઇએ. અને આટલો થોડો કાળ પણ આપણી ટૂંકી જીંદગીથી તેમજ વળી સંસાર વ્યવ્હારના કામકાજથી એટલો બધો સંકોચિત થાય છે કે જેટલો વખત આપણને મળી આવે તેટલો વધારેમાં વધારે લાભ પ્રાપ્ત થાય તેમ તેનો ઉપયોગ કરવો જોઇએ. કલ્પના અથવા ચાલતા સંપ્રદાયને અનુસરીને અમુક વિષયનું અધ્યયન કરવામાં કેટલાંક વરસો ગાળતાં પહેલાં તેટલાંજ વરસો બીજા વિષયોનો અભ્યાસ કરવામાં ગાળ્યાં હોય તો તેથી જે ફળ થાય તેની બરાબર તુલના કરવી જોઇએ.

કેળવણીની બાબતમાં આ મોટામાં મોટા પ્રશ્ન છે, અને તેમની નિયમસર ચરચા થવી જોઇએ એ પણ હવે બહુજ જરૂરનું છે. સૌથી વધારે મહત્વનો પ્રશ્ન એ છે કે જુદા જુદા વિષયોમાંથી કયો વધારે અગત્યનો છે અને કયો નથી તેનો નિર્ણય કેવી રીતે કરવો ? પણ આ આવો મોટો પ્રશ્ન છતાં તેનો વિચાર આપણે સૌથી છેલો કરીએ છીએ. સારો અધ્યયનક્રમ નક્કી કરતાં પહેલાં કઇ કઇ બાબતો જાણવી જરૂરની છે તે નક્કી કરવું જોઇએ; અથવા બેકન કહે છે તે પ્રમાણે જુદી જુદી જાતના જ્ઞાનના વિષયો છે તેની પરસ્પર સંબંધે કેટલી કીમત છે તે નક્કી કરવું જોઇએ.

આ પ્રમાણે આપણે કીમત દર્શાવી શકીએ તેટલા માટે કીમતનું એક ધોરણ જરૂર હોવું જોઇએ. અને સારા ભાગ્યે આવું કીમતનું ધોરણ કર્યું છે તે બાબતમાં સાધારણ રીતે બોલતાં કોઇ પણ વાંધો કાઢી શકે તેવું નથી. અમુક બાબતનું જ્ઞાન ઉપયોગી છે એમ પ્રતિપાદન કરતાં દરેક માણસ સંસાર વ્યવહારના કોઇ પણ કૃત્ય ઉપર તે વિષયના જ્ઞાનથી શી અસર થાય છે તે બતાવી તેનું ઉપયોગીપણું દર્શાવી આપે છે. અમુક બાબતનું જ્ઞાન શા કામનું છે? એ પ્રશ્નનો પ્રત્યુત્તર આપતાં ગણિતશાસ્ત્રી, ભાષાશાસ્ત્રી, સિદ્ધપદાર્થ વિજ્ઞાની અને તત્ત્વજ્ઞાની, પોતે જે વિદ્યાનો અભ્યાસ કરે છે તેનું જ્ઞાન આચરણ ઉપર કેવી રીતે સારી અસર કરે છે તે બતાવે છે. એટલે એ જ્ઞાન હોવાથી દુઃખથી કેવો બચાવ થાય છે અને કલ્યાણ કેવી રીતે પ્રાપ્ત થાય છે, સુખ મેળવવામાં તે જ્ઞાન કેવી રીતે ઉપયોગી થઇ પડે છે તે બતાવી આપે છે. અક્ષર સારા લખતાં શીખવનાર એમ બતાવે કે સંસાર વ્યવહારમાં સારા અક્ષર ઘણા ઉપયોગી છે, તેથી ગુજરાન મેળવી શકાય છે, અને સંસારમાં આપણે સુખમાં રહી શકીએ ત્યારે તેણે પોતાના વિષયની અગત્ય સાબીત કરી એમ ગણી શકાય. જૂની ગત થએલી વાતોનો સંગ્રહ કરનાર, જેમકે જૂના સિક્કા સમજનાર એમ બતાવી શકતો નથી કે આવા સંગ્રહથી મનુષ્યવર્ગના સામાજિક કલ્યાણ ઉપર કાંઈ જાણવા લાયક અસર થાય છે તો તેને કબૂલ કરવું પડે છે કે આવી બાબતનું જ્ઞાન મુકાબલે કીમત રહીત છે. દરેક માણસ આ ધોરણથી જ્ઞાનના ઉપયોગીપણાની અજમાયશ પ્રત્યક્ષ રીતે અગર ગર્ભીત રીતે કરે છે, એમ આ ઉપરથી સિદ્ધ થાય છે.

સંસાર કેમ ચલાવવો એ મોટામાં મોટો પ્રશ્ન છે. એ શબ્દનો બહોળો અર્થ કરવાનો છે. જુદી જુદી સ્થિતિમાં ખરૂં આચરણ શું? એ મોટો પ્રશ્ન છે અને તેના પેટામાં બીજા ખાસ પ્રશ્નોનો સમાવેશ થાય છે. શરીરની શી રીતે સંભાળ રાખવી, મનને કેવી રીતે કેળવવું, આપણાં કામકાજ કેવી રીતે ચલાવવાં, કુટુંબનું કેવી રીતે પાલનપોષણ કરવું, નગરવાસી તરીકે આપણી ફરજો છે તે શી રીતે અદા કરવી, સૃષ્ટિમાં જે સુખ પ્રાપ્ત કર-

વાનાં સાધનો છે તેનો કેવી રીતે લાભ લેવો, આપણી શક્તિઓનો કેવી રીતે ઉપયોગ કરવો કે તેથી આપણને તથા બીજાઓને વધારેમાં વધારે લાભ નીપજે, ટૂંકામાં સંસાર કેમ ચલાવવો એ મુખ્ય સવાલ છે. અને જે મોટી બાબત શીખવાની આપણે જરૂર છે તે આ છે. તેથી કેળવણી આપી જે શીખવવાનું છે તે પણ એજ છે. પૂર્ણ રીતે સંસાર ચલાવવાને આપણને તૈયાર કરવા એ કેળવણીની મુખ્ય ફરજ છે, અને અમુક અધ્યયનક્રમ યોગ્ય છે કે કેમ તેનો નિર્ણય કરવો જોઇએ.

આ ધોરણનો કદી પણ પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવતો નથી, એટલુંજ નહિ, પણ તેનો થોડો ઘણો ઉપયોગ પણ ક્વચિતજ થાય છે. આ ધોરણ પ્રમાણે શાળામાં અપાતું જ્ઞાન કીમતી છે કે નહિ તેની પરીક્ષા કરવામાં આવે છે ત્યારે ઘણીજ અનિશ્ચિત રીતે તે ધોરણનો આધાર લેવામાં આવે છે; અને જ્ઞાનની કીમત કરવામાં આ ધોરણ પ્રમાણે કસોટી કરીએ છીએ તેનું પણ આપણને થોડુંજ પૂરેપૂરૂં ભાન હોય છે. માટે તેમ ન કરતાં આ ધોરણને અનુસરી સમજીને રીતસર અને બધી બાબતોમાં પૂર્ણરીતે કસોટી કરવી જોઇએ. સંસાર પૂર્ણ રીતે કેમ ચલાવવો એ હેતુ પ્રાપ્ત કરવાનો છે એ વાત આપણા ધ્યાનમાં રાખી તે ઉપર આપણી સતત દૃષ્ટિ રાખવી આપણને ઘટે છે. કેમકે આપણાં છોકરાંને ઉછેરી મોટાં કરવામાં આ હેતુ સિદ્ધ કરવાનો છે એમ બરાબર સમજી તેમને જે જે વિષયો શીખવવા તે અને તે વિષયો કેવી રીતે શીખવવા તે એ બાબતો પસંદ કરી શકીએ. કેળવણી આપવામાં જે ચાલુ શીરસ્તો હોય તેનો વિચાર કર્યા વગર આપણે સ્વીકાર કરવો નહિ એટલુંજ નહિ, પણ જે વધારે બુદ્ધિમાન્ લોકો પોતાનાં બાળકોનાં મનની કેળવણી ઉપર દેખરેખ રાખે છે તેઓએ સારા નરસાનો વિચાર કરવાનું જે અણઘડ અને માત્ર અનુભવ ઉપરજ આધાર રાખતું ધોરણ રાખેલું છે તેને બાજુએ મૂકવું અને તે ઉપરાંત આપણે વિચાર કરવો જોઇએ. કેમકે બીજી ચાલતી રૂઢીઓને વળગી રહેવા વાસ્તે જે જે કારણો છે, તે ઉપરાંત કેળવણી આપવામાં ચાલતી રૂઢીને અનુસારવાને કાંઇપણ વિશેષ કારણ નથી. જીંદગીમાં મોટા થયા પછી અમુક જાતની

માહિતી ઉપયોગી થઇ પડશે, અગર અમુક જાતનું જ્ઞાન વ્યવહારમાં વધારે કામનું છે, એટલોજ વિચાર કરવો બસ નથી, પણ બની શકે ત્યાંસુધી જુદી જુદી જાતનાં જ્ઞાનની પરસ્પર કીમત કેટલી છે તેની ગણતરી કરવાની કાંઈ રીત ખોળી કાઢવી જોઇએ કે કયા વિષય ઉપર વિશેષ ધ્યાન આપવું તે આપણે ખચિત રીતે જાણી શકીએ.

બેશક આ કામ ઘણું મુશ્કેલ છે, કદાચ તે સિદ્ધ કરવામાં અપૂર્ણતા રહી જશે. પણ કામ મુશ્કેલ છે તોપણ તે ઘણું અગત્યનું છે માટે હીચકારાવેડા કરી તેને છે તેમને તેમ રહેવા દેવું એ ઠીક નથી, પણ તે કામનો વિચાર કરી તેનું છેવટ લાવવામાં પુષ્કળ પ્રયાસ કરવાનું વિશેષ કારણ છે. અને જો આપણે તેનો વિગતવાર રીત મુજબ વિચાર કરીશું તો ઘણું ફળ નીપજશે.

ત્યારે આપણું પહેલું કામ એ છે કે મનુષ્યના જીવનમાં જે જે મુખ્ય પ્રવૃત્તિ છે તેમની અગત્યતા પ્રમાણે તેમના વર્ગ પાડવા. તે પ્રવૃત્તિના સ્વભાવે કરીને નીચે પ્રમાણે વર્ગ પાડી શકાય છે.—

૧. જે પ્રવૃત્તિ પ્રત્યક્ષરીતે સ્વરક્ષણ કરવામાં સહાયભૂત થઇ પડેછે તે.

૨. જે પ્રવૃત્તિથી આપણે જીંદગીની જરૂરીઆત ચીજો પ્રાપ્ત કરીએ છીએ અને જે પરોક્ષરીતે સ્વરક્ષણ કરવામાં સહાયભૂત થઇ પડે છે તે.

૩. જે પ્રવૃત્તિનો હેતુ બાળકોને ઉછેરવાં અને તેમને નિયમમાં રાખવાં એવો છે તે.

૪. જે પ્રવૃત્તિ યોગ્ય સંસારિક અને રાજકીય સંબંધોનો ક્રમ ચાલુ રાખવામાં ઉપયોગની છે તે.

૫. જે પરચૂરણ પ્રવૃત્તિઓ જીંદગીના અવકાશના વખતમાં ચલાવી રૂચી અને મનોવૃત્તિઓને તૃપ્ત રાખવામાં આવે છે તે.

આ પાંચ વર્ગની ગોઠવણ તેમના ન્યૂનાધિક મહત્વના પ્રમાણમાં છે એ જાણવાને વધારે વિચાર કરવાની જરૂર નથી. જે કૃતિઓ અને સાવચેતીઓથી આપણે પ્રત્યેક ક્ષણે આપણું જાતનું રક્ષણ કરીએ છીએ તેમને સૌથી અગ્રેસર મૂકવીજ જોઇએ એ તો સ્પષ્ટજ છે. આસપાસના પદાર્થો

અને તેમની ગતિઓથી અજાણ્યો અને તેઓની વચમાંથી પોતાનો નિભાવ કેમ કરવો એથી નાના બાળક જેવો કેવળ અજ્ઞાન પુરૂષ કોઇ હોય તો બેશક પછી તેને બીજી બાબતોનું જ્ઞાન ગમે તેટલું હોય તે છતાં પણ રસ્તો નીકળતાંજ તેવો શખ્સ પોતાની જીંદગી ખૂવે. એ વાત સોવસા નિશ્ચિત જેવી છે; અને બીજા વિષયોના કેવળ અજ્ઞાન કરતાં આ બાબતથી તદ્દન અજાણ્યા રહેવું તાત્કાલિક વિશેષ હાનિકારક છે, તેથી એમ તો કબૂલ કરવું પડશે કે જે જ્ઞાન સ્વરક્ષણ કરવામાં પ્રત્યક્ષ રીતે સહાયભૂત થઇ પડે છે તે સૌથી વધારે અગત્યનું છે.

પ્રત્યક્ષ સ્વરક્ષણની પછી બીજે નંબરે પરોક્ષ સ્વરક્ષણ આવેછે. પરોક્ષ સ્વરક્ષણ એટલે જીંદગીનો ગુજારો કરવાનાં સાધન પ્રાપ્ત કરવાં એ છે, એમાં કોઇને શક નહિ પડે. ઉદ્યમ પહેલો કર્યો હોય તો માબાપ તરીકે આપણાં કર્તવ્ય બજાવવાને આપણે શક્તિમાન થઇએ છીએ. એ વાત ધ્યાનમાં રાખીશું તો માબાપ તરીકેનાં કર્તવ્યોનો વિચાર કરતાં પહેલાં ઉદ્યમ પ્રવૃત્તિનો વિચાર આપણે કરવો જોઇએ એમ સાફ જણાઈ આવશે. સંતતિનું ગુજરાન કરવાનું સામર્થ્ય આપણામાં આવે તે પહેલાં પોતાનો ગુજારો કરવાનું સામર્થ્ય આપણામાં હોવું જોઇએ. તે ઉપરથી એમ નીકળે છે કે કુટુંબનું કલ્યાણ કરવાને જે જ્ઞાનની જરૂર છે તેના કરતાં પોતાનો ગુજારો શી રીતે કરવો એ જ્ઞાન સંપાદન કરવું વિશેષ જરૂરનું છે, અને તાત્કાલિક સ્વરક્ષણને માટે જે જ્ઞાનની જરૂર છે તેનાથી જ ઉતરતું બીજી પંક્તિનું આ જ્ઞાન ગણવું જોઇએ.

કાળાન્વયે કુટુંબ પહેલું અને રાજ્યનું બંધારણ પછી થાય છે. રાજ્યનું ધોરણ બંધાતા પહેલાં અને રાજ્ય પડી ભાગ્યું હોય ત્યારપછી પણ માબાપ છોકરાં ઉછેરી શકે છે. અને છોકરાં ઉછેરાયા પછીજ રાજ્યનું બંધારણ થઈ શકે છે. તો તે ઉપરથી એમ નીકળે છે કે નગરવાસી તરીકે આપણી ફરજો છે તે ઉપર લક્ષ આપતાં પહેલાં માબાપ તરીકે આપણી ફરજો છે તે ઉપર વિશેષ ધ્યાન આપવું જોઇએ. અથવા એક વળી બીજું પ્રમાણ છે, તે એ કે આખી મંડળી સારી થાય તેનો

આધાર નગરવાસીઓ કેવા છે તે ઉપર છે. અને નગરવાસીઓની પ્રકૃતિમાં તેમને બાલ્યાવસ્થામાં જે કેળવણી મળી હોય તે પ્રમાણે જેટલો ફેરફાર થાય છે તેટલો બીજા કશાથી થતો નથી; તો તે ઉપરથી છેવટ એમ નિર્ણય થાય છે કે આખી મંડળીના કલ્યાણનો આધાર કુટુંબના કલ્યાણ ઉપર રહે છે. અને તેથી મંડળીના કલ્યાણને પ્રત્યક્ષરીતે સહાયભૂત થઈ પડે તેવા જ્ઞાન કરતાં કુટુંબના કલ્યાણને પ્રત્યક્ષ રીતે સહાયભૂત થઇ પડે તે જ્ઞાનને પ્રધાનપણું આપવુંજ જોઇએ.

વધારે અગત્યનાં કામો કરી રહ્યા પછી જે અવકાશ મળે છે તે અવકાશ આનંદ મળે એવી રીતે ગાળવાની જે જુદી જુદી રીતો છે, જેવી કે ગાયન, ચિત્રકળા, કવિતા ઇત્યાદિ, તે ઉપરથી એમ જણાય છે કે એ સાધનો અસ્તિત્વમાં આવે ત્યારે પહેલાં મંડળીનું બંધારણ થએલું હોવું જોઇએ. ઘણી મુદતનો મંડળીનો જમાવ ન થયો હોય તો આ બાબતો પરિપક્વ થઇ શકતી નથી એટલુંજ નહિ, પણ એના વિષયો પણ મંડળીના મનોભાવ અને સમજાવો હોય છે. આ વિષયોની વૃદ્ધિ થવા સારૂ જે જે જરૂરનું છે તે મંડળીમાંથી મળી આવે છે એટલુંજ નહિ, પણ તેમાં જે વિચારો અને મનોભાવો જણાય છે તે પણ મંડળીના બંધારણ ઉપરથી મળી આવે છે. અને તેથી કરીને મનુષ્ય આચરણનો જે ભાગ સારા શહેરી થવામાં અગત્યનો છે તે રૂચીઓની પ્રવૃત્તિ કરવામાં અગર શોભાદાયક લક્ષણો પ્રાપ્ત કરવામાં જે કૃતિઓ કરાય છે તેના કરતાં વધારે ઉપયોગી છે. અને તેથી મોજશોખની કેળવણી કરતાં સારા શહેરી થવાની કેળવણીને પ્રધાનપણું આપવું જોઇએ.

કેળવણીનો ખરો ગૌણતા ઉતરતી ક્રમ કાંઇક આવો છે એમ અમે ફરીથી કહીએ છીએ, એટલે (૧) જે પ્રત્યક્ષ રીતે સ્વરક્ષણને માટે તૈયાર કરે છે તે, (૨) જે પરોક્ષ રીતે સ્વરક્ષણને માટે તૈયાર કરે છે તે, (૩) જે માબાપ તરીકે આપણાં કર્તવ્ય બજાવવાને આપણને તૈયાર કરે છે તે, (૪) જે શહેરી તરીકે તૈયાર કરે છે તે, અને (૫) જીંદગીમાં જુદા જુદા પરચૂરણ ઉત્તમ જાતિના મોજશોખ ભોગવવાને માટે તૈયાર કરે છે તે. આ વિભાગ

પાડેલા છે તે એક બીજાથી નિશ્ચિતપણે જુદા રાખી શકાય એવા છે એમ અમારૂં કહેવું નથી. આ વિભાગ એક બીજાની સાથે એવા ગુંથાએલા છે કે એક બાબતની કેળવણી આપી હોય તો બીજા વિભાગોને લગતું પણ શિક્ષણ તેમાંથી કેટલેક દરજ્જે મળી આવે. આગલા વિભાગના પેટાવિભાગો વધારેં અગત્યના છેં એ પણ અમે કબુલ કરીએ છીએ. જેમ કે જે માણસની ધંધારોજગારમાં ઘણી હોંશિયારી હોય અને બીજી બાબતોનું જ્ઞાન ઘણુંજ થોડું હોય તો તે પૂર્ણરીતે જીંદગી ભોગવવામાં પ્છાત પડશે અથવા તો સંસારમાં ખરૂં આચરણ કર્યું છે તે બાબતમાં પરિપૂર્ણ જ્ઞાન હોય, અને અક્ષરવિદ્યા અંગર માનસિક શ્રમ સાધ્ય કળાઓ, જેવી કે ગાયન, વાદ્ય, કવિતા વગેરેનું બિલકુલ જ્ઞાન ન હોય તેના કરતાં પહેલાં વિષયનું મધ્યમ જ્ઞાન અને ઉપર કહેલી બીજી બાબતોનું પણ થોડું થોડું જ્ઞાન હોય તો વધારે સારૂં, પણ આ પ્રમાણે ઘટિત મર્યાદા બાંધ્યા છતાં પણ ઉપર કહેલા પાંચ મુખ્ય વિભાગો કાયમજ રહે છેં, અને ઉપર દર્શાવેલા ક્રમ પ્રમાણે એ પાંચ વિભાગ ચઢના ઉતરતા દરજ્જાના છે એ પણ વાસ્તવિક રીતે ખરૂં છે; કેમકે તેને મળતા જીંદગીના વિભાગો છે તે ઉપરથીજ આ ક્રમ નીકળી આવે છે. કેળવણીની ઉત્તમમાં ઉત્તમ કલ્પના એ છે કે આ બધા વિભાગોનું જ્ઞાન આપી મનુષ્યને પૂર્ણ રીતે તૈયાર કરવા. પણ કદાપિ આ ધોરણ પ્રમાણે પૂરેપૂરૂં બની ન શકે તો, અને હાલના સુધારાની સ્થિતિ જોતાં અમને લાગે છે કે સંપૂર્ણ ધોરણે પહોંચાઇ શકાય તેમ છે જ નહિ પણ દરેક માણસ શકત્યનુસાર તે ધોરણને થોડો ઘણો પહોંચી શકે તેમ છે, તો દરેક વિભાગનું યોગ્ય પ્રમાણમાં જ્ઞાન આપવાનું હમેશાં નજર તળે રાખવું ઘટે છે. અમુક વિભાગ ઘણોજ અગત્યનો હોય તોપણ તેની પૂરેપૂરી કાંઇ પણ ઊણું રહી ના જાય એવી માહિતી મેળવવી એમ નહિ, તેમજ બે ત્રણ અથવા ચાર બાબતો જે વધારે અગત્યની હોય તેનાજ ઉપર માત્ર લક્ષ્ય આપી તેનુંજ જ્ઞાન સંપાદન કરવું તેમ પણ નહિ; પરંતુ દરેક વિભાગ ઉપર લક્ષ આપવું જોઇએ, અને તે લક્ષ વિભાગની અગત્યતાના પ્રમાણમાં આપવું જોઇએ.

એટલે વધારેમાં વધારે અગત્યનો જે વિભાગ હોય તેના ઉપર સૌથી વિશેષ લક્ષ આપવું, અને થોડી અગત્યનો હોય તેના ઉપર થોડું લક્ષ આપવું જોઇએ. કોઇ પણ માણસની અમુક વિષયમાં ખાસ બુદ્ધિ પહોંચતી હોય તો તે વિષયનું જ્ઞાન મેળવી તે પોતાનો ઉદરનિર્વાહ કરે, પણ સાધારણ બુદ્ધિના માણસોને ઉપર કહ્યું તેવી જાતનું જ્ઞાન આપવું જોઇએ. પૂર્ણ રીતે સંસાર ચલાવવામાં જે બાબતો ઘણીજ અગત્યની છે તેમાં જેમ બને તેમ પૂર્ણ જ્ઞાન અને સંસાર ચલાવવામાં જે જે બાબતોનો દૂરનો સંબંધ છે તે તે બાબતોનું તેથી થોડું જ્ઞાન મળે એવી જાતની કેળવણી મધ્યમ બુદ્ધિના મનુષ્યને આપવી જોઇએ એ જરૂરનું જણાય છે.

આ ધોરણ પ્રમાણે કેળવણી આપવાનો ક્રમ બાંધીએ તો કેટલીક સાધારણ બાબતો ઉપર આપણે હમેશાં લક્ષ રાખવું જોઇએ. પૂર્ણ રીતે સંસાર ચલાવવામાં અમુક જાતનું જ્ઞાન આવશ્યક છે અગર થોડું ઘણું નૈમિત્તિક છે તેનો વિચાર કરવો જોઇએ. જ્ઞાનની કીમત બંધાતાં કેટલીક જાતનાં જ્ઞાનની ખરેખરી સ્વાભાવિક કીમત હોય છે, કેટલીક જાતના જ્ઞાન એથી અડધી કીમતનાં હોયછે, અને કેટલીક જાતના જ્ઞાનની કીમત રૂઢી ઉપર આધાર રાખેછે. પક્ષાઘાત થતા પહેલાં બહેરાશ અને ઝંઝણી લાગવા માંડેછે; પાણીમાં થઇ જતા પદાર્થને પાણીની નડતર તે પદાર્થની ગતિના વર્ગના પ્રમાણમાં બદલાયછે; ક્લોરીન નામનો પદાર્થ ચેપી રોગનો પસાર થતો અટકાવવામાં કામ લાગેછે; આવાં અને સાધારણ રીતે કહીએ તો વિદ્યાની સિદ્ધતાઓના જ્ઞાનનાં સ્વાભાવિક અંતર્ગત મૂળ છે. મનુષ્ય આચરણ ઉપર હાલ તેમની જે અસર છે તે દશ હજાર વરસ પછી પણ તેવીજ રહેવાની. લાટિન અને ગ્રીક ભાષાઓ શીખવાથી અંગ્રેજીનું જે વિશેષ જ્ઞાન મળે અથવા સંસ્કૃત શીખવાથી ગુજરાતી ભાષાની જે વિશેષ માહીતી આપણે પ્રાપ્ત કરીએ એ જ્ઞાનનું અંતર્ગત મૂળ પહેલી જાતના જ્ઞાન કરતાં ઓછું છે. એ જ્ઞાનની અગત્ય આપણને છે તેમજ જે બીજી ભાષાઓ તેજ મૂળથી ઉત્પન્ન થયછે તે ભાષા બોલનાર લોકને પણ છે. પરંતુ જ્યાંસુધી આપણી ભાષા હયાત છે ત્યાંસુધી તે જ્ઞાનનો

ખપ છે. નામ, તારીખ અને અર્થ સહિત બનાવોની માહિતી જેને શાળાઓમાં ઇતિહાસનું નામ ખોટી રીતે આપેછે તેની માત્ર સાંકેતિક કીમત છે, એટલે તેની કીમતનો આધાર મનના માન્યા ઉપર છે. આપણી કોઇ પણ કૃતિ ઉપર તેની બિલકુલ અસર નથી. ચાલતા મત પ્રમાણે હાંસી થાય તે અટકાવવાનેજ માત્ર આવી બાબત શીખવવામાં આવે છે.

જે બાબત થોડાક કાળસુધી અને અમુક વર્ગના માણસોનેજ ઉપયોગી છે, તેના કરતાં જે બાબત આખા મનુષ્ય વર્ગને સર્વકાળ ઉપયોગી છે તે વધારે અગત્યની ગણવી જોઇએ; અને થોડા મનુષ્યોનેજ અમુક રૂઢી પહોચે ત્યાંસુધીજ અમુક બાબત ઉપયોગી છે તેવી બાબત કરતાં તેને ઘણીજ વધારે અગત્યની ગણવી જોઇએ. માટે એમ સિદ્ધાંત નીકળેછે કે બીજી બધી બાબતો સરખી હોય તો જે જ્ઞાનની સ્વભાવતઃ અંતર્ગત કીમત છે તે જ્ઞાનને તેથી ઓછી કીમતના જ્ઞાન કરતાં અથવા રૂઢીને આધારે જે જ્ઞાન જરૂરનું ગણાયછે તે કરતાં પ્રધાનપણું આપવું જોઇએ.

વળી બીજી વાત પણ ધ્યાનમાં રાખવાની છે. દરેક જાતનું જ્ઞાન બે કારણથી કીમતી ગણાયછે. એક તો જ્ઞાન તરીકે અને બીજું નિયમન તરીકે. દરેક જાતની માહિતીથી મનુષ્યે કેમ ચાલવું એ જાણવામાં આવે છે એટલુંજ નહિ, પણ આવી માહિતી મનોયત્ન તરીકે પણ ઉપયોગી થઇ પડેછે, અને પૂર્ણ રીતે સંસાર ચલાવવાને આપણને યોગ્ય કરવાસારૂ દરેક જાતની માહિતીની યોગ્યતાનો વિચાર કરતાં આ બે બાબતો ધ્યાનમાં રાખવી જોઇએ.

આ ઉપરથી હવે અધ્યયન ક્રમનો નિર્ણય કરતાં નીચેના સામાન્ય વિચારો લક્ષમાં રાખવા જોઇએ. (૧) મનુષ્ય જીવનમાં જુદી જુદી જાતની પ્રવૃત્તિઓ છે, અને તેની અગત્ય અનુક્રમે એક બીજાથી ઉતરતી છે. (૨) આ જુદી જુદી જાતની પ્રવૃત્તિઓને કેમ ચલાવવી તે બાબતના જ્ઞાનનું મૂળ અંતર્ગત, અર્ધાંતર્ગત અને સાંકેતિક છે. અને (૩) જ્ઞાન અને નિયમન તરીકે તેમનું કેટલું પ્રબળ છે.

સારા ભાગ્યે પ્રત્યક્ષ સ્વરક્ષણને સારૂ શિક્ષણનો જે ભાગ અતિ

અગત્યનો છે તેનો બંદોબસ્ત ઘણેખરે દરજ્જે થઈ ચૂકેલોછે. મનુષ્ય જાતિના ભૂલથાપ ખાતા સ્વભાવ ઉપર તેનો આધાર ન રાખવો જોઇએ, એમ સમજી કુદરતે તે વાત પોતાના હાથમાં રાખી છે. ધાવના ખોળામાં છતાં પણ અજાણ્યા માણસને જોઇને બચ્ચું પોતાનું મોં હાથેવતી ઢાંકી રડે છે, તે ઉપરથી, જે અજાણ્યું છે અને જે કદાચ ભયકારક થઇ પડે તેવાથી નાશી પોતાનો બચાવ કરવાની તેની પ્રેરણાબુદ્ધિ ખીલતી જણાઈ આવે છે. અને હીંડતાં શીખ્યા પછી અજાણ્યું જાનવર જોઇ તેને જે બીક લાગે છે તેથી, તથા ભયજનક દેખાવ જોયા પછી અગર અવાજ સાંભળ્યા પછી તે ચીસ પાડતું પોતાની મા પાસે દોડી જાય છે તેથી આ પ્રેરણાબુદ્ધિ વધારે પરિપક્વ થએલી જણાય છે. વળી પ્રત્યક્ષ સ્વરક્ષણને સહાયભૂત થતું જ્ઞાન પ્રાપ્ત કરવામાં તે ક્ષણેક્ષણ ગુંથાઇ રહેલુંજ હોય છે. શરીર સમતોલ કેમ રાખવું? બીજા પદાર્થો સાથે ન અથડાય તેવી રીતે હિલચાલ કેમ કરવી? કયા પદાર્થો કઠણ છે, અને વાગશે તો ઇજા થશે? કયા પદાર્થો ભારે છે, અને તેમના પડવાથી શરીરના અવયવોને નુકસાન થશે? ક્યા પદાર્થો તેના શરીરનો ભાર ખમી શકશે અને ક્યા નહિ ખમી શકે? અગ્નિ, છૂટી ફેંકવાની ચીજો, અને ધારવાળાં હથીઆરોથી થતું દુઃખ, આ અને આવી બીજી મૃત્યુ અગર અકસ્માતથી બચી જવા સારૂ જે જરૂરની માહિતીઓ છે તે તે દરેક વખતે શીખતુંજ રહે છે. અને થોડાંક વર્ષો વિત્યા પછી જ્યારે તેનું બળ વધી તે દોડવા, કૂદવા, અને ઝાડપર ચઢવા માંડે છે, અગર બળની અને હોશિયારીની રમતો રમવી શરૂ કરે છે, ત્યારે પણ તેની બધી કૃતિઓ એવી હોય છે કે તેથી તેની પિંડીઓ દૃઢ થાય છે, ગ્રહણ શક્તિ તિક્ષ્ણ થાય છે, વિચારશક્તિ ત્વરિત થાય છે અને તેથી આસપાસના પદાર્થોમાં અને પોતાની જૂદી જૂદી હાલચાલમાંથી પોતાનું શરીર બચાવી કેમ ફરવું હરવું તેને માટે, તેમજ દરેક મનુષ્યની જીંદગીમાં ક્વચિત્ ક્વચિત્ જે મોટા ભય આવી પડેછે તેમાંથી પોતાનો નિભાવ કરવા માટે તે તૈયારી કરી મૂકેછે. આ પ્રમાણે આ મૂળજ્ઞાનની કુદરતે સંભાળ લીધીછે તો મૂકાબલે આપણે તેની થોડીજ કાળજી કરવાની છે. આવા

અનુભવ અને નિયમન પ્રાપ્ત કરવાને જેટલી જોઇએ તેટલી મોકળાશ આપવી જોઇએ એટલુંજ આપણે જોવાનું છે. એટલે કે પોતાના તાબામાં જે છોકરાં હોય તેમને સ્વાભાવિકરીતે પોતાની શરીરપ્રકૃતિના લક્ષણ પ્રમાણે વર્તવા ન દેતાં ઘણાક મહેતાજીઓ મૂર્ખાઇથી તેમને અટકાવ કરી કુદરતના નિયમને દબાવી દેછે, અને તેમ કરીને જોખમને સમયે પોતાની સંભાળ પોતે ન લઇ શકે તેવાં તેમને કરેછે તે પ્રમાણે થવા દેવું જોઇએ નહિ. પ્રત્યક્ષ સ્વરક્ષણને માટે તૈયાર કરવાને જે શિક્ષણની જરૂર છે તેમાં ઉપલી બાબતનોજ સમાવેશ થાયછે તેમ નથી. પદાર્થોથી થતા નુકસાનથી અથવા મોતથી શરીરને બચાવવાનું છે એટલુંજ નહિ, પણ બીજાં કારણોથી એટલે જીવનેંદ્રિય-શાસ્ત્રના નિયમોનું ઉલ્લંઘન કર્યાથી જે રોગ અને મૃત્યુ નિપજેછે, તેમાંથી શરીરને સંભાળવાનું છે. પૂર્ણરીતે જીવવામાં જીંદગીનો એકાએક નાશ થતો અટકાવવો, તેમજ કટેવો પડવાથી અશક્તપણું અને પ્રમાદ નિપજેછે તેથી તેનું રક્ષણ કરવું જરૂરનું છે. તન્દુરસ્તી અને બળવિના ઉદ્યમની, માબાપ સંબંધી, સંસારિક, અને બીજી પ્રવૃત્તિઓ કેટલેક દરજ્જે અશક્ય થાયછે; તો એ વાત સ્પષ્ટ છે કે આ બીજા દરજ્જાના પ્રત્યક્ષ સ્વરક્ષણની અગત્ય પહેલા કરતાંજ માત્ર ઊતરતી પંક્તિમાં છે, અને તેથી તે રક્ષણ કરવાનું જ્ઞાન જેથી પ્રાપ્ત થાય તેને ઉંચી પંક્તિમાં મૂકવું જોઇએ.

આના સંબંધમાં કેમ વર્તવું તેનું ધોરણ પણ કેટલેક દરજ્જે ઇશ્વરી નિયમથી ઠરી ચૂકેલું છે તે વાત ખરી છે. જૂદા જૂદા પ્રકારની શારીરિક લાગણીઓ અને ઇચ્છાઓ આપણને થાયછે, તે ઉપરથી આપણી મુખ્ય જરૂરીઆતો જાણી તે કેમ પૂરી પાડવી તેને વાસ્તે ઘણે દરજ્જે કુદરતે બંદોબસ્ત કરેલો છે. આપણાં સારાં ભાગ્યે ભૂખ, સખત તાપ, અને ભારે ટાઢથી એવી ઇચ્છા ઉત્પન્ન થાયછે કે આપણાથી તેની અવગણના કરાયજ નહિં; અને જો માણસો આ ઇચ્છાઓ, અને એવીજ જાતની બીજી થોડી બળવાન ઇચ્છાઓને હમેશાં અનુસરે તો થોડાંકજ માઠાં પરિણામ થાય. જો શરીર અથવા મન થાકે તો કામ કરતાં હમેશાં બંધ રહે; બંધીઆર જગામાં કઠારો અથવા અકળામણ થાય તો હમેશાં ખૂલ્લી હવા આવવા દે,

ભૂખ લાગ્યા શિવાય ખાય નહિં અને તરશ લાગ્યા શિવાય પાણી પીએ નહિ, તો શરીરની પ્રકૃતિ ક્વચિતજ બગડે. પોતાની લાગણીઓ સ્વભાવિક માર્ગસૂચક છે, અને જો તેમની સૂચના વિરૂદ્ધ ઘણી મુદતસુધી વર્તન કર્યાંથી તે વિકારી થઈ ગઇ ન હોય તો તેમના ઉપર વિશ્વાસ રાખવામાં કાંઇ હરકત નથી. એટલું બધું જીંદગીના નિયમોનું અજ્ઞાનપણું આપણામાં છે કે આ વાતની ઘણાખરા માણસોને માહિતીજ નથી. કુદરતે તન્દુરસ્તી જાળવવાને માટે કામ સારી રીતે કરી શકે એવાં સાધનો પૂરાં પાડયાં છે, તોપણ તેમના અજ્ઞાનને લીધે તે ઘણે દરજ્જે નિરર્થક થઇ પડયાં છે. પૂર્ણરીતે જીંદગી ભોગવવાને સારૂ જીવનેંદ્રિય શાસ્ત્રનાં મૂળતત્વોનું જ્ઞાન કેટલું બધું અગત્યનું છે તે વિષે જો કોઇને શક હોય તો તેણે ફક્ત આસપાસ નજર ફેરવી જોવું એટલેજ તેને માલૂમ પડશે કે મધ્યાવસ્થા કિંવા, ઉતરાવસ્થામાં કેટલાં થોડાં માણસો ખરેખરાં તન્દુરસ્ત રહે છે.

વૃદ્ધાવસ્થામાં જુસ્સાદાર તન્દુરસ્તીનો દાખલો આપણી નજરે ક્વચિત્ જ પડે છે; પણ ભારે બગાડ, રાજરોગ, સાધારણ નબળાઇ, અને કવખતના ઘરડાપણના દાખલાઓ ઘડીએ ઘડીએ જોવામાં આવે છે. થોડી માહિતી હોત તો રોગમાંથી પોતે બચી જાત તેવા રોગ પોતે માથે ખેંચી નથી લીધા એવો માણસ તમે તજવીજ કરશો તો ભાગ્યેજ સાંપડશે. બેફિકરાઇથી હવામાં ઊઘાડા રહેવાથી સંધીવા, તેથી ઉત્પન્ન થતો તાવ, અને હૃદયરોગનો દાખલો એક તરફથી મળી આવશે. હદથી જાદે અભ્યાસ કરવાથી જેણે પોતાની આંખને જીંદગી પર્યંતનું નુકસાન કરી મૂક્યું છે તેવો બીજો માણસ બીજી તરફથી તમને મળશે. ઘૂંટણે થોડુંક વાગ્યા પછી દુખતું હતું તેને ન ગણગારતાં ચાલવાથી જન્મપર્યંત જેને પગે ખોડ રહી ગઇ છે તેનો દાખલો પણ તમારા જોવામાં આવે છે. તેમજ હદ ઉપરાંત મગજને શ્રમ આપવાથી છાતીમાં ધડકવા માંડે છે તે વાત જાણવામાં નહિ હોવાથી જેને વરસોનાં વરસ પડી રહેવું પડયું તેવા માણસનો દાખલો પણ જડશે. ઉદ્ધતાઇથી જોર અજમાવવામાં કદી મટે નહિ એવી પીડા થયાનો દાખલો આપણા સાંભળવામાં આવે, જો વળી પાછો જરૂર વગર હદ ઉપરાંત કામ

કરવાથી શરીરને હમેશની પીડામાં નાંખેલું હોય એવા માણસનો બીજો દાખલો પણ તમારે કાને આવશે. વળી નબળાઇથી હલકી જાતના જે રોગો થાયછે તે તો આપણે હમેશાં જોઇએ છીએજ. આથી થતાં દુઃખ, કંટાળો, ઉદાસીનતા, અને કાળના તેમજ દ્રવ્યના વ્યર્થ ખર્ચના વિચાર એક કોરે મૂકીએ તોપણ બધી ફરજો બજાવવામાં શરીર પ્રકૃતિ ખરાબ હોવાથી કેટલી હરકત આવે છે તેજ જુઓ. કામ કરવું તે ઘણીવાર તો અશક્યજ, અને હમેશાં વધારે મુસ્કેલ થઇ પડે છે; સ્વભાવ એવો ચીઢિઓ થાય છે કે તેથી બાળબચ્ચાંની બરોબર વ્યવસ્થા થવી અશક્ય થઇ પડેછે; શહેરી તરીકે આપણી ફરજો બજાવવાનો વિચાર થાયજ શાનો; અને ગમત કંટાળો ઉપજાવનારી થઇ પડે છે, તેનોજ માત્ર વિચાર કરો. ત્યારે કંઇક અંશે આપણા પૂર્વજોના અને કંઇક અંશે આપણા પોતાના શારીરિક દોષથી તન્દુરસ્તીમાં જે બગાડ થાયછે તેથી પૂર્ણરીતે જીંદગી ભોગવવામાં જે ન્યૂનતા આવેછે તેટલી બીજા કશાથી આવતી નથી. અને ઇશ્વરે આપણને અવતાર આપ્યો તે તેનો ઉપકાર માનવા અને સુખ ભોગવવાનું સાધન ન થતાં બોજારૂપ અને વ્યર્થ થઈ પડેછે તે વાત શું સ્પષ્ટ નથી?

આટલેથી તેનો છેડો આવેછે તેમ નથી. આ પ્રમાણે જીંદગી બગડેછે એટલુંજ નહિ પણ તે ટૂંકી થાયછે. શરીરમાં પેઠેલો સળો અથવા રોગ ગયો એટલે આપણે પૂર્વવત્ થઇએ છીએ એમ લોકો સાધારણ રીતે માને છે તે વાત ખરી નથી. એથી શરીરની સ્વાભાવિક રચનામાં અવ્યવસ્થા થઈ હોય તે એમને એમ મટી જઇ આપણે આગળ જેવા હતા તેવા થતા નથી; જે નુકસાન થાયછે તે સ્થાયી થાયછે, અને કદાપિ તે આપણા સમજવામાં ન આવે તેવું હોય તોપણ તેનું મૂળ તો રહેછેજ. અને આવી બાબતો કુદરત પોતાના ચોપડામાં જમે કરવી કદી પણ ચૂકતી નથી. તે બધી એકઠી થઈ તેનું પરિણામ એજ કે આયુષ્ય ટૂંકું થવાનું. થોડું થોડું નુકસાન કરતાં ધીમે ધીમે શરીરનો બાંધો યોગ્ય વખત પહેલાં તૂટી જાયછે. માણુસ કેટલાં વર્ષ જીવી શકે તે, અને હાલ સરાસરી તે કેટલું ઓછું જીવેછે, એ વાતનું પ્રમાણ જો ધ્યાનમાં રાખીએ તો કેટલું

ભારે નુકસાન થાયછે તે આપણા સમજવામાં આવશે. ખરાબ તન્દુરસ્તીથી આવરદામાં જે થોડો થોડો ઘટાડો થાયછે તેમાં આ છેવટનો મોટા ઘટારો ઉમેરીએ તો પરિણામ એ આવશે કે આપણી અડધી જીંદગી રદ જાયછે. તેથી તન્દુરસ્તીનો નાશ થતો અટકાવી પ્રત્યક્ષ સ્વરક્ષણ કરવામાં જે જ્ઞાન ઉપયોગી થઇ પડેછે તે પ્રથમજ અગત્યનું છે. આવું જ્ઞાન મળ્યું એટલે આ ખોડ પૂરેપૂરી સુધરશે એમ અમારૂં કહેવું નથી; હાલના જમાનામાં ચાલતા સુધારાથી આ નિયમોનું ઉલ્લંઘન કરવાની માણસને ઘણીવાર ફરજ પડેછે એ ખૂલ્લું છે. આવી ફરજ ના હોય તોપણ માણસના મનનું વલણ એવું છે કે પોતાની ખાત્રી થયા છતાં પણ તેની વિરૂદ્ધ આચરણ કરી વર્તમાન સુખની પ્રાપ્તિ સારૂ ભવિષ્ય સુખનો ભોગ આપે છે. અમારૂં એવું કહેવું છે કે ખરૂં જ્ઞાન ખરી રીતે ઠસાવવામાં આવ્યું હોય તો તેનું ફળ ઘણું થાય. અને અમારૂં વિશેષ એમ કહેવું છે કે તન્દુરસ્તીના નિયમોને અનુસરી શકીએ તે પહેલાં તે નિયમો શા શા છે તે જાણવું જરૂરનું છે. માટે સયુક્તિક યોગ્ય રીતે આપણે રહી શકીએ તે માટે એ નિયમોનું જ્ઞાન આપણને મળવું જોઇએ. પછી તે ગમે ત્યારે આપવામાં આવે તેની કાંઇ ચિંતા નથી. બીજા બધા કરતા જુસ્સાદાર તન્દુરસ્તી અને તેનું સહગામી આનંદમય મન એ સુખનાં મોટાં સાધન છે. માટે અમારૂં એમ અનુમાન છે કે એ સ્થિતિ પ્રાપ્ત કરી તેને કેમ જાળવી રાખવી, એવું જ્ઞાન જે શિક્ષણથી મળે તે શિક્ષણની અગત્યતા બીજા કશાથી ઉતરતી નથી. અને તેટલા માટે જ અમે કહીએ છીએ કે જીવનેંદ્રિયશાસ્ત્રનાં સામાન્ય સત્યો અને તેમનો નિત્યાચરણ સાથે સંબંધ એની જરૂરીઆત સમજાયા જેટલું જ્ઞાન મળે તેટલો વિષય સયુક્તિક કેળવણીનો અગત્યનો ભાગ છે.

આ વાત કહેવી પડે છે એજ આશ્ચર્યકારક છે; અને તેનું પ્રતિપાદન કરવું પડે છે એ વળી વધારે આશ્ચર્યકારક છે. વળી આ વાત સાંભળી હાંસી નહિ કરે તેવા થોડાક જ મળી આવશે. પોતાનાથી કોઇ શબ્દનો ઉચ્ચાર બરેબર ન થતો હોય તો જે માણસો લજવાય, અથવા

દંતકથામાંના દેવે કરેલા કલ્પિત કૃત્યોની તેને માહિતી નથી એવું જો કહ્યું હોય તો મોટું આશ્ચર્ય લાગે, એવા માણસો પણ યુષ્ટેશિયન નળીઓ શરીરના કયા ભાગમાં છે, બરડાની કરોડની શી શી કૃતિઓ છે, તન્દુરસ્તીમાં માણસની નાડી કેટલીવાર ધબકે છે, અગર ફેફસાં ક્યારે ફૂલે છે, એ વાતની અજ્ઞાનતા કબૂલ કરતાં જરા પણ નીચું ઘાલતા નથી.

ઘણા લોકો બેહજાર વરસ ઉપર મનાતા વહેમોની સારી માહિતી તેમના દીકરાઓને હોવી જોઇએ તે વાતની કાળજી રાખે છે. પણ તેમના શરીરનો બાંધો કેવો છે અગર તેમા જૂદા જૂદા અવયવોનું શું શું કાર્ય છે તે શીખવવાની બિલકુલ ચિંતા રાખતા નથી; એટલું જ નહિ, પણ તે તેમને શીખવવું ન જોઇએ એવી તેમની મરજી હોય છે. સ્થાપિતક્રમનું આટલું બધું બળ છે! અને આપણી કેળવણીના ધોરણોમાં ઉપયોગી જ્ઞાનને બાજુએ મૂકી શોભાદાયક કેળવણીને આટલી બધી અગત્યતા આપવામાં આવે છે.

જે જ્ઞાનથી ઉપજીવિકા મેળવવી સહેલી થાય અને તેથી પરોક્ષ સ્વરક્ષણ કરી શકાય એવા જ્ઞાન વિષે અમારે વધારે બોલવાની જરૂર નથી. આ વાત બધા કબૂલ કરે છે અને સાધારણ લોકો કેળવણીનો મુખ્ય હેતુ જ આ છે એમ માને છે. જીંદગીનાં કામકાજ કરવાને જેથી યુવાનો લાયક થાય એવું જ્ઞાન ઘણું અગત્યનું છે, અથવા તે સર્વોત્કૃષ્ટ છે, એ વાત સાધારણ રીતે દરેક માણસ કબૂલ કરે છે. પણ કયું જ્ઞાન તેમને એ પ્રમાણે લાયક કરશે તેનો ભાગ્યે એક પણ માણસ વિચાર કરતો હોય. વાંચન, લેખન, અને અંકગણિત શીખવવામાં આવે છે તે તેનો ઉપયોગ સમજી શીખવાય છે. તે શિવાય જે ભણાવવામાં આવે છે તેમાંની ઘણી ખરી બાબતનો ઉદ્યમ પ્રવૃત્તિની સાથે કાંઇ જ સંબંધ હોતો નથી, અને જે વિષયનો તેની સાથે પ્રત્યક્ષ સંબંધ છે તેવી ઘણી બાબતો મૂકી દેવામાં આવે છે. ફક્ત કેટલાક નાના વર્ગ બાતલ કરો અને જુઓ કે બધાં માણસો શા કામમાં ગુંથાયેલાં છે? સુખની અને વ્યવહારની ચીજો ઉત્પન્ન કરવામાં તેને વાપરવાને માટે તૈયાર કરવામાં અને પછી તેમની વહેંચણી કરવામાં

ઘણાખરા માણસો કામે લાગેલા છે. અને આ બધાં કામ કરવાને હોશિયારીનો આધાર શાના ઉપર છે? આવી ચીજોની જાત પ્રમાણે અનુકૂળ હોય તેવી રીતોનો ઉપયોગ કરવો તેના ઉપર, અને તેમના આવયવિક, રાસાયણિક, અને સજીવ ગુણોના પૂરતા જ્ઞાન ઉપર; એટલે કે વિદ્યા ઉપર તે હોશિયારીનો આધાર છે. આવી જાતનું જ્ઞાન વિદ્વાનોના ધોરણમાં દાખલ કરતા નથી; પણ વિદ્વાનોની જીંદગી જે કૃતિઓથી શક્ય થાય છે તેનો મૂળ પાયો આવા ધોરણો ઉપર છે. આ વાતની કોઇથી ના પડાય તેમ નથી; એમ છતાં ભર્ણુ તેનું સચેત ભાન લોકોને નથી. તેના નિત્યના સહવાસથી આપણું ધ્યાન તે તરફ ખેંચાતું નથી. અમારી આ દલીલને પૂરતું વજન આપવા સારૂ કેટલીક બીનાઓનું સત્વર અવલોકન કરી વાંચનાર આગળ તેની સત્યતઃ આબેહુબ અમારે મૂકવી જોઇએ.

માલનો મોટો ઉત્પાદક કિંવા વહેંચણી કરનાર પોતાના વ્યાપારનું ભવિષ્ય વર્તી તેમાં વિજયી થવામાં તર્કશાસ્ત્રનો જાણે અજાણે ઉપયોગ કરે છે. આ ગૂઢ શાસ્ત્ર બાજુએ મૂકીએ તો પહેલો વિષય ગણિતનો આવે છે.

ગણિતશાસ્ત્રમાં સંખ્યાને લગતો જે ભાગ છે તે બધી ઉદ્યમપ્રવૃતિઓ ચલાવવામાં અગ્રેસર છે; પછી કાંતો આપણે રચનાઓ ગોઠવતા હઇએ, અગર અડસટ્ટો બાંધતા હોઇએ; અગર માલ વેચતા અગર ખરીદ કરતા હોઇએ, કે હિસાબ રાખતા હોઇએ તે સર્વમાં આ વિષયનો મુખ્ય ખપ પડે છેઃ ગૂઢ વિદ્યાના આ વિભાગની કેટલી કીમત છે તે કોઇના પણ મન ઉપર ઠસાવવાની જરૂર નથી.

બાંધકામના ઊંચી પ્રકારના હુનરો કરવા સારૂ ગણિતશાસ્ત્રના ખાસ વિભાગની માહિતીની આવશ્યક્તા છે. અનુભવ સિદ્ધ નિયમો ઉપર આધાર રાખી ગામડીઓ સુતાર કામ કરેછે તે, અને મોટા પૂલનો બાંધનાર ઈજનેર સ્થળના નિયમોને વખતો વખત અનુસરી કામ કરેછે તે, ખરીદ કરેલી જમીનનું માપ કરનાર મોજણીદાર, તે ઉપર બાંધવાના મહેલનો નકસો કરનાર કારીગર, તે મહેલનો પાયો પૂરનાર કડીઓ, તેમાં વાપરવાના પથરા કાપનાર સલાટ, અને તેમાં બીજું જે જોઇએ તે ગોઠવનાર જૂદા

જૂદા કારીગરો ભૂમિતિના પ્રમાણોનો ઉપયોગ કરેછે. આગગાડી બાંધવાનું કામ શરૂઆતથી છેવટ પર્યંત ભૂમિતિના નિયમો પાળી કરવામાં આવેછે. તેમજ નકસા અને ખરચના અડસટ્ટા કરવામાં, લોઢાની સડક નાંખવામાં, ખાઈ ખોદવામાં અને બંધ બાંધવામાં, તેમજ પુલ, ઘરનાળાં, સડકો અને સ્ટેશનો બાંધવામાં તથા સુરંગ ખોદવામાં, ભૂમિતિનો અવશ્ય ખપ પડેછે. તેમજ બંદરો, ગોદીઓ, અને બીજાં બાંધકામો અથવા શિલ્પી કામો કે કિનારા ઉપર અને દેશના માંહેના ભાગમાં પુષ્કળ બનેછે તેમાં, તથા જમીન નીચેની ખાણો ખોદવામાં ભૂમિતિની ઘણીજ જરૂર છે. અને હાલના જમાનાના ખેડુતને પાણી લેવાની નીકો ( કાંસ ) બરાબર રીતે કરવામાં સપાટી જોવાની ભૂમિતિના પ્રમાણોનો ઉપયોગ કરવાની જરૂર પડેછે.

હવે આપણે વિવિક્તાવિવિક્ત ( abstract concrete ) વિદ્યાનો વિચાર કરીએ. આ વિદ્યામાંની સહેલામાં સહેલી એટલે યાંત્રિક વિદ્યા ઉપર આપણાં બધાં કારખાનાંઓની ફતેહનો આધાર છે. ઉચ્ચાલન, પૈડું તથા ધરી ઇત્યાદિના ખાસ ગુણનો ઉપયોગ દરેક સંચામાં થતો માલૂમ પડેછે. અને ચાલતા જમાનાની બધી પેદાસ સાંચાને આધારે છે. ખાવાની રોટલીનો પહેલેથી ઇતિહાસ જુઓ. જે જમીનમાંથી તે પેદા થઇ તેમાંથી પાણી કાઢવાને સાંચામાં બનેલા નળનો ઉપયોગ; જમીન સાંચાથી ખેડી; ઘઉં વાવ્યા, લણ્યા, અને ઝૂડયા ઝાડકયા પણ સાંચાથીજ; સાંચાથીજ તે દળ્યા અને લોટ ચાળ્યો; અને ગોસ્પર્ટમાં તો રોટલી બનાવવાના સાંચા છે ત્યાં તેમની રોટલી પણ સાંચાથીજ થઇ. તમે બેસોછો તે ઓરડીમાં ચારે તરફ નજર ફેરવો. જો તે ઓરડી હાલના વખતમાં બાંધી હશે તો તેની ઇંટો પણ સાંચાથીજ બનાવેલી; ભોંયપર જડેલાં પાટીયાં પણ સાંચાથીજ વહેરી અને સફાઇદાર કરેલાં; તેમાંની છાજલી વહેરીને સફાઇદાર કરેલી અને તેમાં ટાંગેલા કાગળ તે પણ સાંચાથીજ બનાવેલા અને છાપેલા. તમારાં પહેરવાનાં સાદાં, વેલ બૂટ્ટાવાળાં અગર છાપેલાં લૂગડાં શું સાંચાથી વણેલાં નથી? અરે કદાપિ સાંચાથી શીવેલાં

પણ હશે! અને વળી તમે જે ચોપડીઓ વાંચોછો તેનાં પાનાંના કાગળ અને તે ઉપર છાપેલા અક્ષર એ સાંચાના ન હોય? જળ માર્ગે અને સ્થળ માર્ગે ઉત્પન્ન થએલી ચીજો પરદેશ મોકલવાનાં સાધનો છે તે જુઓ! અને પછી આ બધા હેતુ સિદ્ધ કરવામાં યાંત્રિક વિદ્યાનો ખરો અથવા ગેરઉપયોગ થયો હોય તે પ્રમાણે આપણે ફતેહ મેળવીએ છીએ અથવા નિષ્ફળ થઇએ છીએ તે તપાસો. પૂલ બાંધવામાં જે ચીજો જોઇએ છીએ તે જોઇએ તેટલી મજબૂત છે કે નહિ તે તપાસવામાં જો ઈંજનેરે ભૂલ કરી હોય તો પૂલ પડી જાયછે. જડત્વગુણ, અને ઘસારાથી જેનો સાંચો થોડો ઘસાયછે, તેની સાથે ખરાબ સંચાથી કામ કરનાર કારીગર બરોબરી કરી શકતો નથી. જૂના ધોરણ ઉપર જેનું વહાણ બાંધેલું હોય છે તેને નવા ધોરણ પ્રમાણે બંધાયલા વહાણવાળો પાછળ મૂકી આગળ નીકળી પડેછે. અને અમુક પ્રજાના પ્રત્યેક માણસની કળાકૌશલ્યમાં હોશિયારી હોય તેથી આખી પ્રજા બીજી પ્રજા સામી ટક્કર ઝીલી શકેછે. માટ તે યાંત્રિક વિદ્યાના જ્ઞાન ઉપર આખી પ્રજાના ભવિષ્યનો આધાર છે.

વિવિક્તાવિવિક્ત વિદ્યાના પ્રથક્કરણિય બળનો વિચાર કરી આપણે પરમાણુંના બળનો વિચાર કરીશું તો વળી તેમનો મોટો ઉપયોગ કેવી રીતે થાયછે તે જાણવામાં આવશે. આગલા મથાળામાં જે બાબતો આવી તેની સાથે આ બીજા મથાળા નીચે આવતા વિષયોની માહિતીથીજ આપણે વરાળયંત્ર બનાવી શક્યા છીએ, અને તેથી આપણે હજારો મજુરોનું કામ સારી રીતે કરી શકીએ છીએ. સિદ્ધ પદાર્થ વિજ્ઞાનના જે વિભાગમાં ઉષ્ણુતાના નિયમોનું વિવેચન છે તેનું જ્ઞાન મેળવી જૂદા જૂદા ધંધામાં બળતણ કેવી રીતે ઓછું ખપે તે આપણે જાણીએ છીએ, તથા ટાઢા પવનને બદલે ઉનો પવન ભઠ્ઠીમાં જવા દેવાથી તેમનુ બળ કેટલું વધારી શકીએ છીએ? ખાણોમાં બહારની હવા કેમ આવવા દેવી તથા સ્વચ્છ રાખવી? તારનાં ફાનસોવાળો દીવો વાપરી ખાણોમાં આગ લાગતી અટકાવવી, અને ઉષ્ણુતા માપક યંત્રથી બીજી ઘણીક કૃતિઓ ચલાવવી

તે જાણી શકીએ છીએ. સિદ્ધ પદાર્થ વિજ્ઞાનના જે વિભાગમાં પ્રકાશનો વિષય છે તેનું અધ્યયન કરવાથી વૃદ્ધ અને ટૂંકી નજરવાળાની ખોડ પૂરી પાડીએ છીએ, સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી રોગ અને સારી યા નઠારી જણુસનો ભેગ પારખી શકીએ છીએ તથા સારી દીવાદાંડીઓ બાંધી વહાણોનો નાશ થતો અટકાવીએ છીએ. વિજળી અને લોહચુંબક વિષે વધારે શોધ થવાથી હોકાયંત્ર હાથ લાગ્યું અને તેથી પુષ્કળ મિલ્કત અને અગણિત જીવનો બચાવ થાયછે. વિદ્યુત બળ ખોળી કાઢી તેનો હજારો કામમાં ઉપયોગ કરીએ છીએ, અને તારના યંત્રનો શોધ લાગવાથી તેના યોગે રાજકીય બાબતોની અને વ્યાપારની વ્યવસ્થા પણ કરી શકીએ છીએ. વળી આપણા ઘરમાં નજર ફેરવતાં પણ ખાવા પીવામાં અને પાકશાળામાં સુધારો કરી સ્ટીરિઓસ્કોપ* વગેરે શોભાના યંત્રો પણ વિદ્યામાં જે શોધ થયા છે તેનું તે પરિણામ છે. એ ઉપરથી એમ જણાયછે કે આપણા સુખ અને મોજને એ સિદ્ધપદાર્થવિજ્ઞાન ઘણુંજ ઉપયોગી છે.

રસાયણશાસ્ત્રનો ઉપયોગ તેથી પણ વધારે જોવામાં આવશે. લૂગડાં ધોનાર, રંગનાર, અને છાપનારનાં કામ રસાયણશાસ્ત્રને અનુસરીને કરવાનાં છે. અને તેના નિયમો બરાબર પળાય તો કામ સારૂં થાયછે, નહિ તો બગડેછે. તાંબુ, શીશું, કલાઈ, જસત, રૂપું, લોઢું, એ ધાતુઓ ગાળવાનું કામ પણ રસાયણશાસ્ત્રના નિયમને અનુસરીનેજ થાયછે. ખાંડ ગોળ, ગ્યાસ, સાબુ, દારૂ, કાચ, અને ચીનાઈ માટીનાં વાસણ બનાવવાં, એ બધામાં રસાયણ વિદ્યાનો અંશતઃ ખપ પડેછેજ. દારૂ ગાળવાની ભઠ્ઠીમાં ઊભરો આવી તેમાં મદ્યસાર થાયછે કે તેનો સરકો થઇ જાયછે? એ રસાયણ વિદ્યાનો સવાલ છે, અને તે ઉપર નફા નુકસાનનો આધાર છે. ભઠ્ઠીવાળાનો વેપાર બહોળો હોય તો રસાયણશાસ્ત્ર જાણનારને નોકર રાખવાથી તેના ધંધામાં તેને વધારે લાભ પ્રાપ્ત થાયછે. ખરેખર હાલના જમાનામાં એવું પણ કારખાનું નથી કે તેમાં રસાયણશાસ્ત્રની જરૂર

*ચિત્રને ઊભાં આબેહુબ જોવાનું બે નળીવાળું એક દર્શનયંત્ર,

નથી. હાલમાં તો વળી ખેતીનું કામ સારૂં ચલાવવું હોય તો તેમાં પણ રસાયણ વિદ્યાની જરૂર પડેછે. જૂદી જૂદી જાતની જમીન અને ખાતર, અમુક ખાતર અમુક જાતની જમીનને ઠીક પડેછે કે કેમ ? આમોનીઆ સ્થાયી રાખવાને ગ્રીપસમ અને બીજા પદાર્થોનો ઉપયોગ, કાપ્રોલાઇટનો ઉપયોગ કરી લાભ લેવો, હસ્તકૃત ખાતર તૈયાર કરવાં આ બધાં રસાયણ વિદ્યાનાં ફળ છે, અને ખેડુતે તે વિદ્યા જાણવી પડેછે. દીવાશળી-માં દુર્ગંધ દૂર કરેલા માટીના કચરામાં, છબી પાડવામાં, ઊભરો આવી ખદખદા વગેરે પાઉં બનાવવામાં, અગર કચરામાંથી સુગંધ કાઢવામાં રસાયણનો ઉપયોગ દ્રષ્ટીએ પડેછે; તેથી ધંધા રોજગારમાં જે માણસ પ્રત્યક્ષ કિંવા પરોક્ષ રીતે ગૂંથાયો છે તેને આ વિદ્યાના જ્ઞાનની બહુજ જરૂર છે. અવિવિક્ત વિદ્યા વિષે બોલતાં ખગોળવિદ્યા સૌથી મોખરે આવેછે. આ વિદ્યાની માહિતી થઇ એટલે નૌકાકળામાં વૃદ્ધિ થઇ અને તેથી પરદેશ સાથે વ્યાપાર રોજગાર અથાગ વધ્યો. વ્યાપાર વધવાથી લોકોને જીંદગીની જરૂરીઆત ચીજો, તેમજ મોજશોખની ચીજો મળવા માંડી.

ભૂતળવિદ્યાના જ્ઞાનથી પણ ઉદ્યમને પણ મદદ મળેછે. હાલમાં લોઢાનો વગર ગાળેલો ભૂકો દ્રવ્યનું મુખ્ય સાધન થઇ પડયોછે. કોયલાની ખાણોના કોયલા ક્યાંસૂધી પહોંચશે એ વાત પણ મોટી અગત્યની થઇ પડીછે. ખાણોના સંબંધમાં એક કોલેજ સ્થાપવામાં આવી છે, અને ભૂતળને લગતી માપણી કરવા માંડીછે. હાલમાં આટલું કર્યું તે ઉપરથી ભૂતળવિદ્યાની અગત્યતા સમજવામાં આવી છે એમ જણાયછે, તો આપણું ખાસ કલ્યાણ થવા સારૂ તેનું જ્ઞાન કેટલું ઉપયોગી છે તે વિષે વધારે બોલવાની જરૂર નથી.

આ પછી જીવનવિદ્યા આવેછે. શું આ વિદ્યાનો પરોક્ષ સ્વરક્ષણની કૃતિઓ સાથે સંબંધ નથી ? જેને આપણે હુનર કહીએ છીએ તેની સાથે આનો થોડો સંબંધ છે, પણ સહુથી અગત્યના એટલે અન્ન પેદા કરનારા હુનરની સાથે આનો નિકટનો સંબંધ છે. વનસ્પતિ અને પ્રાણીઓમાં જે

જે ચમત્કાર જોવામાં આવે તેને અનુસરી ખેતીવાડીનું કામ ચલાવવું જોઇએ. એમ છે તો આ વિદ્યા ખેતીવાડીનો મૂળ પાયો છે એમ સિદ્ધ થાય છે. જીવન વિદ્યાની ઘણી સિદ્ધતાઓ અનુભવથી માલૂમ પડેછે, તેને અનુસરીને ખેડુત પોતાનું કામ કરે છે તો પણ વિદ્યા તરીકે તે સિદ્ધતાઓ સમજવામાં આવી નથી. એટલે કે અમુક છોડને અમુક જાતનું ખાતર ભાવે છે; જે જમીનમાં અમુક જાતનો પાક થાય છે તેમાં બીજી જાતનો પાક ઉતરે નહિ; થોડું ખાવાનું આપવાથી બળદો સારૂં કામ કરી શકે નહિ; અમુક જાતના ઢોરના રોગ અમુક સ્થિતિ હોય તોજ ઉત્પન્ન થાય છે; એવી એવી બાબતોની વિદ્યા તરીકે માહિતી મેળવવામાં આવતી નથી. અને તે વિદ્યાનો ભાગ છે એમ ગણવામાં પણ આવતું નથી. આ અને છોડ તથા ઢોર ઢાંખરની સંભાળને લગતું જે જ્ઞાન દરરોજ ખેડુતને મળે છે તે જીવનશાસ્ત્રની સિદ્ધતાઓનો સમુહ છે, અને જેમ આવો સમુહ મોટો તેમ તેના ધંધામાં તેને લાભ પણ વધારે. વળી આવી જીવનશાસ્ત્રની સિદ્ધતાઓ થોડી, અનિશ્ચિત, અને બીજરૂપ છતાં તે ખેડુતને આટલી બધી ઉપયોગી થઇ પડેછે, તો જ્યારે તે પૂર્ણ, નિશ્ચિત, અને સ્વતઃસિદ્ધ થાય તો તેથી કેટલો બધો લાભ મળે? સયુક્તિક જીવનશાસ્ત્રના જ્ઞાનથી હાલજ તેને કેટલો લાભ થાયછે તે જુઓ. શારીરિક ઉષ્ણતા ઉત્પન્ન થતાં શરીર ક્ષિણ થાય છે, અને જો શારીરિક ઉષ્ણતાનો નાશ થતો અટકાવવામાં આવે તો વધારે ખોરાકની જરૂર પડતી નથી. આ વાત કેવળ કલ્પનાઆશ્રિત છે તોપણ ઢોરને પુષ્ટ કરવામાં કેટલા બધા માણસો તે પ્રમાણે વર્ત્તેછે? એમ પણ માલૂમ પડેલું છે કે ઢોરને ગરમ રાખવાથી ઘાસનો બચાવ થાયછે તેમજ જૂદી જૂદી જાતના ખોરાકની બાબતમાં પણ છે. જીવનેંદ્રિયશાસ્ત્રીઓએ પ્રયોગ કરી દેખાડી આપ્યું છે કે ખોરાકમાં ફેરફાર કરવો ગુણકારી છે એટલુંજ નહિ, પણ ખોરાકમાં જૂદા જૂદા પદાર્થોનું મિશ્રણ કરવાથી પાચનશક્તિ પ્રદીપ્ત થાયછે. "સ્ટાંગર" જાતનો રોગ ઘેટાંને થઇ તે હજારો મરણ પામેછે. તે રોગ ઈન્ટિઝુન નામના પ્રાણીનું તેના મગજ ઉપર દબાણ થાય છે તેથી ઉત્પન્ન

થાય છે, અને ખોપરીમાંથી તે પ્રાણી જો કાઢી નાંખવામાં આવે તો ઘેટાં ઘણું કરીને બચે છે. આ વાતની માહિતી જીવનશાસ્ત્રનું ફળ છે.

ઉદ્યમમાં વિજય મેળવવામાં જેનો પ્રત્યક્ષ સંબંધ છે એવું એક બીજું જનસમુહ શાસ્ત્ર છે. જે માણસો બજારમાં નાણાની ભીડ છે કે છૂટ તે દરરોજ તપાસે છે; ચાલતા ભાવ શા છે, તથા ધાન્ય, રૂ, ખાંડ, ઊન, અને રેશમનો સુમારે પાક કેટલો ઉતરશે ? તેની ચરચા કરે છે; લડાઈ થવાનો અગર ન થવાનો સંભવ કેટલો છે તેની તુલના કરે છે; અને આ ધોરણને આધારે પોતાનો વેપાર ચલાવે છે, એ બધા જનસમુહવિદ્યાના અભ્યાસી છે. તેમનું જ્ઞાન માત્ર અનુભવસિદ્ધ જ હોવાથી તેઓ ભૂલ કરતા હશે, પણ તે બધાં એવાં છે કે એમનાં કરેલાં અનુમાનો ખરાં કિંવા ખોટાં પડે તે ઉપર તેમના નફા નુકશાનનો આધાર છે. આખી મંડળી જે નાના પ્રકારના સામાન્ય ધોરણને અનુસરી પોતાનું આચરણ કરે છે તે ધોરણો મનમાં સમજીને, અને જે અગણિત બાબતો ઉપર તેનો આધાર છે એવા છત અને ખપના નિયમોની ગણતરી કરી માલ પેદા કરનારને અને વેપારીને પોત પોતાનો ધંધો ચલાવવો પડેછે. એટલુંજ નહિ, પણ પરચૂરણ વેપારીને પણ એજ પ્રમાણે કરવું પડેછે. કેમકે ભવિષ્યમાં જથાબંધ માલનું વેચાણ શા ભાવે થશે, અને ઉપાડ કેટલો થશે, તે વિષે જો તેણે ખરૂં અનુમાન બાંધ્યું હોય તો તેને નફો મળવાનો સંભવ છે. તેથી જે લોકો ગુંચવણ ભરેલી વેપાર પ્રવૃત્તિઓમાં કાંઇ પણ ભાગ લેછે તેમને તે પ્રવૃત્તિઓ કયા નિયમો પ્રમાણે બદલાયછે તેનું જ્ઞાન અવશ્ય હોવું જોઇએ એ ઉઘાડું છેજ.

આ પ્રમાણે વિચાર કરતાં જણાઇ આવેછે કે માલ ઉત્પન્ન કરવામાં, તેનો બદલો કરવામાં, અગર તેની વહેંચણી કરવામાં જે લોકો રોકાયલા છે તે બધાને વિદ્યાની કોઈ પણ બાબતની માહિતીની અવશ્ય જરૂર છે. કોઇ પણ જાતના ઉદ્યમમાં જે શખ્સને નજીકનો અગર દૂરનો સંબંધ છે તેને વસ્તુઓના ગણિતશાસ્ત્ર અને રાસાયણિક ગુણ વિષે કોઈ પ્રકારે વિચાર કરવો પડેછે. જીવનવિદ્યાની માહિતીમાં કદાચિત્ તેનું પ્રત્યક્ષ

હિત રહેલું છે, પણ જનસમુહવિદ્યાની તો તેને અવશ્ય જરૂરજ છે. સારી રીતે પોતાનો નિર્વાહ ચલાવવા જેટલું પેદા કરવું, એટલે પોતાનું પરોક્ષ સ્વરક્ષણ કરવું, તે કામમાં સફળ થવા સારૂ કાંઇ પણ વિદ્યાના જ્ઞાનની જરૂર છે. પછી તે જ્ઞાન સયુક્તિક હો કે માત્ર અનુભવ સિદ્ધ હો. કેમકે જેને આપણે ધંધો શીખવો કહીએ છીએ, તે, વાસ્તવિકપણે તેમાં જે વિદ્યા રહેલી છે તેનું જ્ઞાન પ્રાપ્ત કરી લેવું તેજ છે. પણ આપણે તેને વિદ્યાનું નામ આપતા નથી. આજ કારણથી વિદ્યાની પરિપક્વ માહિતી વધારે અવશ્યની છે, કેમકે તેથી આ બધાં કામને માટે આપણે યોગ્ય થઇએ છીએ. વળી માત્ર અનુભવ સિદ્ધ જ્ઞાન કરતાં સયુક્તિક જ્ઞાન વધારે ચઢતી પંક્તિનું છે.

વળી ઉત્પાદક કિંવા વહેંચણી કરનાર તરીકે જે વસ્તુઓ અથવા કૃતિઓની સાથે તેને સંબંધ છે, તે કેમ બનેછે! અને અમુક રીતે તે બને છે તેનું કારણ શું છે? તે સમજી શકે તેટલીજ શાસ્ત્રીય કેળવણીની તેને જરૂર છે એમ નથી, પણ બીજી વસ્તુઓ અને કૃતિઓનાં પણ કારણ અને તે કેમ બને છે તે જાણવાની પણ તેને જરૂર છે. હાલના સમયમાં ભંડોળ એકત્ર કરી ઉદ્યમ કરવાનો પ્રથા ચાલી રહ્યો છે, અને મજુર કરતાં ચઢતી પાયરીનો દરેક માણસ તેમાં પોતાનું ભંડોળ રોકે છે તો પોતાના ખાસ ધંધા સિવાય બીજા ધંધાની પણ માહિતીની તેને જરૂર છે. હિંદુસ્તાનમાં શેરસટ્ટાનો વેપાર ચાલતો હતો તે વખતે લોકોની કેવી સ્થિતિ હતી, અને તે વેપાર એકદમ તૂટી જવાથી તેમાં હજારો ઘરબાર વગરના થઇ ગયા તેનો વિચાર કરશો તો અમારૂં કહેવું સ-પ્રમાણ છે એમ જણાશે. અમુક જાતનું ખનિજ પ્રાચીન રાતી રેતીના પથરામાં મળેછે અને તેવા પથરા નીચેથી કોયલા નીકળતા નથી એ વાતની અણમાહિતગારીથી એક ખાણ ઉઘાડવામાં ઘણાક ભાગીદારો ખરાબખસ્ત થઇ ગયા એવા દાખલા ઘણા મળી આવેછે. વરાળથી ચાલતા યંત્રોને બદલે વીજળી અને લોહચુંબકના બળથી યંત્રો ચલાવવા સારૂ અગણિત પ્રયત્નો કરવામાં આવ્યા છે, પણ એ પ્રયત્નો કરવામાં જે

થાય છે, અને ખોપરીમાંથી તે પ્રાણી જો કાઢી નાંખવામાં આવે તો ઘેટાં ઘણું કરીને બચે છે. આ વાતની માહિતી જીવનશાસ્ત્રનું ફળ છે.

ઉદ્યમમાં વિજય મેળવવામાં જેનો પ્રત્યક્ષ સંબંધ છે એવું એક બીજું જનસમુહ શાસ્ત્ર છે. જે માણસો બજારમાં નાણાની ભીડ છે કે છૂટ તે દરરોજ તપાસે છે; ચાલતા ભાવ શા છે, તથા ધાન્ય, રૂ, ખાંડ, ઊન, અને રેશમનો સુમારે પાક કેટલો ઉતરશે ? તેની ચરચા કરે છે; લડાઈ થવાનો અગર ન થવાનો સંભવ કેટલો છે તેની તુલના કરે છે; અને આ ધોરણને આધારે પોતાનો વેપાર ચલાવે છે, એ બધા જનસમુહવિદ્યાના અભ્યાસી છે. તેમનું જ્ઞાન માત્ર અનુભવસિદ્ધ જ હોવાથી તેઓ ભૂલ કરતા હશે, પણ તે બધાં એવાં છે કે એમનાં કરેલાં અનુમાનો ખરાં કિંવા ખોટાં પડે તે ઉપર તેમના નફા તુકશાનનો આધાર છે. આખી મંડળી જે નાના પ્રકારના સામાન્ય ધોરણને અનુસરી પોતાનુ આચરણ કરે છે તે ધોરણો મનમાં સમજીને, અને જે અગણિત બાબતો ઉપર તેનો આધાર છે એવા છત અને ખપના નિયમોની ગણતરી કરી માલ પેદા કરનારને અને વેપારીને પોત પોતાનો ધંધો ચલાવવો પડેછે. એટલુંજ નહિ, પણ પરચૂરણ વેપારીને પણ એજ પ્રમાણે કરવું પડેછે. કેમકે ભવિષ્યમાં જથાબંધ માલનું વેચાણ શા ભાવે થશે, અને ઉપાડ કેટલો થશે, તે વિષે જો તેણે ખરૂં અનુમાન બાંધ્યું હોય તો તેને નફો મળવાનો સંભવ છે. તેથી જે લોકો ગુંચવણ ભરેલી વેપાર પ્રવૃત્તિઓમાં કાંઇ પણ ભાગ લેછે તેમને તે પ્રવૃત્તિઓ કયા નિયમો પ્રમાણે બદલાયછે તેનું જ્ઞાન અવશ્ય હોવું જોઇએ એ ઉઘાડું છેજ.

આ પ્રમાણે વિચાર કરતાં જણાઇ આવેછે કે માલ ઉત્પન્ન કરવામાં, તેનો બદલો કરવામાં, અગર તેની વહેંચણી કરવામાં જે લોકો રોકાયલા છે તે બધાને વિદ્યાની કોઈ પણ બાબતની માહિતીની અવશ્ય જરૂર છે. કોઇ પણ જાતના ઉદ્યમમાં જે શખ્સને નજીકનો અગર દૂરનો સંબંધ છે તેને વસ્તુઓના ગણિતશાસ્ત્ર અને રાસાયણિક ગુણ વિષે કાંઈ પ્રકારે વિચાર કરવો પડેછે. જીવનવિદ્યાની માહિતીમાં કદાચિત્ તેનું પ્રત્યક્ષ

હિત રહેલું છે, પણ જનસમુહવિદ્યાની તો તેને અવશ્ય જરૂરજ છે. સારી રીતે પોતાનો નિર્વાહ ચલાવવા જેટલું પેદા કરવું, એટલે પોતાનું પરોક્ષ સ્વરક્ષણ કરવું, તે કામમાં સફળ થવા સારૂ કાંઇ પણ વિદ્યાના જ્ઞાનની જરૂર છે. પછી તે જ્ઞાન સયુક્તિક હો કે માત્ર અનુભવ સિદ્ધ હો. કેમકે જેને આપણે ધંધો શીખવો કહીએ છીએ, તે, વાસ્તવિકપણે તેમાં જે વિદ્યા રહેલી છે તેનું જ્ઞાન પ્રાપ્ત કરી લેવું તેજ છે. પણ આપણે તેને વિદ્યાનું નામ આપતા નથી. આજ કારણથી વિદ્યાની પરિપક્વ માહિતી વધારે અવશ્યની છે, કેમકે તેથી આ બધાં કામને માટે આપણે યોગ્ય થઇએ છીએ. વળી માત્ર અનુભવ સિદ્ધ જ્ઞાન કરતાં સયુક્તિક જ્ઞાન વધારે ચઢતી પંક્તિનું છે.

વળી ઉત્પાદક કિંવા વહેંચણી કરનાર તરીકે જે વસ્તુઓ અથવા કૃતિઓની સાથે તેને સંબંધ છે, તે કેમ બનેછે। અને અમુક રીતે તે બને છે તેનું કારણ શું છે? તે સમજી શકે તેટલીજ શાસ્ત્રીય કેળવણીની તેને જરૂર છે એમ નથી, પણ બીજી વસ્તુઓ અને કૃતિઓનાં પણ કારણ અને તે કેમ બને છે તે જાણવાની પણ તેને જરૂર છે. હાલના સમયમાં ભંડોળ એકત્ર કરી ઉદ્યમ કરવાનો પ્રથા ચાલી રહ્યો છે, અને મજુર કરતાં ચઢતી પાયરીનો દરેક માણસ તેમાં પોતાનું ભંડોળ રોકે છે તો પોતાના ખાસ ધંધા સિવાય બીજા ધંધાની પણ માહિતીની તેને જરૂર છે. હિંદુસ્તાનમાં શેરસટ્ટાનો વેપાર ચાલતો હતો તે વખતે લોકોની કેવી સ્થિતિ હતી, અને તે વેપાર એકદમ તુટી જવાથી તેમાં હજારો ઘરબાર વગરના થઇ ગયા તેનો વિચાર કરશો તો અમારૂં કહેવું સ-પ્રમાણ છે એમ જણાશે. અમુક જાતનું ખનિજ પ્રાચીન રાતી રેતીના પથરામાં મળેછે અને તેવા પથરા નીચેથી કોયલા નીકળતા નથી એ વાતની અણમાહિતગારીથી એક ખાણ ઉઘાડવામાં ઘણાક ભાગીદારો ખરાબખસ્ત થઇ ગયા એવા દાખલા ઘણા મળી આવેછે. વરાળથી ચાલતા યંત્રોને બદલે વીજળી અને લોહચુંબકના બળથી યંત્રો ચલાવવા સારૂ અગણિત પ્રયત્નો કરવામાં આવ્યા છે, પણ એ પ્રયત્નો કરવામાં જે

લોકોએ પોતાના પૈસા નાંખ્યા; તેમને બળની સમતા અને પરસ્પર સંબંધનું બરોબર જ્ઞાન હોત તો તેમના પૈસા બરબાદ ન જતાં તેનો બચાવ થયો હોત. વિદ્યાનો કાચો અભ્યાસી પણ જે શોધો વ્યર્થ છે એમ દર્શાવી આપે તેવા નવા શોધ કરવામાં આશ્રય આપવા સારૂ દરરોજ વિનંતિ કરવામાં આવે છે, અને કોઇ પણ ગામ અથવા શહેરનું વૃત્તાંત પૂછતાં એવું એક પણ મળી નહિ આવે કે તેમાં અશક્ય યોજના સિદ્ધ કરવામાં પૈસા નાંખી દેવામાં આવ્યા નથી.

વિદ્યાની અણવાકેફગારીથી જો આટલી બધી વાર અને આટલું બધું નુકશાન થયું છે, તો હવે પછી જેમને તેની માહિતી નહિ હોય તેઓને તેથી વધારે વાર અને વધારે મોટાં નુકસાન ખમવા પડશે. જેમ જેમ ત્પાદક ક્રિયાઓ વધારે શાસ્ત્રીય થતી જાય છે, અને ભંડોળ એકત્ર કરી ઉદ્યમ ચલાવવાનો રિવાજ વધતો જાય છે, તેમ તેમ શાસ્ત્રીય જ્ઞાનની દરેક માણસને વધારે જરૂર પડવાનીજ.

આ ઉપરથી જણાય છે કે જે બાબત આપણા સંસાર વ્યવહારમાં બહુજ મહત્વની છે તેને શિક્ષણ ક્રમમાં દાખલ કરવામાં આવેલીજ નથી. શિક્ષણક્રમ પુરો થયા પછી જેમ બને તેમ માણસો માહિત્તી મેળવવા માંડે છે. જો તેઓ એમ ન કરતાં હોત તો આપણા ઉદ્યમો ક્યારનાએ બંધ પડયાં હોત અને યુગ પ્રતિયુગથી જે માહિતીનો ખાનગી રસ્તે સંગ્રહ થઇ તે સઘળે પ્રચાર પામી રહી છે, તે જો ન હોત તો આ ઉદ્યમોનું અસ્તિત્વ પણ હોતજ નહિ. સરકારી શાળાઓમાં જે કેળવણી આપવામાં આવે છે તે ઉપરાંત બીજું કાંઇ પણ શિક્ષણ મળતું ન હોત તો પ્રાચીન સમયમાં ઇગ્લાંડ જેવી સ્થિતિમાં હતું તેજ સ્થિતિમાં હાલ પણ હોત. અદ્‌ભૂત ચમત્કારના નિયમોની વધારે માહિતી મેળવતાં, કેટલેક કાળે આપણે કુદરતને વશ કરી આપણી જરૂરી ચીજ પૂરી પાડી શક્યા છીએ. અને બસેં ત્રણસેં વરસ ઉપર જે આવાં સાધનો ભૂપાળને પણ મળવાં કઠણ હતાં તે હાલના વખતમાં સામાન્ય મજુરને મળેછે. આ પરિણામ આપણાં યુવાનોને કેળવણી આપવાની જે ઠેરવેલી રીતો છે તેથી થયુંછે

એમ ભાગેજ કહી શકાય. જો મુખ્ય જ્ઞાનથી આપણે પ્રજા તરીકે હાલને દરજ્જે ચડયા છીએ અને જે જ્ઞાન આપણી હયાતીનો મૂળ પાયો છે તે તો પૂર્ણ ઓચરેથી મેળવેલું છે. અને ઠરાવેલી શીખવવાની પ્રવૃત્તિ પ્રમાણે તો ફક્ત નિયમોજ પોપટની માફક મોઢે ભણાવવામાં આવેછે.

હવે આપણે મનુષ્ય પ્રવૃત્તિના ત્રીજા વિભાગનો વિચાર કરીએ. આ વિભાગને સારૂ કોઈ પણ જાતની તૈયારી કરવામાં આવતી જ નથી. કોઈ અદ્ભૂત અકસ્માતથી લાંબા ભવિષ્યકાળે આપણું કાંઇ પણ નામ નિશાન ન રહેતાં માત્ર નિશાળોમાં ચાલતી ચોપડીઓ, તથા પાઠશાળામાં પૂછાતા પ્રશ્નોના છાપેલા કાગળ રહે અને તેમાં હાલના શીખનારાઓ માબાપને દરજ્જે પોંહોચી તેમને સંતાનની સંભાળ લેવાની છે તે બાબતનું લખાણ તે ભવિષ્ય સમયના પ્રાચીન વિષયના શોધક ને ન સાંપડે તો તેથી તેને કેટલી ગુંચવણ લાગશે વારૂ ? આવું જોઇ તે આ પ્રમાણે પોતાનાં અનુમાન બાંધશે કે—ખરેખર, આ શિક્ષણક્રમ તે લોકોના બ્રહ્મચારિઓને માટે હશે. આ જોતાં ઘણી બાબતોમાં પરિપૂર્ણ રીતે તૈયાર કરવાની યોજનાઓ જણાય છે; સમવયી અને ગત થયેલી પ્રજાઓના ગ્રંથોનું અધ્યયન કરવાની પણ રીતિ માલૂમ પડે છે. એ ઉપરથી એમ જણાય છે કે તે લોકોની સ્વભાષામાં વાંચવા લાયક થોડાંક જ પુસ્તકો હશે; પણ બાળકને ઉછેરવાની રીતિ શી તેનો તો બિલકુલ ઇસારો પણ માલમ પડતો નથી. સહુથી વધારે ગંભીર એવી આ જવાબદારીને માટે કંઇ પણ તેઓ શીખવતા નહિ હોય, એવા મૂર્ખ તો તે લોકો હશે નહિ. ત્યારે બેશક આ શિક્ષણક્રમ તે વખતના સાધુઓનો જ હોવો જોઇએ.

બાળકોનું બચવું અથવા મરવું, તથા તેમની નીતિ સુધરવી અગર બગડવી, એ વાત તેમને જે રીતે ઉછેરવામાં આવે તેના ઉપર આધાર રાખેછે; એમ છતાં પણ જેઓ કાળગતિએ માબાપ થવાનાં છે તેમને એ બાબતનો એક પણ શબ્દ શીખવવામાં આવતો નથી એ શું થોડી અજાયબી ભરેલી વાત છે. બેવકુફી ભરેલા રિવાજ, મનસ્વી તુરંગ તથા કલ્પનાઓ, તેમજ અજ્ઞાન ધાવોની નાના અને જૂની રીતોને પક્ષપાતથી

વળગી રહેનારી ડોશીઓની સલાહ ઉપર પ્રજાના કલ્યાણ અકલ્યાણનો આધાર રાખવો એ શું થોડું રાક્ષસી કામ છે. હિસાબ અગર ચોપડા રાખતાં ન આવડતા હોય તેવો કોઇ પણ શખ્સ વેપાર લેઇ બેસે તો તેની મૂર્ખાઇ જોઇ આપણને આશ્ચર્ય લાગેછે, અને તે પડી ભાગશે એમ આપણે સમજીએ છીએ. અથવા શારીરશાસ્ત્ર શીખ્યા વગર કોઇ પણ માણસ શસ્ત્રવૈદ્યનું કામ કરવા માંડે તો તેનું ઉદ્ધતપણું જોઇ આપણને નવાઇ લાગેછે, અને તેના હાથમાં આવી પડેલા દરદીઓની દયા આવે છે. પણ શારીરિક, માનસિક, અને નીતિના જે નિયમો છોકરાં ઉછેરવામાં પાળવા જોઇએ તે નિયમોનો ક્ષણવાર પણ વિચાર કર્યા વગર માબાપ છોકરાં મોટાં કરવાનું મહાભારત કામ આરંભી બેસે છે તેથી આપણને આશ્ચર્ય પણ લાગતું નથી, અને અનાથ બાળકોની દયા પણ આવતી નથી !! હજારો બાળકો મરણ પામે છે, અને જે જીવે છે તેમના બાંધા નબળા હોય છે તેવા લાખો, અને જેવા જોઇએ તેવા મજબુત બાંધાના ન હોય તેવા કરોડો, એ સઘળાનો સર્વાળો કરો એટલે જીંદગીના નિયમો માબાપને માલમ નહિ હોવાથી તેઓ પોતાનાં બાળકોને કેટલાં શાપરૂપ થઈ પડે છે તેનો તમને કાંઇક ખ્યાલ આવશે. બચ્ચાંઓને ખાનપાન વગેરેની બાબતોમાં જે જે કરવામાં આવે છે તેની અસર ક્ષણે ક્ષણે તેમના ઉપર થાય છે, તથા તેથી થતું નુકસાન અથવા નફો જીંદગી પર્યંત રહે છે. અને એક વાત અનુકૂળ થઇ તો વીસ વાતો પ્રતિકૂળ થવાનો સંભવ છે, એનો વિચાર કરશો તો, હાલની વિચાર અને ધોરણ રહિત રસમથી કેટલું બધું નુકસાન થાય છે તેનો અંશતઃ ભાસ તમને થશે. જો કોઇ છોકરાને ઝીણા લૂગડાનું અને ટુંકું ઝભલું પહેરાવી બહાર ટાઢમાં અડધે ઉઘાડે શરીરે ફરવા દીધો તો તેનું માઠું પરિણામ થઇ તેને કોઇ રોગ થશે. અથવા તે કદમાં ઠીંગણો રહેશે, અગર તેનો જુસ્સો કમી થશે કે પુખ્ત ઉમરે જેટલો જુસ્સો શરીરમાં રહેવો જોઇએ તે કરતાં થોડો રહેશે, અને તેનું છેવટ એ નીકળશે કે સંસારમાં તે જય નહિ પામે અને સુખ ભોગવી નહિ શકે. આથી તેનું બધું ભવિષ્ય જીવતર બગડશે. શું બાળક એકજ જાતનો અ-

ગર થોડો પૌષ્ટિક ખોરાક ખાવાને જ સરજેલા છે ? એથી સ્ત્રી પુરૂષ તરીકે તેમનું શરીરબળ અગર યોગ્યતા થોડી તો ઘટશેજ. જો બાળકોને ખૂબ આનંદમાં કૂદાકૂદ અને ધાંટાધાંટ કરી રમવા ન દીધાં, અગર તેમને ઘરમાંજ પૂરી રાખ્યાં તો જેટલું કૌવત અને નિરોગીપણું તેમના શરીરમાં હોવું જોઇએ તેના કરતાં ઘણું થોડુંજ રહેવાનું. પોતાનાં પુત્ર પુત્રીઓ મોટાં થાય ત્યારે રોગી અને નબળાં હોય છે તે વખતે માબાપ તેને પોતાનું દુર્દૈવ ગણે છે, અને ઇશ્વરનોજ કોપ છે એમ માને છે. તેઓ ચાલતી ઢંગધડા વગરની રીત પ્રમાણે વિચાર કરી એમ માને છે કે આવાં દુઃખનું કાંઇ પણ કારણ નથી, અગર જો કારણ છે તો તે દેવતાઇ કારણ હોવું જોઇએ. પણ આ વાત ખરી નથી. કેટલાકને પેઢી દર પેઢી ઉતરતા આવેલા રોગનાં કારણ હોયછે, પણ સોમાં નવાણુંને તો મૂર્ખતા ભરેલા નિયમોજ રોગનાં કારણો થઇ પડેછે. સામાન્ય રીતે બોલતાં આવાં બધાં દુઃખ, દુર્બળતા, ઉદાસિનતા અને વ્યથાઓનાં મૂળ કારણ માબાપજ છે. બાળકોને તેમની જીંદગીમાં પળે પળે કેમ વર્તવા દેવાં તેનો અધિકાર તેમણે પોતે કાબુમાં રાખ્યો છે; અને અમુક કરવાનું અગર ના કરવાનું છોકરાંઓને કહી જે અગત્યની કૃતિઓને માર્ગે તેઓને દોરેછે, તેમની માહિતી ઘાતકી રીતે બેફિકરાં રહી તેઓ મેળવતાં નથી. જીવનેંદ્રિય શાસ્ત્રના સહેલામાં સહેલા નિયમોનું તેમને જ્ઞાન નહિ હોવાથી તેઓ પોતાનાં બાળકોને તેમજ તેમના વંશજોને રોગી કરી અકાળમૃત્યુના પંજામાં સપડાવી દેછે.

શારીરિક કેળવણીનો વિચાર એક કોરે મૂકી નીતિની કેળવણીનો વિચાર કરીશું તો તે બાબતમાં પણ એટલું બધું અજ્ઞાન છે એમ જણાશે, અને તેથી એટલુંજ મોટું નુકસાન થાયછે. માતાની કુમળી વય, અને છોકરાં ઉછેરવાના નિયમો શા છે તે જુઓ. ફક્ત થોડાજ વરસ ઉપર તો તે નિશાળમાં ભણતી હતી. તે નિશાળમાં ફક્ત શબ્દ, નામ અને તારીખો ભણવામાં તેનું મન ગરક હતું, પણ વિચારશક્તિ ખૂલે એવું શિક્ષણ તેને બિલકુલ આપવામાં આવ્યુંજ નથી. તે શાળામાં બાળકના ખીલતા મનને કેમ જાળવવું તે વિષે એક શબ્દ સુદ્ધાં પણ કહેવામાં આવ્યો નથી,

અને તે શાળામાં તેને મળતી કેળવણી એવી હતી કે પોતાની મેળે વિચાર કરી તેની યુક્તિઓ ખોળી કાઢવાને તે બિલકુલ યોગ્ય થઇજ નથી. નિશાળ મૂક્યા પછી અને આ અવસ્થામાં આવતાં પહેલાંનાં તેનાં વરસો ગાયન શીખવામાં, અગર ભરતકામમાં, અગર વાર્તાની ચોપડીઓ વાંચવામાં કિંવા અહિંથી, તાહિં મોજશોખની મંડળીમાં જવામાં ગયાં. તે વખતે માતૃ અવસ્થાની ભારે જવાબદારીનો વિચાર પણ કરવામાં આવ્યો નથી, અને આવી જવાબદારીને સારૂં કંઇ પણ તૈયારી ગણી શકાય તેવું માનસિક શિક્ષણ પણ તેણે ભાગ્યેજ મેળવ્યું છે. આ વીના હવાલામાં ખીલતું મનુષ્ય પ્રાણી મૂકવામાં આવ્યું છે! જે ચમત્કારિક માનવ જીવને સમજીને સંભાળવાનો છે, તે એવો છે કે પૂરેપૂરૂં જ્ઞાન હોય તોપણ બરોબર જાળવી ન શકાય, તે હવે તેના હાથમાં આવી પડયો છે. આ સઘળું વિચારો. મનોભાવ શા શા અને કેવા છે? તે કેમ પ્રગટ થાયછે? તેમની શી કૃતિઓ છે? અને તેમનો ઉપયોગ અને ગેરઉપયોગ ક્યારે શરૂ થાયછે, અને પરિણામે છે? તેની આ માતાને બિલકુલ માહિતીજ નથી. અને જે શરીરનું જતન કરી તેને ઉછેરવાનું છે તે શરીરના બાંધાનું તેને જ્ઞાન નથી. તેમજ અમુક રીતે ખવડાવ્યાથી પીવડાવ્યાથી અમુક પરિણામ થશે તે વાત પણ તે જાણતી નથી. આવું છે તેથી વારંવાર દુઃખદાયક પરિણામો આપણી નજરે પડેછે તેમાં શી નવાઇ. માનસિક ચમત્કાર, તેમજ તેનાં કારણ અને કાર્યનું તેને જ્ઞાન ન હોવાથી તે કાંઇ પણ ન કરતાં સ્વસ્થ બેશી રહે તેથી જેટલું નુકસાન થાય, તેના કરતાં તે વચ્ચે પડી વધારે નુકસાન કરેછે. અમુક જાતની કૃતિ સ્વાભાવિક અને હિતકારક હોવા છતાં અજ્ઞાત માતા વારંવાર તેને અટકાવેછે; તેથી બાળકને થતું સુખ અને લાભ ઓછાં થાયછે અને તેથી તેનો અને પોતાનો સ્વભાવ ચીઢીઓ થઇ મા અને બાળકની વચ્ચે અભાવ ઉત્પન્ન થાયછે. બાળકોએ અમુક અમુક વાતો કરવાં જોઇએ એમ તે સમજેછે, તે કામો તે ધમકીથી ને લાલચ આપી, અથવા પોતાનાં વખાણ થાય એવી બાળકના મનમાં ઇચ્છા ઉત્પન્ન કરી કરાવેછે. આમ થવા દેવામાં બહારની વર્તણુક

તેની ઇચ્છા પ્રમાણે દેખીતી થાય છે, પણ મનનો ખાસ હેતુ શો છે તેનો તે વિચાર પણ કરતી નથી, અને તેથી સારી મનોવૃત્તિને બદલે ઢોંગીપણું, બીક અને સ્વાર્થબુદ્ધિ, એમને ઉત્તેજન મળેછે. સાચું બોલવું જોઇએ એ વાત છોકરાંના મનમાં ઠસાવવાનો યત્ન કરેછે, પણ તે સાથે શિક્ષા કરવાની ખોટી ધમકી બતાવી પોતેજ અસત્યતાનો દાખલો તેમના આગળ મૂકેછે. આત્મસંયમ રાખવો જોઇએ એમ છોકરાંને વારંવાર ઉપદેશ કરેછે, પણ દોષ ન ઘટે એવા બાળકોનાં કૃત્યો હોય તોપણ ચીડાઇ તેમને ઠપકો દેછે. ઘરમાં તેમજ સંસારમાં સારાં નરસાં કૃત્યોનું ફળ સારૂં અગર નરસું થવુંજ જોઇએ એ નિયમ છે, તે વાતની માતાને માહિતીજ નથી. નિયમો શા શા છે તેનું જ્ઞાન તેને ન હોવાથી, તેમજ છોકરાંનાં મનમાં શી શી કૃતિઓ થાયછે તે ખોળી કાઢવાની પોતાનામાં શક્તિ ન હોવાથી તેની આજ્ઞાઓ મનસ્વી, પરસ્પર વિરૂદ્ધ, અને હાનિકારક હોયછે. મનુષ્ય પ્રાણીને સ્વાભાવિક રીતે નીતિએ ચાલવાનું વલણ છે. તે એટલું બળવાન છે કે નાની બાબતોની અસર તેના ઉપર સેહેજ થતી નથી. આ પ્રમાણે જો ન હોત તો માતાની આજ્ઞાઓનું પરિણામ ઘણુંજ કષ્ટદાયક થઇ પડત. બુદ્ધિની કેળવણીનો વિચાર કરીશું તો જણાશે કે તેમાં પણ ઉપર પ્રમાણેજ ગોટાળો છે. બુદ્ધિના ચમત્કાર અમુક નિયમો પ્રમાણે થાયછે. બાળકમાં બુદ્ધિનો ઉદ્ભવ અમુક નિયમોને અનુસારે છે, આ વાત જો કબૂલ કરવામાં આવે તો આ નિયમોની માહિતી વિના જે કેળવણી આપવામાં આવે છે તે ખરી રીતે અપાતી નથી એ સ્પષ્ટજ છે. વિચાર મનમાં કેમ આવેછે? અને તેમનો સંગ્રહ શી રીતે થાય છે? તે કૃતિઓનું જ્ઞાન ન હોય તે છતાં પણ તેમને આપણે યોગ્ય રીતે નિયમમાં રાખી શકીશું એમ ધારવું એ કેવળ ખોટું છે. હાલમાં જ્ઞાનેંદ્રિય શાસ્ત્રની માબાપને બિલકુલ માહિતી નથીજ, અને શિક્ષકો પણ થોડીજ જાણે છે. આમ છે તો હાલમાં શિક્ષણની જે પદ્ધતિ છે તેના કરતાં ખરી શિક્ષણ પદ્ધતિ કેટલી બધી નીરાળી હોવી જોઇએ। શું શીખવવું? અને કેમ શીખવવું? એ બન્ને બાબતોમાં ચાલતી રૂઢી ભારે દોષયુક્ત છે. ખરી વાતો છોકરાંઓને શીખવવામાં

આવતી નથી એટલુંજ નહિ, પણ ખોટી વાતો ખોટી રીતે અને ખોટા ક્રમમાં શીખવાય છે. જ્ઞાન ચોપડીઓમાંથી મળવું જોઇએ એવો જે કેળવણી આપવાનો સાધારણ ટૂંકો વિચાર છે, તેને અનુસરી માબાપ પોતાનાં બાળકોના હાથમાં પેહેલી ચોપડી યોગ્ય વખત થવાને કેટલાંક વર્ષ બાકી હોય ત્યારથી મૂકેછે અને તેથી તેમને નુકસાન કરેછે. ચોપડીઓનો ઉપયોગ માત્ર સહાય કરે છે. જ્યારે જ્ઞાનનાં પ્રત્યક્ષ સાધનો કોઇ પણ કામમાં ન આવે ત્યારેજ તેમનો ઉપયોગ કરવાનો છે. જ્યારે આપણે જાતે જોઈ ન શકીએ ત્યારેજ બીજાની માધ્યસ્થીથી જોવાની જરૂર પડે છે, એ વાત ઉપર લક્ષ ન દેતાં શિક્ષકો વિદ્યાર્થીઓને શીખવાની બાબતોનું પ્રત્યક્ષ જ્ઞાન થવા ન દેતાં ચોપડી મારફત પરોક્ષ જ્ઞાન આપેછે. બાળકો બાલ્યાવસ્થામાં આપોઆપ જે કેળવણી લેછે તેની કીમત શિક્ષકો સમજતા નથી તેથી, તથા સતત અવલોકન કરવાનું બાળકોનું સ્વાભાવિક વલણ છે તેને અખાડા ન કરતાં અથવા દબાવી ન દેતાં ઉત્તેજન આપવું જોઇએ એ વાત જાણતા નથી તેથી, જે ચીજો સમજવી શક્ય નથી અને તેથી કંટાળા રૂપ થઇ પડેછે; તે ચીજોમાં તેમની આંખો અને મન રોકવાની બાળકોને તેઓ ફરજ પાડેછે. જ્ઞાનના બદલે જ્ઞાનનાં ચિન્હોને પૂજ્ય ગણવાં એ એક વહેમ છે. તે વહેમને શિક્ષકો વળગી રહેછે, અને એટલું પણ સમજતા નથી કે જ્યારે બાળક ઘરના, શેરીમાંના અને ખેતરોમાંના પદાર્થોની લગભગ પૂરી માહિતી મેળવી રહે ત્યાર પછીજ ચોપડીમાં જે માહિતી આપેલી છે તે તેમને આપવી જોઇએ. ચોપડીઓમાંથી પાછળથી શીખવવાનાં બે કારણો છે. એક તો એજ કે પરોક્ષ જ્ઞાન કરતાં પ્રત્યક્ષ જ્ઞાન વધારે કીમતી છે; અને બીજું એ કે વસ્તુઓનું અગાઉથી જેટલું જ્ઞાન મેળવ્યું હોય તેના પ્રમાણમાં ચોપડીઓમાં આવેલા શબ્દોના અર્થ બાળકો બરાબર સમજી શકેછે. વળી ચોપડી વંચાવી જ્ઞાન બહુજ વહેલું આપવામાં આવેછે એટલુંજ નહિ, પણ મન કેવી રીતે પુષ્ટ થાય છે ? તેના નિયમ બિલકુલ પાળવામાં આવતા નથી. પેહેલી વસ્તુ અને ત્યાર પછી તેના ગુણનો બોધ, એ ક્રમમાં બુદ્ધિની વૃદ્ધિ થતી જાય છે. પણ આ નિયમ ઉપર

બિલકુલ લક્ષ ન આપી વધારે ગૂઢ વિષયો, જેવા કે વ્યાકરણ ઇત્યાદિ બહુ વહેલા ભણાવવા માંડેછે, જે ખરૂં જોતાં તો પાછળથી શીખવવા જોઇએ. રાજકીય ભૂગોળ વાસ્તવિક રીતે જનસમુહ વિદ્યાનો ભાગ છે, અને તેમાં બાળકોને બિલકુલ રસ પડતો નથી, તોપણ તે પહેલી શીખવવામાં આવે છે. અને પ્રાકૃતિક ભૂતળવિદ્યા જે છોકરાં સમજી શકે અને તેમાં તેમને રસ પડે તેવી છે, તે ઘણેખરે દરજ્જે શીખવવામાં આવતી નથી. લગભગ બધા શીખવવાના વિષયોની રચના આમ સ્વાભાવિક ક્રમ વિરૂદ્ધજ છે. અમુક બાબત આવતી જાય છે તેને તેમાં આવેલાં મૂળતત્વો, વ્યાખ્યાઓ, અને નિયમો બતાવવા જોઇએ તેને બદલે તે સૌથી પહેલાંજ બતાવવામાં આવે છે. આ બધામાં વળી સર્વોપરી મોઢે પાઠ કરાવી દેવાની સામાન્ય રીત છે. તેનું પરિણામ શું થયું છે તે જુઓ. કાંઇક બાળકોને નાનપણથી દબાવી દેવાથી તેમજ ચોપડીઓમાં લક્ષ આપવાની જરૂર પડવાથી તેમની ગ્રહણશક્તિ અંશતઃ મંદ થઇ જાય છે તેથી; કાંઇક અમુક વિષય સમજી શકાય ત્યાર પહેલાં તે શીખવવાથી અને અમુક બાબત બરાબર સમજાયા પહેલાં તે ઉપરથી સામાન્ય નિયમો બાળકોને બતાવવાથી તેમના મનમાં જે ગોટાળો ઉત્પન્ન થાય છે તેથી; કાંઇક બાળકને સ્વશિક્ષક કિંવા ચપળ શોધક ન થવા દેતાં તેને માત્ર બીજાના વિચારોના ગ્રાહક કરી દેવામાં આવેછે તેથી; અને કેટલેક દરજ્જે મન ઉપર હદ ઉપરાંત બોજો નાંખવાથી, જેટલાં જોઇએ તેટલાં સારા મનવાળાં માણસો થોડાંજ મળેછે. પરીક્ષામાં પાસ થયા એટલે ચોપડીઓ એક બાજુએ મૂકી દેવામાં આવેછે. જે જ્ઞાન પ્રાપ્ત કરવામાં આવ્યું તેની યથાસ્થિત ઘટના ન થવાથી તે જલદી ભૂલી જવાયછે અને જે કાંઇ રહે છે તે નિર્જીવ જેવું રહેછે. વળી જ્ઞાનનો ઉપયોગ કરવાની કળા બરાબર ન ખીલવાથી સ્વતંત્ર વિચાર કરવાની અને ચોક્સ અવલોકન કરવાની બહુજ થોડી શક્તિ શિષ્યોમાં આવેછે. અને આટલાંની સાથે એટલું પણ વિશેષ ધ્યાનમાં રાખવું કે જે માહિતી આપવામાં આવેછે, તે મુકાબલે થોડી કીમતની હોયછે અને વધારે અગત્યની બાબતો ઉપર બિલકુલ લક્ષજ

અપાતું નથી. આ પ્રમાણે વિચાર કરતાં પ્રથમ અનુમાનથી જેવી સ્થિતિ આપણા ધારવામાં આવે તેવીજ વાસ્તવિક છે એમ જણાશે. શારીરિક, માનસિક, અને નીતિની કેળવણી બાળકોને આપવામાં આવેછે તે ઘણીજ ખામી ભરેલી છે. આ ખામીનું કારણ એ છે કે બરાબર કેળવણી આપવા સારૂ માબાપને જે શિક્ષણ મળવું જોઇએ તે તેમને મળતું નથી.

કોઈ પણ ધંધો શીખવો હોય તો કેટલીક મુદ્દત સૂધી તેમાં ઉમેદવાર તરીકે કામ કરવું પડેછે; ત્યારે શું મનુષ્ય પ્રાણીના શરીરને અને મનને ખીલવવું એ એવી સહેલી વાત છે કે કાંઇ પણ તૈયારી કર્યા વગર કોઈ પણ માણસ એ કામ પોતાના હાથમાં લેઇ બજાવી શકે? જો આ વિષય સહેલો નથી અને ઘણી ગુંચવણ ભરેલો છે, તથા મનની અને શરીરની સંભાળ રાખી બાળકને ઉછેરવું એ કામ ઘણુંજ કઠણ છે એમ કબુલ કરો તો આવા કામને માટે કાંઇ પણ બંદોબસ્ત ન કરવો એ શું કેવળ ગાંડાઇ નથી? શોભાદાયક વિષયોમાં પ્રવીણતા ન અપાય તો કાંઇ ચિંતા નહિ, પણ આ સૌથી અગત્યની બાબતનું શિક્ષણ વિચાર કરી આપવું જોઇએ. તજવીજ કર્યા વગર ખોટા મતો સ્વીકારી બાપ પોતાના દીકરાઓનાં મન ઊંચાં કરેછે અથવા તેમની સાથે બહુ સખ્તાઇથી વર્ત્તી તેમને સામા થવાની જરૂર પાડેછે, અને છેવટે તેઓ ખરાબ થાયછે અને પોતે દુઃખી થાય છે. આવી સ્થિતિ થઈ પડેછે ત્યારે તેના મનમાં એમ વિચાર આવ્યા વગર રહે નહિ કે પ્રાચીન ભાષાનો અભ્યાસ કરતાં નીતિશાસ્ત્રનો અભ્યાસ કર્યો હોત તો બહુ સારૂં થાત! પોતાના પ્રથમ સંતાનને રોગ થઇ તે મરણ પામ્યું હોય તેને માટે માતા રડતી હોય, અને ખૂલ્લા દિલના દાક્તરે તેને એમ જણાવ્યું હોય કે જો હદ ઉપરાંત અભ્યાસ કરાવી તે બાળકના શરીરનો બાંધો નબળો ન કરી નાંખ્યો હોત તો તે બચત, તો આવી વાતથી જ્યાર માતાને પશ્ચાતાપ અને કલેશ થાયછે, ત્યારે તેને બીજી ભાષાના ગ્રંથ વાંચતાં આવડેછે તેથી શું તેના મનનું શાંત્વન થવાનું? ના. પણ તેના મનમાં એમ વિચાર સહજ આવશે કે આ શીખવાને બદલે બાળકોને કેમ ઉછેરવાં તેની માહિતી મેળવી હોત તો બહુ સારૂં થાત!

આ ઉપરથી આપણને માલૂમ પડશે કે મનુષ્ય પ્રવૃત્તિઓનો ત્રીજો વિભાગ ચલાવવા માટે જીંદગીના નિયમો જાણવાની જરૂર છે. છોકરાંઓને બરાબર સારી રીતે ઉછેરી મોટાં કરવા સારૂ જીવનેંદ્રિય શાસ્ત્ર અને મનઃ-શાસ્ત્રનાં થોડાં ઘણાં મૂળતત્વો માબાપને જાણવાની જરૂર છે. આ વાક્ય વાંચીને કેટલાકને હાસ્ય આવશે એમ અમે નહી ધારીએ છીએ. માબાપે આવા ગહન વિષયોની માહિતી મેળવવી જોઇએ એ તેમને ઘણુંજ અ-યુક્તિક લાગશે. અને જો કદાપિ અમે એમ કહીએ કે આ વિષયોનું પૂરે પૂરૂં જ્ઞાન માબાપે મેળવવુંજ જોઇએ ત્યારે તો તેમની નજરે અમો બેવકુફ ઠરીશું. પણ અમારૂં તેવું કહેવું છેજ નહિ. સામાન્ય મૂળતત્વો અને તે સમજવાને માટે જોઇએ તેટલાં દ્રષ્ટાંતોની માહિતી તેમને હોવી જોઇએ. આટલું શીખવતાં કાંઈ વધારે વખત અથવા શ્રમ પડવાનો નથી. સયુક્તિક રીતે ન શીખવાય તો માત્ર અમુક મુખ્ય સિદ્ધાંતો છે એટલું પણ બતાવવું જોઇએ. ગમે તેમ હો, પણ આટલી વાત તો નિર્વિવાદ છે.—૧. બાળકોના શરીરની તેમજ મનની વૃદ્ધિ અમુક નિયમો પ્રમાણે થાય છે. ૨. આ નિયમો પ્રમાણે માબાપ ન વર્ત્તે તો મોત નહી નિપજવાનું. ૩. આ નિયમોનું ઘણું ખરૂં અવલંબન કરવામાં ન આવે તો શરીરની કિંવા મનની ખોડો રહેવાનીજ. ૪. એ નિયમો પૂરેપૂરા પાળવામાં આવે તોજ પુખ્ત ઉમરે કોઇ પણ ખોડ ખામી રહેશે નહિ. ત્યારે એટલોજ વિચાર કરો કે જેઓ જતે દિવસે માબાપની પદ્દિએ પહોંચવાનાં છે તેઓએ આ નિયમોની માહિતી મેળવવાની કાંઈ પણ ઇન્તેજારી રાખવી જોઇએ કે નહિ ?

હવે આપણે શહેરી તરીકે આપણી ફરજોનો વિચાર કરીએ. તેમાં પહેલું એ તપાસવાનું છે કે આ ફરજો બજાવવાને માટે કેવી જાતનું જ્ઞાન માણસોમાં હોવું જોઇએ. આવું જ્ઞાન બિલકુલ આપવામાં નથી આવતું એમ કહી શકાય તેમ નથી; કેમકે નિશાળોમાં ચાલતાં ધોરણોમાં રાજકીય અને સાંસારિક બાબતોને લગતા વિષયો દાખલ કરવામાં આવેલા છે. આ વિષયોમાં મોખરે ઇતિહાસ આવેછે; પણ અમે આગળ સૂચના કરી ગયા છીએ કે ઇતિહાસ તરીકે જે માહિતી બાળકોને આપવામાં આવેછે,

તે સંસારના વર્તનક્રમ બતાવવામાં કાંઇ પણ ઉપયોગી નથી. શાળાઓમાં ચાલતી ઇતિહાસની ચોપડીઓમાં તથા પુખ્ત ઉમરના માણસોને વાંચવાને સારૂ તે વિષય ઉપર લખાએલા ગ્રંથોમાં જે હકીકત આપવામાં આવેલી હોયછે તેમાં રાજકીય હીલચાલ કયા ધોરણ પ્રમાણે થાયછે તેના દાખલા બહુધા બિલકુલ હોતા નથી. છોકરાંઓને માત્ર રાજાઓનાં જીવનચરિત્ર શીખવવામાં આવેછે અને તે જીવનચરિત્ર વાંચવાથી જનસમુહ વિદ્યા સમજવાનું કામ ભાગ્યેજ સહેલું થાયછે. રાજદરબારમાં ચાલતી ખટપટ, તરકટો, કોઇ રાજાને પદભ્રષ્ટ કર્યાની હકીકત, અને તેની સાથે અમુક રાજાના અગર પ્રધાનના ખાસ ગુણોનું વર્ણન જાણ્યાથી આખી પ્રજાની વૃદ્ધિ થવાનાં શાં કારણો છે તે ભાગ્યેજ સમજી શકાય. અધિકાર પ્રાપ્ત કરવાને રકજક થઇ; પછીથી તેને સારૂ યુદ્ધ મચાવવામાં આવ્યું; તેમાં સરદારોનાં અને તેમના તાબા નીચેના મુખ્ય અધિકારીઓનાં અમુક નામ હતાં; દરેક સરદાર પાસે આટલા હજાર ઘોડેસ્વાર, આટલું પાયદળ, અને આટલી તોપો હતી; તે સરદારોએ પોતાનાં લશ્કર અમુક રીતે ગોઠવ્યાં હતાં; તેઓએ અમુક રીતે વ્યૂહ રચના કરી, હલ્લો કર્યો અને પાછા હઠયા; લડાઇ ચાલતાં આટલા વાગ્યે અમુક આફત લશ્કર ઉપર આવી પડી અને અમુક લાભ તેમને મળ્યા; અમુક ચાલ કરવાથી એક મોટા સેનાપતિનો કાળ થયો; અગર લશ્કરમાં ભારે હાણમાર થઇ; આ પ્રમાણે કેટલીક અનિશ્ચિત લડાઇ ચાલ્યા પછી અમુક પક્ષનો વિજય થયો; દરેક લશ્કરમાંથી આટલા માણસો માર્યા ગયા અને ઘાયલ થયા, અને આટલા માણસોને બંધીવાન કર્યા. આવી આવી હકીકતમાંથી કયી શહેરી તરીકે તમારી વર્તણૂક કેવી હોવી જોઇએ તે નક્કી કરવા સારૂ ઉપયોગી છે ! ધારો કે તમે પંદર મહાયોદ્ધાનું બ્યાન પુષ્કળ ખંતથી વાંચ્યું છે, તેમજ ઇતિહાસમાં જે બીજા યોદ્ધાનું વર્ણન આપેલું છે તેનું પણ સારૂં અધ્યયન કર્યું છે. હવે કહો કે એ પ્રમાણે અભ્યાસ કરવાથી બીજે વરસે સભાસદોની ચુંટણી કરવામાં તમારો મત આપતાં આવી માહિતી તમને કેટલી ઉપયોગી થઇ પડવાની ? તમે એમ કહેશો કે આ વાતો ખરેખરી બનેલી છે, અને તે

બહુજ મનોરંજક છે. અમે કબૂલ કરીએ છીએ કે એ ખરેખરી બનેલી હકીકતો છે અને તેમાં ઘણા વાંચનારાઓને રસ પણ પડતો હશે; પણ તે ઉપરથી તે વાતો કીમતી છે એમ ઠરતું નથી. મનમાં વિકાર થયો હોય તો કોઇ પણ વાતનો અભિપ્રાય બાંધતાં ભૂલ થાયછે; અને જેને કોઇ વાતનો છંદ લાગ્યો હોય તેને તે છંદ તૃપ્ત કરે તેવી વસ્તુની કીમત મોટી જણાયછે, તે ઉપરથી શું એમ કહેવાય કે તે વસ્તુની ખરી કીમત વધારે છે? ત્યારે અમુક ઐતિહાસિક વાતો આપણને ગમેછે માટે તે મૂલ્યવાન છે એમ કહેવાય નહિ. દરેક વસ્તુની કીમત નકી કરતાં તેનો ઉપયોગ શો છે તે ઉપરથી આપણે તેની કીમત ઠરાવીએ છીએ. કોઇ માણસ તમને એમ કહે કે પાડોશીના ઘરમાં કૂતરી વીહાઇ છે તો તમે તે ખબર વગર કીમતની છે એમ કહેશો? એ વાત ખરેખરી છે તેમ છતાં તમારા મનથી તે ઉપયોગી નથી, કેમકે તે વાત જાણવાથી તમારી સંસારી વર્તણુક ઉપર કાંઇ પણ અસર થવાની નથી, અગર તે વાત જાણવાથી પૂર્ણ રીતે જીંદગી કેમ ચલાવવી તે બાબતમાં તમને કાંઇ પણ સહાય મળવાની નથી. ઇતિહાસમાં જે ઘણીખરી વાતો લખી છે તેને ઉપયોગની કશોટીએ તપાસો એટલે ઉપર કહ્યુંછે તેવુંજ પરિણામ તમારી નજરે આવશે. તે વાતો એવી છે કે તેમાંથી કાંઇ પણ જાતનું અનુમાન નીકળી શકે નહિ, અને તેથી વર્તણુક કયા ધોરણે ચલાવવી તે નકી કરવામાં એ બિલકુલ ઉપયોગી નથી. કોઇ પણ વાતની માહિતી મેળવવી તેનો મુખ્ય ઉપયોગ એજ કે તેથી આપણે આપણી વર્તણુકનું ધોરણ નકી કરી શકીએ; પણ તે પરિણામ આવી ઇતિહાસની માહિતીથી ફળીભૂત થતું નથી. એવી વાત મન ખૂશ કરવા સારૂ ભલે વાંચો, પણ તેવી વાતોથી શિક્ષણ મળે છે એમ માની ફોકટ મનમાં મગન થતા નહિ.

ખરો ઇતિહાસ ઐતિહાસિક ગ્રંથોમાં ઘણું કરીને આપવામાં આવતોજ નથી. હાલમાં થોડાં વર્ષોથીજ ઇતિહાસ કર્ત્તાઓએ ખરેખરી કીમતી માહિતી તેમના ગ્રંથોમાં દાખલ કરવા માંડી છે. ગત વર્ષોમાં રાજા એજ ખરો અને તેના શિવાય બીજું કાંઇ નહિ એમ મનાતું હતું, અને પ્રજાની

કાંઈ ગણતરી નહોતી; તેથીજ કરીને પ્રાચીન ઇતિહાસો રાજાનાં વર્ણનથી ભરેલાં છે; તેમાં પ્રજા વિષેની કાંઇજ નહિ અગર બહુજ થોડી હકીકત આપવામાં આવેલી હોયછે. હાલના સમયમાં આખી પ્રજાનું કલ્યાણ શેમાં છે તે વિચાર આગળ પડયોછે અને રાજાના કલ્યાણની વાત પછાત પડવા માંડી છે, તેથીજ કરીને નવીન ઇતિહાસના ગ્રંથમાં આખી મંડળીનો શી રીતે સુધારો થયો તે ઉપર લખાણ આવવા માડયું છે, મનુષ્ય મંડળીનો સ્વાભાવિક ઇતિહાસ કેવો છે તે જાણવો એ આપણને બહુજ અગત્યનું છે. અમુક પ્રજામાં સુધારો વધારો થઇ તેમાંની જૂદી જૂદી વ્યવસ્થાઓ શી રીતે થઇ તેની માહિતી જે વાતોથી મળે તે વાતો જાણવાની જરૂર છે. આમાં રાજનીતિનો હેવાલ અવશ્ય આવવો જોઇએ, અને તેમાં રાજ્યનું બંધારણ, તેનાં ધોરણો, રીતિ, વહેમ, બગાડ ઇત્યાદિની બને તેટલી માહિતી આવવી જોઇએ; પણ તેમાં રાજ્ય ચલાવનાર અધિકારીઓની જાતને લગતાં ગપ્પાં બને તેટલાં થોડાંજ દાખલ કરવાં જોઇએ. વળી આ હકીકતમાં મધ્ય રાજ્ય કેવી રીતનું અને તેનાં શાં કામ, તેટલું બસ નથી પણ પ્રત્યેક સ્થાનિક રાજ્ય અને તેની બીજી જૂદી જૂદી બારીક શાખાઓ સૂધીનો સવિસ્તર હેવાલ હોવો જોઇએ. તેમજ ધર્મ સંબંધી રાજ્યનું તેની સાથેજ વર્ણન હોવું જોઇએ. તેમાં તે રાજ્યનું બંધારણ, તે કેમ ચલાવવામાં આવતું, તેની સત્તા, અને તેનો લોકરાજ્ય સાથે સંબંધ કેવો હતો તે પણ દર્શાવવું જોઇએ. આની સાથે વળી લોકોમાં ચાલતી ધર્મક્રિયાઓ, તેઓ શું માનતા તે, અને તેમના ધર્મ સંબંધી વિચારો પણ આવવા જોઇએ. તેમજ અમુક વર્ગનું બીજા વર્ગ ઉપર કેવી રીતનું ઉપરીપણું હતું, વ્યવહારમાં તેઓ કેવીરીત ભાત પાળતા, તેમને અપાતા ઇલકાબો, સલામ કરવાની રીત, અને તેમની સાથે સંભાષણ કરતાં જે માનના શબ્દો વાપરવામાં આવતા હોય તેનું પણ ધ્યાન આવવું જોઇએ. ઘરમાં અને ઘર બહાર વ્યવહારમાં લોકોની રૂઢીઓ કેવી હતી, સ્ત્રી પુરૂષના સંબંધમાં તેમના શા રીવાજ હતા, તથા માબાપ અને પુત્ર સંતાનનો કેવો સંબંધ હતો તેનું વર્ણન હોવું જોઇએ. વળી લોકોમાં

પ્રકારની આપવામાં આવતી, તથા તેઓ વિદ્યાની શોધોમાં કેટલે સુધી પહોંચ્યા હતા, અને અમુક વાતનો વિચાર કરવાની તેઓમાં કેવી રૂઢી ચાલતી હતી એનું પણ ચિત્ર આપવું જોઇએ. કોતરણી, શિલ્પવિદ્યા, ચિત્રકળા, ગાયન, કવિતા, પહેરવેશ, અને કલ્પિત ગાથાઓ ઉપરથી તેમની સૌંદર્યજ્ઞતા કેટલે દરજ્જે કેળવાઈ હતી તે પણ બતાવવું જોઇએ. તેમજ તે લોકો શું ખાતા, તેમનાં ઘર કેવાં હતાં, અને તેમની રમત ગમતો કેવી હતી તેનું વર્ણન આપી તેમનો નિત્યજીવનક્રમ પણ દેખાડવો જોઇએ. છેવટે તેમના વ્યવહારમાં તથા સમજવામાં નીતિ કેવી હતી તે, તથા તે લોકોમાં ચાલતા કાયદા, તેમની આદતો, કહેવતો, અને તેમનાં ઉદ્યોગોનું વર્ણન કરી તે પ્રદર્શિત કરી આપવું જોઇએ. આ બધી વાતો ટૂંકામાં સ્પષ્ટ રીતે અને ચોકસાઇથી લખવી જોઇએ, તથા તે એવી રીતે ગોઠવવી જોઇએ કે તે બધાનો એક બીજા સાથેનો સંબંધ જણાઈ આવે. આ બધી બીનાઓની રચના એવી રીતે કરવી જોઇએ કે તેમનો એક બીજાની સાથેનો મેળ તરત સમજાઈ આવે, અને અમુક જાતની હકીકતો હોય ત્યારે કેવી જાતની સ્થિતિ હોય છે તે, તેમજ ત્યાર પછીના કાળનું વર્ણન પણ એવી રીતે યથાસ્થિત રચના કરી કરવું જોઇએ કે દરેક મત, રીવાજ

અને ગોઠવણુમાં કેવી રીતે અને કેટલો ફેરફાર થયો તે પણ જણાઈ આવે. અને પૂર્વના જમાનાની સ્થિતિનું બંધારણ ને તે વખતનાં કર્મ પાછળના જમાનામાં શી રીતે પુપ્ત થતાં ગયાં તે માલૂમ પડે. આવી જાતની માહિતી હોય તોજ એક શહેરીએ પોતાનું આચરણ કેમ ચલાવવું જોઇએ તે નિર્માણ કરવામાં ઉપયોગી થઈ પડેછે. જેમાં જનસમુહનું વર્ણન આપ્યું હોય તેજ ઇતિહાસ વ્યવહારમાં ઉપયોગનો છે. અને ઇતિહાસકર્ત્તાનું મુખ્ય કર્તવ્ય એ છે કે આખી પ્રજાના જીવનનું વર્ણન આપી જનસમુહની સ્થિતિઓમાં જે કૃતિઓથી ફેરફાર થાયછે તેનો મુકાબલો કરવાને આપણને સમર્થ કરવા જોઇએ કે છેવટે મનુષ્ય મંડળીમાં થતા ફેરફાર કયા નિયમોને અનુસરીને થાયછે તે નિયમો નકી કરી શકાય. અને એમ ધારો કે આવી જાતની ખરેખરી કીમતી ખબર આપવામાં આવતી હોય, તોપણ તે સમજવાની કુંચી શિવાય મુકાબલે તે કાંઈજ કામની નથી. અને આ ખરોખર સમજવાની કુંચી તે વિદ્યાનું જ્ઞાનજ છે. જીવનશાસ્ત્ર અને માનસ શાસ્ત્રનાં સામાન્ય અનુમાનો ન કાઢયાં હોય તો મંડળીમાં થતા ફેરફાર સમજવા અશક્ય છે. મનુષ્ય પ્રકૃતિને લગતાં કોઇ ધોરણ વગરનાં અને માત્ર અનુભવસિદ્ધ અનુમાનો માણસમાં જેમ જેમ વધે છે તેમ તેમ આખી મંડળીને લગતી સહેલામાં સહેલી બાબતો તેમના સમજવામાં આવેછે.

અમુક સ્થિતિ હોય ત્યારે માણસના વિચારનું વલણ કેવું હોય, તેમની લાગણીઓ કેવી હોય, અને તેમનાં આચરણ કેવાં હોયછે, તેનું કાંઇક જ્ઞાન હોય તો જનસમુહ શાસ્ત્રનાં પ્રથમ મૂળતત્વો સમજી શકાય છે. આમ છે તો માણસની શારીરિક અને માનસિક શક્તિઓની પૂરેપૂરી માહિતી વગર જનસમુહ શાસ્ત્રનો પૂરો ખ્યાલ થવો અશક્ય છે એ વાત ખુલ્લીજ છે. સામાન્ય રીતે વિચાર કરશો તો આ અનુમાન સ્વતઃસિદ્ધ છે એમ જણાશે. મંડળી વ્યક્તિ એટલે પૃથક પૃથક પુરૂષના સમુહની બનેલી છે. આખી મંડળી જે જે કાર્ય કરેછે તે તેમાંના દરેક મનુષ્યના કાર્યનો સમુહ છે. તો મંડળીમાં જે જે ચમત્કૃતિઓ દીઠામાં આવે તેનો ખુલાસો પ્રત્યેક મનુષ્યની કૃતિ જોયાથી મળી આવે છે. પ્રત્યેક મનુષ્ય તેના સ્વભાવના

નિયમો પ્રમાણે કર્મ કરેછે અને આ નિયમો જાણ્યા વગર તે કર્મ પણ સમજાય નહિ. આ નિયમો શરીર અને મનના જે નિયમો છે તેના પેટાના છે; તેથી એમ સ્પષ્ટ છે કે જનસમુહશાસ્ત્ર સમજવાને સારૂ જીવનશાસ્ત્ર અને મનઃશાસ્ત્રનું જ્ઞાન અવશ્ય હોવું જોઇએ. અથવા બીજી રીતે કહીએ તો મંડળીની બધી ચમત્કૃતિઓ એ મનુષ્ય જીંદગીની ચમત્કૃતિઓ છે, અને તેથી જીંદગીના નિયમ સમજાય તોજ તે ચમત્કૃતિઓ સમજી શકાય. આ રીતે વિચાર કરતાં સમજાય છે કે મનુષ્ય પ્રવૃતિના ચોથા વિભાગના નિયમોનો આધાર વિદ્યા ઉપર છે. શાળામાં ચાલતાં ધોરણ પ્રમાણે જે જ્ઞાન આપવામાં આવેછે તે શહેરી તરીકે મનુષ્યનું આચરણ કેવું હોવું જોઇએ તે બતાવવામાં બહુજ થોડી મદદ કરેછે. જનસમુહ શાસ્ત્રનાં કાંઇ પણ સાહિત્ય નથી મળતાં એટલુંજ નહિ, પણ તેનો આભાસ પણ વિદ્યાર્થીને થતો નથી. તેમજ બીજાં સકરણ શાસ્ત્રોની સામાન્ય વર્ણનીય સિદ્ધતાઓની પણ તેને માહિતી મળતી નથી, તેથી જનસમુહ શાસ્ત્રની તેને માહિતી હોય તોપણ તે કશા કામની નથી.

હવે મનુષ્ય જીંદગીના છેલ્લા વિભાગનો વિચાર કરીએ. તે ભાગમાં અવકાશના વખતમાં વિશ્રાંતિ અને ગમતનો સમાવેશ થાયછે. સ્વરક્ષણને માટે વૃત્તિ ઉપાર્જન કરવા સારૂ, માબાપ તરીકે આપણી ફરજો બજાવવા સારૂ, અને સંસાર વ્યવહારમાં તથા રાજકીય બાબતમાં આપણું આચરણ કેવી રીતનું હોવું જોઇએ તે સારૂ સર્વોત્તમ કેળવણી કયા પ્રકારની છે તેના વિચાર આપણે આગળ કર્યો. હવે કુદરત, અક્ષરવિદ્યા અને કળાકૌશલ્યથી થતુ સુખ સમજવાને કયું શિક્ષણ સર્વોત્તમ છે તે જોવું જોઇએ. મનુષ્યના કલ્યાણની સાથે જેનો અગત્યનો સંબંધ છે તેનો અમે પેહેલો વિચાર કર્યો; અને બધી વસ્તુઓની ખરેખરી કીમત શી છે એ કસોટી અમે લગાડીએ તેથી કદાપિ કોઇ એમ અનુમાન કરશે કે આ થોડી અગત્યની ચીજોનો અમે અનાદર કરીએ છીએ. એ અનુમાન કદાપિ કોઈ કરે તો તે ભૂલ ભરેલું છે. સૌંદર્યજ્ઞતા કેળવવી તેની અને તેથી નીપજતાં સુખોની કીમત અમે નાનીસુની માનતા નથી. ચિત્રકળા,

શિલ્પવિદ્યા, ગાયન, કવિતા, અને કુદરતની ખૂબસુરતી જોવાથી જે મનોભાવ ઉત્પન્ન થાયછે તે ન હોય તો જીંદગીનો અડધો મોહ જતો રહે. રૂચીને કેળવવી અને તે તૃપ્ત કરવી એ અમે અગત્ય વિનાનું ગણતા નથી એટલુંજ નહિ, પણ અમે એમ માનીએ છીએ કે આગળ વખત જતો જશે તેમ મનુષ્ય જીંદગીનો વધારે કાળ આમાં રોકાશે. જ્યારે કુદરતના બળને વશ કરી મનુષ્યના કામમાં તે લગાડવામાં આવશે, જ્યારે માલ ઉત્પન્ન કરવાનાં સાધનો પરિપૂર્ણતા પામશે, શરીરશ્રમ બને તેટલો ઓછો થઈ યંત્રોનો પુષ્કળ ઉપયોગ થશે, જ્યારે કેળવણી આપવાની રીત એવી નિયમસર થશે કે વધારે ઝડપથી બીજી અગત્યની પ્રવૃતિઓ ચલાવવા સારૂ લોકો તૈયાર થશે, અને આ પ્રમાણે થવાથી જ્યારે વધારે અવકાશ સાંપડશે, ત્યારે કુદરત અને હુનરમાં જે જે ખૂબસુરતી છે તેમાં મનુષ્ય મન વધારે રોકશે. પણ સૌંદર્યતા સમજવાની શક્તિ કેળવવાથી મનુષ્ય સુખનું એક સાધન મળેછે માટે તેમ કરવું જોઇએ તે વાત, અને તે કેળવણી મનુષ્ય સુખનો મૂળ પાયો છે એમ કબૂલ કરવું એ વાત તદ્દન નિરાળી છે. આ શિક્ષણ ગમે તેટલું અગત્યનું હોય, તોપણ નિત્યનાં કર્તવ્ય કરવામાં જેનો પ્રત્યક્ષ સંબંધ છે તેના કરતાં તેને ઉતરતી પંક્તિમાં ગણવું જોઇએ. આગળ અમે સહેજ સૂચના કરી છે કે જે પ્રવૃતિઓથી પ્રત્યેક મનુષ્યની અને આખી મંડળીની જીંદગી શક્ય થાયછે, તેથીજ કળાકૌશલ્ય અને અક્ષરવિદ્યાની ઉત્પત્તિ થવી શક્ય છે, માટે તેતો સ્પષ્ટજ સમજાશે. કારણ પહેલું અને કાર્ય પછી હોવું જોઇએ. ફૂલના શોખીનનો હેતુ ફૂલ મેળવવાનો છે પણ તે મૂળીઆં અને પાંદડાંની વધારે કીમત ગણેછે, કેમકે તેમાંથી ફૂલ નિપજવાનું છે. સારો રોગ વગરનો છોડ ઉછેરવાને બનતી કોશીશ કરેછે, અને ફૂલ મેળવવાની ફિકરમાં ને ફિકરમાં જો તે છોડની સંભાળ ન રાખે તો તે તેની મોટી ભૂલ થશે એમ તે નક્કી સમજેછે. તેમજ સૌંદર્યતા સમજવાની શક્તિ કેળવવાની બાબતમાં છે. કોતરણી, શિલ્પવિદ્યા, ચિત્રકળા, ગાયન, અને કવિતા એ સુધરેલી જીંદગીનાં ફુલ છે એમ કહીએ તો કાંઇ બાધ નથી. આ બધી બાબતો મનુષ્યની

જીંદગીમાં પૂરતો સુધારો થયો હોય તો હયાતીમાં આવે છે; અને એમ ધારો કે તે ઘણુંજ મૂલ્યવાન છે તોપણ મનુષ્યની જીંદગીમાં સુધારો પહેલો થવો જોઇએ એ વાત કબૂલ કરવામાં આવશે, અને તેથી જીંદગીમાં સુધારો જે શિક્ષણથી થાય છે તેને સર્વથી પહેલે દરજ્જે મૂકવુંજ જોઇએ. અહિંઆંજ આપણને હાલમાં ચાલતી કેળવણી આપવાની રીતમાં જે ખામી છે તે જણાઈ આવેછે. ફૂલ મેળવવાનો પ્રયત્ન કરતાં છોડની સંભાળ રાખવામાં આવતી નથી; શોભા પ્રાપ્ત કરવાની આતુરતા હોવાથી ખરૂં તત્વ બાજુએ મૂકવામાં આવેછે: સ્વરક્ષણ કરવામાં સહાયરૂપ થઈ પડે તેવું જ્ઞાન આપવામાં આવતું નથી; ઉપજીવિકા પેદા કરવાને સારૂ જે જ્ઞાન જોઇએ તેનાં ફક્ત મૂળતત્વોજ શીખવવામાં આવેછે, પણ પાછળથી સંસારમાં પડયા પછી તે વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરી લેવાનું રહેછેજ; માબાપ તરીકે આપણી ફરજો બજાવી શકીએ તેટલા માટે કાંઈ પણ તૈયારી કરાવવામાં આવતી નથી; અને શહેરી તરીકે આપણાં કર્તવ્ય કરી શકીએ તેટલા સારૂ આપણને કેટલીક માહિતી આપવામાં આવેછે, પણ તેમાંની ઘણીખરી સંબંધ વગરની હોયછે અને બાકીની સમજવાને સાધન હોતું નથી. પણ શોભા વધે, સુધારો થાય અને લોકો સ્તુતિ કરે તેવું કેળવણીની ચાલતી પદ્ધતિ પ્રમાણે બહુ ખંતથી શીખવવામાં આવેછે.

સાંપ્રત કાળમાં ચાલતી ભાષાઓનું બહોળું જ્ઞાન બહુ કીમતી છે, કેમકે તેમાં લખેલાં પુસ્તકો વાંચવાથી, તે ભાષામાં વાતચીતથી અને મુસાફરીથી આપણી કેળવણીમાં ખોડખાંપણ હોય તે પૂરી પડેછે, એ વાત અમે કબૂલ કરીએ છીએ. પણ ખરેખરૂં અગત્યનું જ્ઞાન પ્રાપ્ત કરવા કરતાં આવી માહિતી મેળવીએ તે યોગ્ય છે એમ તે ઉપરથી નીકળતું નથી. સંસ્કૃત ભાષાના જ્ઞાનથી ભાષા શુદ્ધ અને છટાવાળી લખતાં આવડે એ વાત ખરી છે એમ ધારો, તોપણ કોઈ એમ નહિ કહે કે બાળક ઉછેરવાના જે સામાન્ય નિયમો છે તેના જ્ઞાનની કીમત કરતાં શુદ્ધ અને છટાવાળી ભાષા લખવી એ વધારે અગત્યનું છે. હાલમાં ન ચાલતી એવી

ભાષામાં લખેલી કવિતા વાંચવાથી રૂચી સુધરે એ વાત કબૂલ કરીએ, તોપણ એમ અનુમાન નીકળતું નથી કે તંદુરસ્તી કેમ રાખવી તેના નિયમોની માહિતીની જેટલી કીમત છે તેના જેટલીજ આવા જ્ઞાનની કીમત પણ છે. નિપૂણતા, ગાયન, ચિત્રકળા ઈત્યાદિ વિષયોનું જ્ઞાન, સુંદર ભાષા શૈલીનું લખાણ, અને એવી બીજી જે બાબતો જેને અમે સુધરેલી જીંદગીનાં ફૂલનું રૂપ આપેલું છે તે બધીનું શિક્ષણ, જે શિક્ષણ અને નિયમ ઉપર સુધારાનો મૂળ આધાર છે તેના કરતાં બીજે દરજ્જે મૂકવું જોઇએ. જીંદગીના નવરાશના વખતમાં એમનો ઉપયોગ કરવામાં આવે છે, માટે તેમનું શિક્ષણ પણ અવકાશને વખતેજ આપવું જોઇએ.

આ રીતે જોતાં કેળવણીના ક્રમમાં સૌંદર્યતાશાસ્ત્રની ખરી જગ્યા કઇ છે તે જણાશે, અને અમારો મત એમ છે કે આ શાસ્ત્રની માહિતી આપવી એ કેળવણીનો એક ભાગ છે; પણ તેનું શિક્ષણ બીજા દરજ્જાનું હોવું જોઇએ. હવે આ હેતુ સાધ્ય કરવાને કયું જ્ઞાન ઘણુંજ ઉપયોગનું છે, તથા મનુષ્ય પ્રવૃત્તિના આ ભાગને માટે આપણે શાથી પૂર્ણ રીતે યોગ્ય થઇ શકીએ ? તે વાતનો આપણે વિચાર કરીએ આ પ્રશ્નનો ઉ ર આગળ કહી ગયા તેવોજ છે. દરેક જાતનો ઊંચામાં ઊંચો હુનર વિદ્યા ઉપર આધાર રાખેછે એ વાત અમે કહીશું, ત્યારે લોકોને નવાઇ લાગશે; પણ અમારૂં કહેવું ખરૂં છે તેમાં કાંઈ પણ સંશય નથી. વિદ્યાની માહિતી વગર પૂર્ણતા પામવી, તેમજ યોગ્ય રીતે તે બાબતની ખુજ કરવી એ અશક્ય છે. સાધારણ લોકો જેને વિદ્યા સમજે છે તેવી વિદ્યા સારી ખ્યાતિ પામેલા કસબી શીખેલા નહિ હોય; પણ એવા કસબીઓની અવલોકન શક્તિ ઘણી તીવ્ર હોવાથી વિદ્યાના જે સામાન્ય અનુભવસિદ્ધ સિદ્ધાંતો છે તેમની તેઓ માહિતી મેળવી લેછે. વિદ્યાની હલકામાં હલકી બાબતો આવા સિદ્ધાંતોમાં આવી જાયછે, અને જે કસબીઓએ વિદ્યાની માહિતી નહિ મેળવેલી હોય તેઓએ *કરેલાં કામો પૂર્ણતાને ધોરણે પહોચેલાં હોતાં નથી. કેમકે તેમણે જે સામાન્ય સિદ્ધાંતો કાઢેલા હોય છે તે મુકાબલે થોડા અને ઓછા ચોકસ હોયછે. હુનરથી જે જે ચીજો બને છે તે મનવિષયક કિંવા

પદાર્થ વિષયક બાબતોની થોડી ઘણી નકલ હોયછે. આવી મનવિષયક કિંવા પદાર્થવિષયક બાબતો જે નિયમોને અનુસરેછે, તે નિયમો જેટલે દરજ્જે પાળી આવી નકલ કરી હોય, તે પ્રમાણે તે સારી નરસી થાયછે. અને પણ કસબી માણસ આ નિયમો પ્રમાણે કામ કરે છે તેટલા માટે તે નિ· યમો તેણે જાણવા જોઇએ. આટલી વાતો જો આપણે ધ્યાનમાં રાખીશું તો એમ સાફ જણાશે કે મનસાધ્ય કળાઓનો મૂળ પાયો વિદ્યા છે. આ સિદ્ધાંત અનુભવથી જે જોવામાં આવે છે તેની સાથે મળતો છે એમ પણ જણાશે.

શિલ્પવિદ્યાનું કામ જે શીખતો હોય તેને માણસનાં શરીરમાં અસ્થી અને સ્નાયુઓ કેવાં કેવાં છે, તેઓ એક બીજાને કેવી રીતે જોડાઇ રહેલાં છે અને તેમની હાલચાલ કેવી હશે, તે વાતની માહિતી મેળવવી પડે છે. આ માહિતી વિદ્યાનો ભાગ છે, અને જે શિલ્પીઓને તેની માહિતી નથી તે જે ભૂલો કરે છે તેવી ભૂલો ના થાય માટે આ જ્ઞાન આપવાની જરૂર છે. યાંત્રિક શાસ્ત્રનાં મૂળતત્વોના જ્ઞાનની પણ તેને જરૂર છે, અને આ શાસ્ત્રનું જ્ઞાન ન હોય તો ઘણી મોટી ભૂલો થાય છે. એક દાખલો લેઇએ. કોઈ પણ મૂર્તિ બરોબર સ્થિર ઉભી રહી શકે તેટલા માટે તેના ગુરૂત્વ-મધ્યબિંદુથી દોરેલાં લંબ પાયામાં પડેલો જોઇએ; તેથી જ્યારે માણસ નિ-રાંતથી ઊભો રહ્યો હોય ત્યારે તેનો એક પગ સીધો અને બીજો લગાર વાંકો વળેલો હોય છે તેવી મૂર્તિ કરવામાં ગુરૂત્વ મધ્યબિંદુથી દોરેલો લંબ સીધા પગના પંજામાં પડવો જોઇએ. સમતોલના નિયમ નહિ જાણવાથી શિલ્પીઓ આવી મૂર્તિ કરે છે, ત્યારે આ સીધી લીટી બે પગની વચમાં આવે તેમ કરે છે એ એક તેમની ભૂલ છે.

ચિત્રકળામાં વિદ્યાની માહિતીની વિશેષ જરૂર છે. ચીના લોકોએ કાઢેલાં ચિત્ર ઘણાં હાસ્યજનક હોય છે તેનું કારણ એ કે દેખાવના નિય-મોનું તેઓ દુર્લક્ષ કરે છે; તેમજ તેમનું રેખાદર્શન શાસ્ત્ર ભૂલ ભરેલું છે, અને વાયુદર્શન શાસ્ત્ર તેઓ જાણતા નથી. ગમે તેટલી તીવ્ર અવલોકન શક્તિ હોય તો પણ જો તેને વિદ્યાની સહાય ન હોય તો ઘણી ચૂકો થાય

છે. અને દરેક ચિત્રકાર કબુલ કરેછે કે અમુક સ્થિતિ હોય ત્યારે અમુક જાતનો દેખાવ નજરે પડેછે. તે વાત જો જાણવામાં ન હોય તો એવો દેખાવ ઘણીવાર જોવામાં આવતો નથી, અને સમજાતો પણ નથી. કેવી જાતનો દેખાવ જણાવો જોઇએ તે જાણવું એ દેખાવની વિદ્યા સમજવા જેવુંજ છે.

વાદ્યશાસ્ત્રને વિદ્યાની સહાયતાની જરૂર છે, એમ કહીશું ત્યારે વધારે આશ્ચર્ય લાગશે. વાદ્યવિદ્યા એ મનોભાવની સ્વાભાવિક ભાષા કેવી છે તેની નકલ છે, અને આ સ્વાભાવિક ભાષાના નિયમને અનુસારે અથવા તેથી વિરૂદ્ધ હોય તે પ્રમાણે વાદ્ય પણ સારૂં અથવા નઠારૂં ગણાયછે. જૂદી જૂદી જાતની મનોવૃત્તિઓ ઓછી વધારે જુસ્સાદાર હોય તે પ્રમાણે ચઢતો ઉતરતો સ્વર નીકળે છે આ ઉપરથી વાદ્યવિદ્યા થઇ છે. સ્વરમાં ઊંચ અને નીચનો ભેદ છે તે, મનસ્વી અગર આકસ્મીક નથી, પણ તે અમુક મૂળતત્વોને અનુસારે છે; તે ઉપરથીજ સિદ્ધ થાય છે કે વાદ્યનો સૂર આ મૂળતત્વો પ્રમાણે નીકળતો હોય તો તે અસરકારક થઇ પડે છે.

કવિતાને પણ વિદ્યાની સહાયની જરૂર છે. વાદ્યવિદ્યાની માફકજ કવિતાનો પણ મૂળ પાયો સખ્ત લાગણી થઇ હોય તે વખતે જે ભાવ પ્રદર્શિત કરવાની સ્વાભાવિક રીત છે તે છે. કવિતામાં વપરાતા તાલ, જુસ્સાદાર રૂપકો, અતિશયોક્તિ, તેમાં થતા શબ્દોનો વ્યુતક્રમ, એ સઘળાં ઉશ્કેરાયલા માણસો જે ભાષા બોલેછે તેની નકલ છે; તેથી સારી કવિતા લખવી હોય તો ઉશ્કેરાયલી ભાષા જે જ્ઞાનતંતુઓના નિયમોને અનુસરે છે તે નિયમો પાળવા જોઇએ. ઉશ્કેરાયલી ભાષાનાં લક્ષણો જોડવામાં તથા તેને વધારે જુસ્સાદાર કરવામાં કાંઇ પ્રમાણ ઉપર નજર રાખવી જોઇએ. જ્યાં આગળ વિચારો બહુજ થોડા મનોભાવિક હોય, ત્યાં આગળ કવિતામાં વપરાતા શબ્દોનો બહુજ થોડો ઉપયોગ કરવો જોઇએ. જેમ જેમ મનોભાવ ચઢતો જાય તેમ તેમ તેવા શબ્દોનો ઉપયોગ વધારે કરવો, અને જ્યારે મનોભાવ પુષ્કળ વધી તેની પરિસિમા થાય ત્યારે તેમનો ઉપયોગ બહુજ કરવો જોઇએ. આ નિયમોનો અનાદર કરવાથી કવિતા સારી થતી નથી.

મનસાધ્ય કળાઓનાં કામ ઉત્તમ રીતે કરવાને સારૂ વિદ્યાની સહાયની જરૂર છે, એટલુંજ નહિ, પણ તેવાં કામોની પૂરેપૂરી ખુજ થવા સારૂ પણ વિદ્યાની જરૂર છે. કોઇ પણ ચિત્રની ખૂબી બાળક કરતાં પૂખ્ત ઉમરનો માણસ વધારે સમજી શકે છે, તેનું કારણ એટલુંજ કે કુદરતની અગર સંસાર વ્યવ્હારમાંની જે બાબતનું એ ચિત્ર હોય તેને લગતી સામાન્ય સત્યતાઓની માહિતી મોટી ઉમરના મનુષ્યને બાળક કરતાં વધારે હોય છે. અભણ ગામડીઆ કરતાં શિક્ષણ પામેલો ગૃહસ્થ સારી કવિતાની ખૂબી સમજી તેથી આનંદ પામેછે તેનું કારણ શું ? તેનું કારણ માત્ર એટલુંજ કે પદાર્થો અને મનુષ્ય આચરણની તેને વધારે માહિતી હોવાથી ગામડીઆની નજરે જે પડતું નથી તે કેળવાએલો ગૃહસ્થ કવિતામાં જોઇ શકે છે. આ ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે કોઇ પણ બાબતની પ્રતિમાની ખૂબી સમજવા સારૂ તે બાબતની કાંઈ પણ માહિતી આપણને હોવી જોઇએ, તો તેની પૂર્ણ ખૂબી સમજવાને તે બાબતની પૂરેપૂરી માહિતી હોવીજ જોઇએ, નહિ તો તેની પૂરેપૂરી ખૂબી સમજી શકાય નહિ. કાંઇ પણ હુનરી કૃતિમાં વધારે ખરી ખૂબી હોય તો તે જોનારને વધારે આનંદ થાયછે. અમુક ચિત્રમાં અગર મૂર્ત્તિમાં કોઈ પણ કારીગર સંસાર વ્યવ્હારમાં જણાતી સત્ય બાબતોનું વધારે પ્રદર્શન કરી શકે તો તેની મન ઉપર અસર વધારે થાયછે, અને તે જોવાથી જો વધારે વિચાર સૂઝે તો તેથી તૃપ્તિ પણ વિશેષ મળેછે. પણ આવી તૃપ્તિ મળે તેટલા સારૂ જોનારે, સાંભળનારે, અગર વાંચનારે, જીંદગીની સત્યતાઓ વધારે જાણવી જોઇએ. અને આવી સત્યતાઓનું જ્ઞાન સંપાદન કરવું એ વિદ્યાનું અધ્યયન કરવું તેજ છે. શિલ્પવિદ્યા, ચિત્રકળા, ગાયન, કવિતા એ સઘળાનો મૂળ પાયો વિદ્યા છે. એટલુંજ નહિ, પણ વિદ્યાજ કવિતાથી ભરપૂર છે. એવી મોટી વાત આપણે વિસારી મૂકવી જોઇએ નહિ. સામાન્ય મત એમ છે કે કવિતા અને વિદ્યા પરસ્પર વિરૂદ્ધ છે, પણ આ મત ભૂલ ભરેલો છે. એ વાત ખરી છે કે સચેતનતાની જૂદી જૂદી અવસ્થાનો વિચાર કરતાં જ્ઞાન અને મનોભાવ એક બીજાથી નિરાળાં છે; અને એમ પણ ખરૂં છે કે

વિચારશક્તિને ઘણીજ પ્રવૃતિ હોય તો તેથી લાગણીઓ બેહેર મારી જાય છે, તેમજ લાગણીઓની વિશેષ પ્રવૃતિ હોય તો તેથી વિચારશક્તિ મંદ થાયછે. પણ આ રીતે વિચાર કરતાં તો જણાઈ આવશે કે દરેક જાતની પ્રવૃતિ બીજી પ્રવૃતિઓથી તદન વિરૂદ્ધ છે, પણ વિદ્યાની સત્યતાઓ કવિતાથી ભરપૂર નથી એ વાત ખરી નથી. અથવા વિદ્યાની કેળવણી તર્કશક્તિની અગર સુંદરતાની પ્રવૃતિને પ્રતિકૂળ છે એ વાત ખોટી છે. પણ તેથી ઉલટું વિદ્યા ભણવાથી કવિતાના ભંડાર ઉઘડે છે, અને વિદ્યાના અણુવાકેફગારને જે બધું શૂન્યમય હતું તે વિદ્યાના અભ્યાસીને ભરપૂર જણાય છે. વિદ્યાના શોધ કરવામાં જે લોકો ગુંથાએલા છે તેઓનું એવું કહેવું છે કે જે બાબતોનો શોધ તેઓ કરેછે તે બાબતોને લગતી કવિતાની છાપ તેમના મન ઉપર વધારે અસરકારક પડેછે. હુ મીલરકૃત 'ભૂસ્તરવિદ્યા' અગર લ્યુઇસ કૃત 'દરિયા કિનારા ઉપરનું અધ્યયન' એ પુસ્તકો વાંચે તેને માલમ પડશે કે વિદ્યાના જ્ઞાનથી કવિતાશક્તિ નાશ પામવાને બદલે ઓર જાગૃત થાયછે. અને જેઓ ગીથનું જીવનચરિત્ર વાંચશે તેમને જણાશે કે કોઈ પણ માણસ કવિ તથા વિદ્યાનો અભ્યાસી એકજ વખતે સરખી રીતે થઇ શકે છે. જેમ જેમ માણસ કુદરતનું અધ્યયન કરતો જાય છે તેમ તેમ કુદરત ઉપરથી તેનો પ્રેમ ઘટતો જાયછે, એ બોલવું મૂર્ખાઇ ભરેલું અને પાપી નથી? અભણ માણસના મનમાં તો પાણીનું ટીંપું તે પાણીનું ટીંપુંજ છે. પણ વિદ્યા ભણેલો માણસ જાણે છે કે જે બળથી તેનાં મૂળતત્વો એકઠાં રહેલાં છે તે બળ જો એકાએક લઇ લીધું હોય તો તેમાંથી વિજળીનો ચમકારો નીકળે છે. આ વાતની તેને માહિતી હોવાથી શું તે પાણીના ટીંપાની ખૂબી તેની નજરે ઓછી થાયછે? અભણ માણસને મન હીમકણમાં કાંઇ પણ વિશેષ નથી. પણ જે માણસે હીમકણના સ્ફટિકના સુશોભિત અને અદ્‌ભૂત બનેલા આકાર સૂક્ષ્મદર્શક યંત્રમાંથી જોએલા છે તેને એ હીમકણ જોવાથી ઊંચા વિચાર સૂઝતા નથી? ખરી વાત એ છે કે જે લોકોએ વિદ્યાનો અભ્યાસ કર્યો નથી તેમને તેમની આસપાસ જે કવિતા ચારે તરફ આવી રહી છે તે જણાતી નથી. જેણે

જુવાન અવસ્થામાં છોડ અને જીવજંતુઓનો સંગ્રહ કર્યો નથી તેને વાડો અને ખેતર વચ્ચેની નેળોમાં જે રસ ભરેલો છે તેનો અડધો રસ પણ સમજાતો નથી. જેણે ખનિજનો શોધ કર્યો નથી તેને ભોંયમાં દાટેલું ધન જે જગ્યાએથી જડેલું તેને લગતી કવિતાની કલ્પનાઓનો ભાગ્યેજ ખ્યાલ થાય છે. દરિયા કિનારે જેના હાથમાં સૂક્ષ્મદર્શક યંત્ર અગર દરિયાઇ જાનવરોને સજીવન રાખવાનો પાણી ભરેલો કાચનો ગોળો નથી હોતો તેને દરિયા કાંઠાની ખરી ગતિ શી છે તે જાણવાનું બાકી રહેછે. માણસો હલકી બાબતોમાં પોતાનું મન કેવું ગરક કરી દેછે અને મોટા અદ્દભૂત ચમત્કારો તરફ દુર્લક્ષ કરેછે ! ખગોળનું બંધારણ કેવુંછે તે સમજવાની કાંઈ પણ કાળજી ન રાખતાં, અમુક રાજા રાણીએ શાં શાં કાવતરાં કર્યા તે બાબતની નજીવી તકરારોમાં ઘણીજ કાળજી રાખે છે. અમુક ભાષામાં કવિતા ઉપર ઘણીજ પંડિતાઇ ભરેલી ટીકા કરેછે પણ ઇશ્વર ભૂમિ પૃષ્ટ ઉપર પોતાને હાથે જે અદ્દભૂત કવિતાઓ લખેલી છે તે તરફ દૃષ્ટિ પણ નાંખતા નથી ! આ બધું મનમાં અત્યંત ખેદ ઉત્પન્ન કરે તેવું છે !

આગળ કહ્યું તે ઉપરથી જણાય છે કે મનુષ્યપ્રવૃત્તિના આ વિભાગને સારૂ પણ વિદ્યાની કેળવણીની જરૂર છે. સૌંદર્યતાત્ત્વ શાસ્ત્રનાં પણ સામાન્ય મૂળતત્વો છે, અને એ મૂળતત્વોનું જ્ઞાન મેળવ્યા વગર એ વિષયમાં પૂર્ણ ફતેહ મેળવી શકાય નહિ. કળાકૌશલ્યનાં કૃત્યો કરવાને તેમજ તે બરાબર સમજવાને વિદ્યાના અધ્યયનની જરૂર છે તે પણ સ્પષ્ટ છે. અને છેવટે કળાકૌશલ્યની કૃતિઓ અને કવિતા સમજવાને સારૂ વિદ્યાની મદદની જરૂર છે એટલુંજ નહિ પણ વિદ્યા સ્વતઃ કવિતા રૂપજ છે, એ પણ આપણા જોવામાં આવ્યું. આપણી વર્તણુક કેવી હોવી જોઇએ તે બતાવવા સારૂ અમુક જાતના જ્ઞાનની અમુક કીમત છે એ વાતનો આપણે વિચાર કર્યો. નિયમન તરીકે જૂદી જૂદી જાતના જ્ઞાનથી પરસ્પર કીમત કેટલી છે તેનો હવે વિચાર કરીએ. આ વિભાગનું વિવેચન અમારે ટૂંકામાં કરવું પડેછે અને એ બાબતમાં લંબાણ કરવાની જરૂર પણ નથી. એક હેતુ સિદ્ધ કરવાને શું ઉત્તમ છે તે આપણે ખોળી કાઢ્યું એટલે

બીજો હેતુ પાર પાડવાને પણ શું શું સારૂં છે તે આપણે ગર્ભિત રીતે ખોળી કાઢર્યુંજ છે. આપણી વર્તણૂક કેમ કરવી તે બાબતની માહિતીની પ્રાપ્તિ કરવામાં આપણી મનઃશક્તિને મજબુત કરે એવો મનોવ્યાપાર પણ થાયછે. માહિતી મેળવવા સારૂ અમુક જાતની કેળવણી અને મનને કસવા સારૂ બીજી જાતની કેળવણી જોઇતી હોય તો સૃષ્ટિમાં જે બધે ઠેકાણે ખૂબસુરત વ્યવસ્થાનો ક્રમ જોવામાં આવેછે તેમાં ખામી જણાય. સૃષ્ટિમાં દરેક ઠેકાણે એમજ છે કે અમુક શક્તિથી જે કામ આપણે કરી શકીએ છીએ તેવાં કામ કરવાથી તે શક્તિ વૃદ્ધિ પામે છે. અમેરિકાનો વતની શિકાર કરવા સારૂ જાનવરોની પાછળ પડે છે તેથીજ શિકાર કરવામાં જે ઝડપ અને ચપળતા જોઇએ છીએ તે તેનામાં આવે છે અને તે પોતાના જીવતરમાં જૂદી જૂદી પ્રવૃતિઓ કરે છે તેથી ફક્ત કસરતથી શરીરબળનું જે સમતોલન થાય તેના કરતાં વિશેષ સમતોલન તેની શરીરશક્તિઓનું થાય છે. ઘણી મુદ્દતના મહાવરાથી શત્રુ અને શિકારની પાછળ પડી તેને શોધી કહાડવામાં તેની ચાલાકી ઉપરથી તેની નજર એવી સરસ કેળવાયલી માલમ પડે છે કે કૃત્રિમ કેળવણીથી તેવી સારી નજર કદી થઇ શકે નહિ. જેની પાછળ પડવાનું છે અગર જેથી બીહીને નાશી જવાનું છે તેવા દૂરના પદાર્થો ઓળખવામાં બુશમાન પોતાની આંખોનો સતત ઉપયોગ કરેછે તેથી તેની દર્શનશક્તિ દૂરદર્શયંત્રના જેટલી બળવાન થાયછે તેમજ જેનું કામ હમેશાં સર્વાળા કરવાનું છે તેવો હિસાબી કારકુન એકજ વખતે એક કરતાં વધારે ખાનામાંના આંકડાઓનો સર્વાળો કરી શકેછે. તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જીંદગીની અમુક સ્થિતિમાં જે કામ આપણે કરવાનું હોય તે કરવાથી તે બાબતમાં શક્તિ કેળવાઈ ઉચ્ચ પ્રતિની થાય છે, અને કેળવણી આપવામાં પણ આ નિયમ લાગુ પડે છે તેમાં કાંઇ શક નથી. વર્તણૂક ચલાવવામાં જે કેળવણી ઘણીજ ઉપયોગની છે તેજ કેળવણી નિયમ તરીકે પણ ઘણીજ કીમતી છે તે સિદ્ધાંતનો આપણે વિચાર કરીએ.

કેળવણીના ધોરણમાં ભાષાઓ શીખવવામાં આવે છે, અને તેનું

કારણ એમ કહેવાય છે કે ભાષા શીખવાથી સ્મરણશક્તિ સારી કેળવાય છે. શબ્દોનો અભ્યાસ કરવામાં આ ખાસ ફાયદો છે. પણ ખરૂં જોતાં સ્મરણશક્તિ કેળવવાનું વધારે મોટું સાધન વિદ્યાના અભ્યાસથી મળી આવે છે. સૂર્યમાળામાં જે જે છે તે યાદ રાખવું એ સહેજસાજ કામ નથી. અને આકાશગંગામાં શું શું આવેલું છે તે પાઠે રાખવું એ વળી વધારે કઠણ છે. રસાયણશાસ્ત્રમાં જે મિશ્ર પદાર્થો ગણેલા છે તે એટલા બધા છે, અને તેમાં દરેક વખતે એટલો વધારો થતો જાય છે કે તે મોટા અધ્યાપક શિવાય બીજા કોઇ ગણી આપી શકતા નથી. આ બધા મિશ્ર પદાર્થોના રજકણોનું બંધારણ અને તેમનો એક બીજાની સાથેનો સંબંધ જો મોઢે રાખવો હોય તો આખી જીંદગી સુધી તેનું અધ્યયન કરીએ તો પણ બસ નથી. ભૂકવચ ઉપરના અગણિત અદ્‌ભૂત ચમત્કારો તથા ભૂગોળમાં જે ખનિજ છે તે ઉપરથી જે જે અસંખ્ય બનાવો જણાયછે તે બધા સ્મરણ કરી મૂકવા સારૂ ભૂસ્તરવિદ્યાના અભ્યાસીને વર્ષોનાંવર્ષ સૂધી પરિશ્રમ કરવો પડે છે. પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રના દરેક મુખ્ય વિભાગ, જેવા કે ધ્વનિ, ઉષ્ણતા, પ્રકાશ, વિદ્યૂત્, એમાં એટલી બધી બાબતો જાણવાની છે કે તે શીખવાનું જે માણસ ધારતો હોય તે હબકયા વગર રહે નહિ. તેમજ વળી સકરણ શાસ્ત્રનો વિચાર કરીશું તો તેથી યાદદાસ્તને વધારે શ્રમ પડે છે તેમ જણાશે. મનુષ્ય-શરીરશાસ્ત્રમાંજ એટલી બાબતો આવે છે કે કોઇ પણ જુવાન શસ્ત્રવૈદ પાંચ સાત વખત ગોખે તોજ તે તેની યાદદાસ્તમાં ઠસી શકે. વનસ્પતિ-વિદ્યાવેત્તાઓએ જૂદા જૂદા છોડ તથા ઝાડપાલાની સંખ્યા ૩૨૦૦૦૦ ની કરીછે અને પશ્વાદિ-વિદ્યાવેત્તાઓએ જૂદાં જૂદાં પશુ પ્રાણીઓની ગણતરી કરી તેમની સંખ્યા ( ૨૦૦૦૦૦૦ ) વીસલાખ ઠરાવી છે. વિદ્વાન માણસોએ એટલી બધી બાબતોનો સંગ્રહ કર્યો છે કે તેઓને તેના જૂદા જૂદા વિભાગ અને પેટાવિભાગ પાડવા પડયા છે, અને એક માણસ અમુક પેટાવિભાગનોજ અભ્યાસ કરી શકેછે. પોતે જે વિભાગ પસંદ કર્યો હોય તેનું તે સવિસ્તર જ્ઞાન સંપાદન કરેછે, અને તેના સંબંધી વિભાગોનું સામાન્ય જ્ઞાન મેળવેછે; તે શિવાયના બીજા

વિભાગોનાં ફક્ત મૂળતત્વોજ શીખેછે. આ ઉપરથી જણાશે કે મધ્યમ રીતે વિદ્યાનો અભ્યાસ કર્યો હોય તો સ્મરણશક્તિ કેળવવાને જોઇએ તેટલું સાધન મળી આવે છે. વધારે નહિ તો ભાષાઓ ભણવાથી સ્મરણશક્તિ જેટલી કેળવાયછે તેટલીજ વિદ્યાઓ શીખવાથી પણ કેળવાય છે.

ફક્ત યાદદાસ્ત કેળવવામાંજ વિદ્યાનો અભ્યાસ ભાષાના અભ્યાસ જેટલોજ ઉપયોગી છે. અને વધારે નથી એમ ધારો, તોપણ વિદ્યાના અભ્યાસથી જૂદા પ્રકારની સ્મરણશક્તિ કેળવાયછે. ભાષા શીખતાં જે વિચારો આપણા મનમાં ઠસાવવાના છે તેમનો, અને ખરી બીના છે તેનો સંબંધ આકસ્મિક છે; પણ વિદ્યા શીખતાં મનમાં ઠસાવવાના વિચારો અને ખરી વાતોનો સંબંધ ઘણે દરજ્જે આવશ્યક છે. શબ્દો અને તેમના અર્થનો સંબંધ એક રીતે જોતાં સ્વાભાવિક છે. શબ્દોની વ્યુત્પત્તિ કેટલેક દરજ્જે આપણે પાછળ ખોળી શકીએ છીએ, પણ ઠેઠ મૂળ સુધી આપણે જઇ શકતા નથી. આ વ્યુત્પત્તિના નિયમોનું પણ શાસ્ત્ર છે તેને ભાષાતત્વશાસ્ત્ર કહેછે. હાલ જે રીતે ભાષા શીખવવામાં આવે છે તે પ્રમાણે શબ્દો અને તેમના અર્થો વચ્ચે જે સ્વાભાવિક સંબંધ છે તે હમેશાં દર્શાવવામાં આવતો નથી; તથા તેના નિયમ સમજાવવામાં આવતા નથી. પણ તેથી ઉલટું વિદ્યાના સંબંધ કાર્ય કારણના છે અને જો વિદ્યા બરોબર રીતે શીખવવામાં આવે તો આ સંબંધ જાણવામાં આવ્યા વગર રહેતા નથી. ભાષા શીખવાથી યુક્તિ રહિત સંબંધોથી આપણે માહિત થઇએ છીએ, પણ વિદ્યા શીખવાથી સયુક્તિક સંબંધોની માહિતી આપણને મળેછે. ભાષા ભણવાથી એકલી યાદદાસ્તજ કેળવાયછે, પણ વિદ્યા ભણવાથી સ્મરણશક્તિ તથા સમજશક્તિ એ બન્નેને કેળવણી મળેછે.

વળી નિયમન તરીકે ભાષા શીખવા કરતાં વિદ્યા શીખવી એ સારૂં છે, તેનું કારણ એ કે આપણી વિવેચનશક્તિ પણ વિદ્યા શીખવાથી કેળવાયછે. પ્રોફેસર ફેરેડેએ ભાષણ આપતાં એમ કહ્યું કે, સાધારણ રીતે બોલતાં વિવેચનશક્તિ કેમ કેળવાય તે બાબતની કેળવણી આપવામાં આવતી નથી, એટલુંજ નહિ, પણ વિવેચનશક્તિ આપણામાં છે, એ પણ લોકો જાણતા

નથી. અને આવી સ્થિતિ થવાનું કારણ તેના કહેવા પ્રમાણે વિદ્યાની કેળવણી આપવામાં આવતી નથી તેજ છે. તેના આ સિદ્ધાંતનું ખરાપણું સ્પષ્ટ છે. આસપાસના બનાવોનો એક બીજાની સાથે કેવો સંબંધ છે તે જાણીએ તોજ આપણે આસપાસના પદાર્થો, બીનાઓ, અને પરિણામો વિષે ખરો અભિપ્રાય બાંધી શકીએ. શબ્દના અર્થનું ગમે એટલું જ્ઞાન હોય તોપણ કાર્ય કારણ સંબંધી ખરૂં અનુમાન નીકળી શકે એમ કહી શકાતું નથી. અમુક મુદ્દાની વાત ઉપરથી અનુમાન કહાડવાની અને પછી અવલોકન અને પ્રયોગથી તે અનુમાનોના ખરા ખોટાપણા વિષેની તજવીજ કરવાની ટેવ હોય, તોજ ખરો અભિપ્રાય બાંધવાની શક્તિ આપણામાં આવેછે. વિદ્યાનો અભ્યાસ કરતાં આવી ટેવ પાડવાની ફરજ પડેછે એ એક મુખ્ય લાભ છે. માનસિક નિયમન તરીકે વિદ્યાનું અધ્યયન ઘણુંજ ઉપયોગનું છે એટલુંજ નહિ, પણ નૈતિકનિયમન તરીકે પણ તે ઘણું ઉપયોગનું છે. ભાષાઓ શીખવાનું એક ફળ એ છે કે કોઇએ કહ્યું તેને હદથી ઉપરાંત માન આપવાનો જે રિવાજ છે તેને પુષ્ટિ મળેછે. શિક્ષક કહેછે કે અમુક શબ્દનો અર્થ આવો છે; કોષમાં ફલાણા શબ્દોનો અર્થ આવો કહેલો છે; આ બાબતમાં વ્યાકરણનો નિયમ આવો છે. આ વચનો કંઇ પણ તકરાર ઉઠાવ્યા વગર વિદ્યાર્થિ માન્ય કરેછે. આ ઉપરથી તેના મનની સ્થિતિ એવી થાયછે કે તેને સ્વમતાગ્રહી શિક્ષણને આધિન થવાની ટેવ પડેછે, અને તેનું છેવટ પરિણામ એ થાયછે કે જે વાત સ્થાપિત થઇ ચૂકી તેનો કંઇ પણ તપાસ કર્યા વગર તે સ્વીકારેછે. વિદ્યા ભણવાથી મનની સ્થિતિ આથી ઉલટીજ થાયછે. વિદ્યા ભણતાં દરેક વાતનો વિચાર કરવામાં માણસ પોતાની બુદ્ધિ વાપરેછે. વિદ્યાની સિદ્ધતાઓ સત્ય છે એમ કોઇના કહેવા ઉપરથી માની લેવામાં આવતું નથી, પણ તેમના ખરા ખોટાપણાની કસોટી કરવાની દરેક માણસને છૂટ છે. અને ઘણીખરી બાબતમાં તો વિદ્યાર્થિનેજ વિચાર કરી પોતાનાં અનુમાનો ખોળી કાઢવાં પડેછે. વિદ્યાના દરેક શોધનું વિવેચન કરી અભિપ્રાય બાંધે છે; તે શોધ ખરો છે કે ખોટો છે તેની તજવીજ કર્યા વગર

તે સ્વીકારવાનુ તેને કેહેવામાં આવતું નથી. આ પ્રમાણે કરવાથી પોતાની શક્તિ ઉપર તેને વિશ્વાસ બેસેછે અને તેણે ખરી રીતે ક્હાડેલાં અનુમાનો અવલોકનથી ખરાં છે એમ જ્યારે તેને જણાય છે ત્યારે તેનો વિશ્વાસ વધેછે, અને આ રીતે થવાથી તેનામાં સ્વતંત્રતા આવેછે. મનુષ્યસ્વભાવમાં સ્વતંત્રતા એ અગત્યનું તત્વ છે. વિદ્યાની કેળવણીથી આજ નીતિ સંબંધી ફાયદો થાયછે એટલુંજ નહિ, પણ જો આ કેળવણી આગળ ચલાવી મૂળ પ્રથમ શોધો કરવામાં આવે તો વિદ્યાર્થીનામાં ખંત અને શુદ્ધભાવ વધતા જાયછે. પ્રોફેસર ટીન્ડલ કહેછે કે અનુમાનિક શોધો કરવામાં ધીરજથી ઉદ્યોગ કરવો પડેછે, અને સૃષ્ટિમાં જે જે જણાય તેને નમ્રભાવથી અને પ્રમાણિકપણે કબૂલ કરવું અને પોતાના આગળથી બાંધેલા મત ગમે તેવા વહાલા હોય તોપણ જો તે સત્યથી વિરૂદ્ધ હોય તો તેમનો ત્યાગ કરવાને તત્પર રહેવું જોઇએ. હું ખરેખરૂં કહુંછું કે વિદ્યાના ખરેખરા ભક્તો પોતાના ખાનગી અનુભવમાં ઘણા મોટા મનથી આત્મમતનો ત્યાગ કરેછે, અને આવા પરિત્યાગ વિષે દુનિયાના જાણવામાં કાંઇ પણ આવતું નથી.

છેલ્લું અમારે એ કહેવાનું છે કે વિદ્યાની કેળવણીથી ધર્મની કેળવણી મળેછે, માટે તે સાધારણ કેળવણી કરતાં ઉંચા દરજ્જાની છે. અહિં આ "ધર્મની" અને "વિદ્યાની" એ બે શબ્દો સાધારણ લોકોમાં સમજાય છે તે અર્થમાં અમે વાપરતા નથી, પણ તે શબ્દોનો અમે બહોળામાં બહોળો અર્થ કરીએ છીએ. બેશક ધર્મને નામે જે વહેમ ચાલેછે તેમની અને વિદ્યાની વચ્ચે પરસ્પર વિરૂદ્ધતા છે; પણ આ વહેમના પડદા પાછળ જે ખરો ધર્મછે તેને વિદ્યા પ્રતિકૂળ નથી. અલબત્ત, હાલ જે વિદ્યા ચાલે છે તેમાં અનાસ્તાનો પ્રવાહ માલૂમ પડેછે; પણ જે ખરી વિદ્યામાં શોધ થઇ ખરેખરા ગંભિર પદને પહોંચી છે તેમાં નાસ્તિકત્વ છેજ નહિ.

પ્રોફેસર હક્સલીએ પોતાનું ભાષણ પૂરૂં કરતાં કહ્યુંછે કે, ખરી વિદ્યા અને ખરો ધર્મ જોડીઆઈ બેનો છે, અને તેમને એક બીજાથી છૂટી પાડી તો તે બન્નેનો કાળ આવે છે. વિદ્યામાં જેમ ધર્મ વધારે તેમ તેની વૃદ્ધિ થાયછે; તેમ ધર્મનો પાયો જેટલો વિદ્યા ઉપર તે પ્રમાણમાં

ચઢતીછે. મોટા તત્વજ્ઞાનીઓનાં જે મહાભારત કામોછે તે તેમની બુદ્ધિનાં ફળ છે એટલુંજ નહિ, પણ મનના અતિ ઉત્તમ ધાર્મિક ભાવથી બુદ્ધિનું જે વલણ થયું તેનું પરિણામ છે. તેમણે ન્યાયશાસ્ત્રના નિયમોને અનુસરીને થોડું, પણ વિશેષે કરીને તેમની ધીરજ, તેમનો પ્રેમ, તેમનું નિસ્પૃહીપણું, અને તેમના આત્મસંયમથી સત્યને ખોળી કાઢ્યુંછે. માટે વિદ્યા અધાર્મિક નથી, પણ વિદ્યા ન ભણવી એ અધર્મનું કામ છે. એક દૃષ્ટાંત લ્યો.— ધારો કે એક ગ્રંથકારની ઘણીજ સારી ભાષામાં રોજ સ્તુતિ થતી હોય, અને તેની આગળ તેના કરેલાં ગ્રંથોનું ડહાપણ, તેમની ભવ્યતા, અને ખૂબી હમેશાં વખાણવામાં આવતી હોય; વળી ધારો કે જે લોકો આમ તેની સતત પ્રસંશા કરતા હોય તે ફક્ત તેના ગ્રંથોની બહારની બાજુઓજ જોઇને કરતા હોય, અને તેમણે તે ગ્રંથો ઉઘાડ્યા નથી તો સમજવાની કોશિશ તો કરીજ ક્યાંથી હોય; આવું હોય તો તેમણે કરેલા લખાણની કીમત આપણે કેટલી ગણીશું ? તેમના ખરાપણા વિષે આપણે શો વિચાર બાંધીશું ? તોપણ નાની વસ્તુઓનો મોટી વસ્તુ સાથે મુકાબલો કરતાં એમ જણાઇ આવશે કે સૃષ્ટિ અને તેના કારણના સંબંધમાં સામાન્ય રીતે મનુષ્ય માત્રની આવી વર્તણુક છે, એટલુંજ નહિ, પણ એથી વળી ખરાબ છે. જે વસ્તુઓ ઘણી અદ્‌ભૂત છે એવું તેઓ દરરોજ કહેછે તેનું તેઓ અધ્યયન કરતા નથી, એટલુંજ નહિ, પણ જે એ સૃષ્ટિનું અવલોકન કરવામાં પોતાનો કાળ ગાળેછે તેમને હલકા માણસ ગણી તેમનો ધિક્કાર બતાવેછે, અને અદ્‌ભૂત ચમત્કાર સમજવામાં જે કોઇ વધારે ઉત્સાહ બતાવેછે તેમનો ખરેખરો તિરસ્કાર કરેછે. તેથી અમે ફરીથી કહીએ છીએ કે વિદ્યા તો નહિ પણ વિદ્યાનો અનાદર અધાર્મિક છે. વિદ્યાની ભક્તિ તે ગુપ્ત પૂજા છે, અને તેથી જે વસ્તુનું આપણે અધ્યયન કરીએ છીએ તેમની કંઇક કીમત છે એમ આપણે ગર્ભિત રીતે કબૂલ કરીએ છીએ, અને છેવટે સૃષ્ટિના મૂળ ઉત્પત્તિ કારણ પ્રત્યે આપણી પ્રીતિ દર્શાવીએ છીએ. આ પૂજા ફક્ત મોઢે બોલવાની છે એમ નહિ, પણ આપણે આચરણ કરી આપણો ભક્તિભાવ પ્રદર્શિત કરીએ છીએ. એ કાંઇ

બોલવામાં માન આપતા નથી, પણ કાળ, વિચાર, અને શ્રમ એમનું બળીદાન આપી આપણો ખરો ભાવછે એમ સાબીત કરી આપીએ છીએ.

આ પ્રમાણે જોતાં ખરી વિદ્યા વાસ્તવિક રીતે ધાર્મિક છે એટલુંજ નહિ, પણ બધા પદાર્થોમાં જે એકસરખી રીતે કૃતિઓ થાયછે તેથી આપણા મનમાં પૂર્ણ આદર ઉત્પન્ન થઇ તે ઉપર આપણો પૂર્ણ વિશ્વાસ બેસેછે, તેથી પણ તે ધાર્મિક છે. એકઠા થએલા અનુભવથી ચમત્કારોના સ્થાયી સંબંધોમાં તથા કાર્યકારણના અવિકારી સંબંધમાં અને તેથી નિપજતા સારા નરસા ફળોમાં વિદ્યાના અભ્યાસી માણસનો પૂર્ણ વિશ્વાસ બેસેછે. ચાલતી દંતકથાને માની લોકો એમ સમજેછે કે નિયમ વિરૂદ્ધ વર્તણુક કરી હોય તો પણ સારૂં ફળ મળશે, અથવા ખોટાં કૃત્યોની શિક્ષામાંથી આપણે બચી જઇશું. આને બદલે તેને એમ માલૂમ પડેછે કે આ સૃષ્ટિના બંધારણમાં સારા નરસા કૃત્યનો બદલો છેજ, અને આજ્ઞા ઉલંઘન કરવાનું ફળ માઠું થવાનું. તેને જણાયછે કે જે નિયમો પ્રમાણે આપણે ચાલવું જોઇએ તે નિયમો લાભકારી અને દુરારાધ્ય છે. તેને માલૂમ પડેછે કે તે નિયમોને અનુસરવાથી ધીમે ધીમે આપણે વધારે પૂર્ણ અને સુખી થઇશું અને તેથી તે વારંવાર તે નિયમો પ્રમાણે ચાલવાનો આગ્રહ બતાવેછે, અને જ્યારે તેમનો કોઇ ભંગ કરેછે ત્યારે તેને ક્રોધ ચઢે છે. આ પ્રમાણે સૃષ્ટિમાં સતત નિયમો કયા છે તે, તથા તેમને પાળવાની આપણી ફરજ છે તે બતાવી પોતે ખરેખરો ધાર્મિક છે એમ સાબીત કરી આપેછે.

વિદ્યાથી એક બીજો ધાર્મિક લાભ થાયછે; તે એ કે તેથી આપણી સ્થિતિનું અને આપણા ગુહ્ય અસ્તિત્વનું આપણને ખરેખરૂં ભાન થાય છે. જેટલું આપણે જાણી શકીએ તેટલું વિદ્યા આપણને દેખાડે છે. તેમજ અમુક હદ ઉપરાંત આપણે જઇ શકવાના નથી તે પણ આપણે વિદ્યાથી જાણી શકીએ છીએ આપણે સૃષ્ટિનું મૂળ કારણ ગ્રહણ કરવાને શક્તિવાન નથી એવું સત્તાથી કહી આપણને તેનો શોધ કરતાં અટકાવે છે તેમ નહિ, પણ આપણને અમુક હદ સૂધી દોરી જઇ તે હદ આપણે

ઓળંગી શકીશું નહિ એમ બતાવી આ અશક્યતા બાબત આપણી ખાતરી કરી આપેછે. આ અદ્ભૂત સૃષ્ટિ–ચમત્કાર આપણી ક્ષુદ્ર મતિથી ગ્રહણ કરી શકાય તેવો નથી, એ વાત આબેહુબ આપણા મન આગળ મૂકે છે. લોકોમાં ચાલતી દંતકથા અને માણસનાં અધિકાર વચનોનો તે મગરૂરીથી અનાદર કરેછે. પણ સ્વયંભુ પરમેશ્વર જે પડદાની પાછળ છે તે અભેદ્ય પડદો જોઇ પોતે નિરભિમાનીપણું ધારણ કરેછે. આજ વાસ્તવિક અભિમાન અને વાસ્તવિક નિરભિમાન છે. શુદ્ધ અંતઃકરણવાળો વિદ્યાનો અભ્યાસી વાસ્તવિક રીતે સમજી શકેછે કે જે સાર્વભૌમ સત્તાના સૃષ્ટિ, જીવ, અને વિચાર, એ પ્રદર્શિત ભાવ છે, તે સત્તા મનુષ્યની જ્ઞાન-શક્તિથી ગ્રાહ્ય નથી, એટલુંજ નહિ, પણ મનુષ્યતર્કનો પણ વિષય નથી. તેથી અમારો એ સિદ્ધાંત છે કે નિયમનને સારૂ તેમજ આપણે આચરણ કેમ કરવું તે બતાવવા સારૂ વિદ્યા એ સૌથી વધારેમાં વધારે કીમતની છે. દરેક રીતે જોતાં શબ્દોના અર્થ શીખવા કરતાં પદાર્થોના અર્થ શીખવા એ વધારે સારૂં છે. માનસિક કીંવા ધાર્મિક કેળવણીને સારૂ આસપાસના ચમત્કારોનું અધ્યયન કરવું તે વ્યાકરણ અથવા શબ્દકોષનું અધ્યયન કરવા કરતાં ચડીઆતું છે. આથી જણાશે કે આપણો પહેલો સવાલ "કયું જ્ઞાન ઘણું કીમતી છે?" એ હતો, તેનો એકસરખો જવાબ એ મળ્યો છે કે, "વિદ્યાનું જ્ઞાન સૌથી ચડતું છે." દરેક મુદ્દા ઉપર વિચાર કરતાં આજ જવાબ આવેછે. પ્રત્યક્ષ સ્વરક્ષણ અથવા જીંદગી અને તન્દુરસ્તીના બચાવને સારૂ સૌથી અગત્યનું જ્ઞાન વિદ્યાનું છે. પરોક્ષ સ્વરક્ષણ કરવામાં એટલે ઉપજીવિકા પ્રાપ્ત કરવામાં પણ સૌથી કીમતી જ્ઞાન વિદ્યાનું છે. માબાપ તરીકે આપણી ફરજો બજાવવામાં આપણે કેવું આચરણ કરવું તેનું જ્ઞાન પણ વિદ્યાથીજ મળેછે. આખી પ્રજાની સ્થિતિ ગત અને સાંપ્રતકાળમાં કેવી હતી તે સમજ્યા વગર શહેરી તરીકે આપણે આપણી વર્તણુક ચલાવી શકીએ નહિ, માટે તે સમજવામાં પણ આવશ્યક કુંચી વિદ્યા છે. તેમજ કળાકૌશલ્યનાં દરેક જાતનાં ખામી વગરનાં કામો કરવામાં અને તેથી સુખ પ્રાપ્ત કરવામાં પણ વિદ્યાના જ્ઞાનની જરૂર છે. અને વળી

માનસિક અને ધાર્મિક નિયમનને સારૂ પણ વિદ્યાનું અધ્યયન એજ ખરે-ખરૂં ઉપયોગી છે. પહેલાં જે પ્રશ્ન આપણને ઘણો ગૂંચવણીઓ લાગતો હતો તે આ પ્રમાણે તપાસ કરતાં સહેલો જણાયો છે. જૂદી જૂદી જાતની મનુષ્ય—પ્રવૃત્તિની તથા તે પ્રવૃતિને વાસ્તે આપણે તૈયાર થઇએ તેટલા માટે જૂદી જૂદી પ્રકારનાં અધ્યયનની કેટલી અગત્ય છે તેની હવે ગણતરી કરવાની જરૂર નથી; કેમકે આપણને માલૂમ પડેછે કે દરેક જાતની પ્રવૃ-તિને માટે વિદ્યાના અધ્યયનની જરૂર છે. જે જ્ઞાન બીજી બધી બાબતમાં કીમતી છે, તેનું અંતરગત મૂળ પણ વધારે છે; તેથી જૂદી જૂદી જાતના જ્ઞાનની ખરી અને સાંકેતિક કીમત કેટલી છે તેનો નિર્ણય કરવાની જરૂર નથી. કેમકે જ્ઞાનની કીમત લોકોના મત ઉપરથી ઠરતી નથી, પણ આસપાસના પદાર્થોની સાથે માણસનો જે સંબંધ છે તે ઉપરથી ઠરે છે. વિદ્યાની સત્તા આવશ્યક અને સતત છે, અને દરેક માણસને તેની સાથે સંબંધ છે. જીવનવિદ્યા માણસોએ જાણવી જોઇએ, કેમકે તેનું જ્ઞાન હાલમાં તમજ દૂરના ભવિષ્કાળમાં પણ મનુષ્યનું આચરણ કેમ ચલાવવું તે નક્કી કરવામાં ઉપયોગી છે. અને જીવનવિદ્યાની કુંચી તરીકે બીજી વિદ્યાઓની માહિતી પણ મેળવવી જોઇએ.

અને હાલના જમાનામાં એમ મગરૂરીથી કહેવામાં આવે છે કે કેળવણી ઘણી સારી અપાય છે, તેવા સમયમાં પણ આ ખરેખરા સર્વોત્તમ વિષય ઉપર બહુજ થોડું ધ્યાન આપવામાં આવે છે. જો વિદ્યા ન હોત તો જેને આપણે સુધારો કહીએ છીએ તે હયાતીમાંજ આવ્યો ન હોત; તોપણ આવી સુધરેલી રીતે અપાતી કેળવણીના ક્રમમાં વિદ્યાને જાણવા જોગ જગ્યા આપવામાં આવતી નથી. આગળ જ્યાં હજારો માણસનો નિર્વાહ ચાલે એટલુંજ અન્ન મળતું હતું તેને બદલે હાલ વિદ્યાની વધારે માહિતી થવાથી લાખોનું પેટ ભરાય તેટલું ધાન્ય મળી આવે છે; તોપણ તે લાખો લોકોમાંના થોડાકજ જે વિદ્યાથી તેમની હયાતી શક્ય થઇ છે તેનો અભ્યાસ કરે છે. વસ્તુઓના ગુણ અને તેમના પરસ્પર સંબંધોના વૃદ્ધિ પામેલા ન્યાયથી ભટકતી જાતો બદલાઈ આબાદ પ્રજાઓ થઇછે, એટલુંજ

નહિ, પણ આબાદ પ્રજાના અસંખ્ય લોકોને જે મોજ અને સુખ તેમના નાગા પૂર્વજોએ સ્વપ્નામાં પણ ધાર્યાં નહિ હોય તેવાં મળે છે; તોપણ આપણી ઊંચામાંઊંચી કેળવણી આપવાની જગ્યાઓમાં વિદ્યાના જ્ઞાનનો ખુશીથી સત્કાર થતો જોવામાં ભાગ્યેજ આવે છે. અમુક બનાવો એક સમયે બન્યા જાય છે અગર અમુક બનાવ બન્યો તો તેનું પરિણામ અમુક થવાનું એ વાતની માહિતી થવાથી, અને બદલાય નહિ એવા નિયમો સ્થાપિત થવાથી હલકામાં હલકા વહેમના પંજામાંથી આપણે મુક્ત થયા છીએ. વિદ્યા ન હોત તો આપણે અજ્ઞાન લોકોની માફક ઝાડ, પત્થર પુજતાજ હોત, અને સો પશુઓનાં બળીદાન આપી રાક્ષસી દેવોની શાન્તિ કરતાજ હોત. વિદ્યાથીજ આપણે વસ્તુઓના નીચા વિચારો તજી સૃષ્ટિની ભવ્યતામાં આપણી દૃષ્ટિએ કાંઇ પ્રવેશ કરવા માંડયો છે તેમ છતાં પણ વિદ્યાથી વિરૂદ્ધ ધર્મશાસ્ત્રના ગ્રંથમાં લખાણ આવે છે અને ધર્મોપદેશકો ઉપદેશાસન ઉપર બેશી તેના ઉપર ક્રોધીવચનનો વરસાદ વરસાવે છે. પૂર્વ પ્રજાઓમાં એક ચાલતી કહાણી છે તેની મતલબ આ પ્રમાણે છેઃ— જ્ઞાનના કુટુંબમાં વિદ્યા એ ઘરતું કામ કરનારી ચાકરડી છે, અને તે પોતાની અસ્વીકૃત પૂર્ણતા ખૂણામાં સંતાડે છે. બધા કામકાજની ઉઠવેઠ તેણે કરવી પડે છે. તેની હોશિયારી, બુદ્ધિબળ, અને એક નિષ્ટાથી બધી સંગવડ અને તૃપ્તિનાં સાધનો મળી આવે છે. બીજાના સુખને માટે આ પ્રમાણે તે નિરંતર મહેનત કરે છે તોપણ તેને પાછળ રાખવામાં આવે છે, અને તેની મગરૂર બેનો દુનિઆમાં હલકી કીમતના પોશાક પહેરી ડોળડમાકથી ફરે છે. આ દૃષ્ટાંત હજી આગળ લાગુ પાડીએ તો પડી શકે તેવું છે; કેમકે આ વાતનો હવે છેવટ ખુલાસો થવાનો સમય આવેલો છે, તે વખતે સ્થિતિ બદલાશે અને આ મગરૂર બેનોનો તેમને ઘટતો છે તેવો અનાદાર થશે, અને વિદ્યાનું મૂલ અને ખૂબસુરતી સર્વથી શ્રેષ્ટ ગણાઇ વિદ્યાનું સર્વોપરી રાજ્ય સ્થપાશે.

---

# પ્રકરણ ૨ જું.

## માનસિક કેળવણી.

અમુક મંડળીની અમુક સ્થિતિમાં જે કેળવણી આપવામાં આવતી હતી તેની અને તે સ્થિતિની વચ્ચે કંઇ પણ સંબંધ હોવો જોઇએ એમાં કાંઇ પણ શક નથી. આવી કેળવણીની ઉત્પત્તિ આખી પ્રજાના સામાન્ય વિચારમાંથી થાયછે; તેથી અમુક કાળમાં જે જે કેળવણી આપવાનાં સાધન હતાં તે બધાં એક કુટુંબનાં હોય તેવું તેમનામાં સરખાપણું જોવામાં આવશેજ; પછી તેમનો ખાસ હેતુ ગમે તે હોય. ત્યારે માણસો એમ માનતા કે ધર્મનાં પુસ્તકોમાં જે લખ્યું છે તે ખરૂં છે અને તેનો અર્થ કરવામાં આવ્યો છે તેમાં કાંઇ પણ ભૂલ થાયજ નહિ પણ તેમાં જે જે કહેવામાં આવ્યું છે તે કાંઇ પણ તકરાર ઉઠાવ્યા વગર આપણે માનવુંજ જોઇએ, ત્યારે બાળકોને જ્ઞાન આપવાની રીત પણ એવીજ હતી; એટલે ગુરૂ કહે તે ખરૂં, તેમના વચનમાં કોઇએ કાંઇ પણ શક અગર વાંધો લેવો નહિ. પણ હાલ સુધારાની સ્થાપના થવાથી પૂખ્ત ઉમરના માણસો પોતાના ખાસ અભિપ્રાય બાંધી શકેછે, અને અમુક વાત ખરી છે કે ખોટી તેનો તેમણે પોતાની બુદ્ધિથી વિચાર કરવા માંડયો છે; તેથી કેળવણી આપવાની રીતિમાં ફેરફાર થયોછે, અને અમુક વિષયનો વિચાર બાળકો પોતાની બુદ્ધિ ખરચી શકે તેવી રીતે સમજાવી કેળવણી આપવાની રીત દાખલ થઇછે. જે વખતે રાજાઓનો કુલ અખ્તિયાર હતો, તેમની સખ્ત આજ્ઞાઓ ભયથીજ લોકો પાળતા, જે વખતે સહેજ ગુન્હાને સારૂ મોતની શિક્ષાઓ કરવામાં આવતી હતી, અને જેઓ રાજાની સામે થતા તેમને ભારે શિક્ષાઓ થયા વગર રહેતીજ નહિ, તે વખતે શાળામાં પણ બંદોબસ્ત તેવોજ સખ્ત હતો. હજારો જૂદા જૂદા હુકમ કરવામાં આવતા હતા, અને તેમાંના એકની પણ વિરૂદ્ધ કોઈ છોકરો ચાલ્યો તો તેને સખ્ત શિક્ષા થયા વગર રહેતીજ નહિ. પણ હાલ તેથી ઉલટુંછે. હાલ જ્યારે રાજકીય સ્વતંત્રતા વધેછે, મનુષ્યને જૂદાં જૂદાં કામ કરવાની છૂટ મળી છે, અને

ફોજદારી કાયદામાં સુધારો થયો છે, ત્યારે તેવોજ સુધારો શાળાઓમાં પણ નજરે પડે છે. બાળકોને પાળવાના નિયમો ઓછા થયા છે, અને તે નિયમના ભંગને સારૂ શરીરશિક્ષા કરવામાં આવતી નથી, પણ બીજી રીતે તેમને કબજે રાખવામાં આવે છે. આગળ જ્યારે વૈરાગ્યવાનનું પ્રબળ હતું, અને લોકો એમ માનતા કે જેમ બને તેમ શરીરને કષ્ટ આપવું તથા જે માણસ પોતાની વાસનાઓને ઓછી તૃપ્ત કરે તેમ તે સદ્ગુણી ગણાતા, તે વખતે બાળકોની ઇચ્છાઓ તૃપ્ત ન કરવી અને તેમની સ્વાભાવિક ચપળતા "આમ તમારે કરવું નહિ" એમ કહી દબાવી દેવી, એને સારી કેળવણી ગણવામાં આવતી હતી. પણ હવે લોકો એમ માનવા લાગ્યા છે કે સુખ ભોગવવું એમાં કાંઇ પાપ નથી. મહેનત કરવાનો વખત ઓછો કરવામાં આવ્યો છે, અને સામાન્ય વિશ્રામનાં સ્થાનો ઠેર ઠેર કરવામાં આવે છે, ત્યારે માબાપ અને શિક્ષકો એમ સમજવા લાગ્યાં છે, કે બાળકોની ઇચ્છાઓ તૃપ્ત કરવી એમાં કાંઇ ખોટું નથી. બાળકોને રમતો રમવામાં ઉત્તેજન આપવું જોઇએ, અને બાળકના ખીલતા મનની ઇચ્છાઓ આગળ ધારવામાં આવતી તેટલી પાપિષ્ટ નથી. જે વખતમાં લોકોનો એવો મત હતો કે વેપાર સ્થાપિત કરવાને સારૂ વેપારીઓને બક્ષીસ આપી ઉત્તેજન આપવું જોઇએ, તથા પ્રતિબંધ પણ મૂકવા જોઇએ, અને કારીગરોએ શી શી ચીજો વાપરવી તે તથા તે કેવી જાતની અને કેટલી કીમતની તે કાયદો કરી ઠરાવી આપવું જોઇએ, તે વખતે કેળવણીની બાબતમાં પણ લોકોનો મત એવો હતો કે અમુક નિયમો પ્રમાણે બાળકનું મન કેળવી શકાય. તેની બધી શક્તિઓ શિક્ષકજ પેદા કરી શકે છે, અને તેનું મન એવું છે કે તેમાં શિક્ષક જ્ઞાન મૂકી શકે અને પોતાની મરજી પ્રમાણે તે જ્ઞાન તેમાં ગોઠવી શકે. પણ હાલ લોકોના વિચાર એવા થયાછે કે વેપાર સ્વતંત્ર હોવો જોઇએ, અને તેના ઉપર કોઈ પણ જાતના પ્રતિબંધ ન હોવા જોઇએ, તથા દરેક વસ્તુ સ્વાભાવિક રીતે અમુક નિયમો પ્રમાણે ચાલે છે. મેહેનત, વેપાર, ખેતીવાડી અને નૌકાગમન વગેરેના કામના જો કાયદા ન હોય તો સારાં ચાલે છે. ન્યાયનું બંધારણ એવું થયું છે કે ધીમે

ધીમે લોકોમાં અમુક રાજ્યનીતિ જબરજસ્તીથી બહારથી લાવી દાખલ થઇ શકતી નથી, ત્યારે કેળવણીની બાબતમાં પણ એમ કહેવામાં આવે છે. બાળકના મનની શક્તિ ધીમે ધીમે પ્રગટ થતી જાય છે, અને જો તેને તોડી તો નુકસાન થાય છે. ખીલતા મન ઉપર કૃત્રિમ નિયમોનું બળ ચાલતું તથી. મનઃશાસ્ત્રમાં પણ ખપ અને છતના નિયમો છે, અને તે પ્રમાણે જો આપણે ચાલીએ તોજ સારૂં, નહિ તો નુકસાન થયા વિના રહેજ નહિ. ઉપર આપેલાં દૃષ્ટાંતો ઉપરથી જણાશે કે કેળવણીની જે જૂદી જૂદી રીતો કહી છે તે બધી આખી મંડળીની જે સ્થિતિ હતી તે સ્થિતિને અનુસરતી હતી.

મંડળીની સ્થિતિ જેવી હોય તેવી તે સમયમાં અપાતી કેળવણીની પણ સ્થિતિ હોયછે. તેનું વળી બીજું સમાંતર દૃષ્ટાંત છે; તે એ કે જે કૃતિથી જૂદા જૂદા ફેરફાર થયા તેની, અને જેથી કરીને જે જૂદા જૂદા મતો ધીમે ધીમે બંધાયા તેની વચ્ચે પણ મળતાપણું છે. કેટલાક સૈકા ઉપર ધર્મ સંબંધી, રાજ્ય સંબંધી, અને કેળવણી સંબંધી બાબતોમાં લોકોના મત એકસરખા હતા. બધા માણસો પ્રાચીન ધર્મપુસ્તકો અને ધર્મગુરૂઓ કહે તેવો ધર્મ પાળતા. એક સ્વતંત્ર રાજાનું રાજ્ય હોવું જોઇએ એમ માનતા, અને બધા આરીસ્ટોટલના શિષ્યો *હતા. તે સમયમાં શીખવવાની જે પદ્ધતિ શાળાઓમાં ચાલતી હતી તે પ્રમાણે બધાને કેળવણી આપવામાં આવતી હતી, અને તે સારી છે કે નહિ તે બાબત કોઈ કાંઈ પ્રશ્ન પણ ઉઠાવતા નહિ. પણ ધીમે ધીમે મતભેદ પડતા ગયા. ધીમે ધીમે લોકોનામાં પોતાનો સ્વમત સ્થાપન કરવાનું વલણ પેદા થતું ગયું. અને તેથી સુધારાની સ્થાપના થઇ એટલુંજ નહિ, પણ દરેક માણસને પોતાના વિચાર જણાવવાની અને તેને અમલમાં લાવવાની મુખત્યારી છે એ વાત કબૂલ થતી ગઈ તેમ તેમ જૂદી જૂદી અનેક ધર્મશાખાઓ થઇ. તેજ પ્રમાણે રાજકીય બાબતમાં પણ પહેલા બે મોટા પક્ષ બંધાયા અને તે બે પક્ષના ધીમે ધીમે પુષ્કળ ફાંટા થયા, તથા દરેક વરસે તેમની સંખ્યા વધતી

* આ વાત યૂરોપીઅન લોકોને લાગુ પડેછે.

જાયછે. મધ્યકાળમાં તત્વજ્ઞાનની પાઠશાળાઓમાં શીખવાતા મતોની વિરૂદ્ધ એકને પોતાના મત પ્રસિદ્ધ કર્યા, અને ત્યાર પછી ધીમે ધીમે તત્વજ્ઞાન શાસ્ત્ર સંબંધી જૂદા જૂદા સેંકડો મતભેદ લોકોમાં ચાલવા લાગ્યા. જે વલણથી રાજ્યકીય, ધાર્મિક, અને તત્વજ્ઞાન સંબંધી બાબતોમાં આવા ફેરફાર થયા તેજ વૃત્તિથી કેળવણી આપવાની રૂઢીમાં ફેરફાર થવા માંડયા, અને તેમાં પણ જૂદી જૂદી રૂઢીઓ દાખલ થઇ તથા કેળવણીના જૂદા જૂદા ભાગ પડયા. આ ફેરફાર, અંતરમાં જે વિકાર થયા તેનાં બાહ્ય પરિણામો હતાં અને તેથી તે ઘણાખરા સમકાલીન (એકજ વખતે થયેલા) હતા. ધર્મગુરૂઓની, રાજાઓની, તત્વજ્ઞાનીઓની અને શિક્ષકોની સત્તા ધીમે ધીમે પડી ભાંગી, તેમાં ખાસ એક સરખો જ ચમત્કાર જોવામાં આવે છે. આ દરેક ફેરફારમાં પૃથક્ મનુષ્યને સ્વતંત્રતા મળે તેવું વલણ જણાય છે, અને આ ફેરફારથી જે નવા વિચારો અને નવા રિવાજ દાખલ થયા તેમાં પણ તેજ વલણ જણાઇ આવે છે.

બાળકોને કેળવણી કેમ આપવી તે બાબતમાં આટલી બધી જૂદી જૂદી રીતો ચાલેછે તે જોઇ ઘણાકને ખેદ થશે, પણ જે દૂરઅંદેશી અને શોધક નજરવાળો હશે તેને એમ લાગશે કે આવું થયાથીજ ખરી રીત શી છે તે સાબીત થશે, અને તેની છેવટે સ્થાપના થશે. ધર્મમાં મતભેદ થઇ શાખાઓ થાય તે વિષે લોકોના વિચાર ગમે તે હો, પણ કેળવણીની બાબતમાં આવો મતભેદ છે તેનું એક ફળ એ છે કે શ્રમ કરનારની સંખ્યા વધી તેથી જે વાતનો છેવટ શોધ થવાનો છે તે વાત ખોળી કાઢવાનું કામ સહેલું થશે. ખરી રીત કેવી છે તે આપણે જાણતા હોત, તો તેથી આડે રસ્તે જઈ નવી રીત દાખલ કરવાથી નુકસાન થાય, પણ હજુ ખરી રીત કયી છે તે ખોળી કાઢવાની છે, માટે ઘણા સ્વતંત્ર શોધકો જૂદે જૂદે માર્ગે પોતાના શોધ ચલાવે છે અને તેજ ખરી રીત ખોળી કાઢવાનું સારામાં સારૂં સાધન છે. દરેક શોધકને નવો વિચાર સૂઝેલો અને તેનો પાયો થોડો ઘણો ખરી હકીકત શી છે તે ઉપર હોવાથી, અને તે પોતાની યોજના પાર પાડવામાં ખંતીલો થઇ તે યોજના ખરી છે કે ખોટી તે અજમાવવામાં

જૂદી જૂદી તદબીરો લાગુ પાડવામાં ઘણી બુદ્ધિ ખરચે છે તેથી, તથા પોતાનો શ્રમ કાંઇ પણ ફળીભૂત થાય તો તે ફળ જાહેર કરવામાં અથાક કોશિશ કરનારો હોવાથી, તેમજ વળી બીજા શોધકો જે રીત દાખલ કરવા ધારેછે તે ઉપર સખ્ત ટીકા કરવામાં આવેછે. તેથી છેવટ ખરી રીત કયી છે તેની પાસે પાસે આપણે આવતા જઇશું, એમાં કાંઇ પણ શક નથી. બાળકોને કેળવણી આપવાની જે ખરી રીત છે તેનો જે ભાગ કોઇ પણ શોધકે ખોળી કાઢયો હોય તેનાં સારાં પરિણામો વારંવાર જોવામાં આવ્યાથી તે રીત લોકો સ્વીકારશે, અને તેમાં જે ખોટું હશે તે અનુભવ ઉપરથી રદ કરી કાઢવામાં આવશે. આ પ્રમાણે સત્ય વાતોનો સંગ્રહ થવાથી અને ભૂલો બાતલ કરવાથી ધીમે ધીમે કેળવણીની બાબતમાં ખરા મતોનો છેવટે પૂરતો સંગ્રહ થશે. મનુષ્યના મતોનાં ત્રણ જૂદાં જૂદાં રૂપાંતર છેઃ— ૧. અજ્ઞાન માણસના મતનું ઐક્ય; ૨. શોધકોના મતની ભિન્નતા; અને ૩. ડાહ્યા માણસોના મતનું ઐક્ય. આમાં ત્રીજી સ્થિતિ બીજામાંથી ઉત્પન્ન થાય છે, એટલે બીજી સ્થિતિ ત્રીજીની જનક કહેવાય.

આ સ્થિતિઓમાં કાળાન્વયે એક પહેલી અને બીજી ત્યાર પછી થઇ એટલુંજ નહિં, પણ કાર્યકારણ પરત્વે પણ તેમનો પૂર્વાપર સંબંધ તેવોજ છે; તેથી કેળવણી કેવી રીતે આપવી તે બાબતમાં આટલો બધો ઝગડો મચી રહેલો જોઈ આપણી ધીરજ જતી રહે તથા આવા ઝગડાથી જે માઠાં પરિણામ નિપજે છે તે જોઇ આપણને ખેદ થાય, તોપણ આ સ્થિતિ છે તેમાં ફેરફાર થઇ છેવટે સારાં પરિણામ નીપજે તેવી છે, અને આવી સ્થિતિ એક વખત થવીજ જોઇએ. તથાપિ આપણે ધીમે ધીમે આગળ વધી જે જે મેળવ્યું છે તેની નોંધ કરવી જોઇએ. પચાસ વરસ સુધી તકરાર ચલાવી પ્રયોગ કર્યા તથા પરિણામો સરખાવ્યાં! અને શું આપણે જે મેળવવું ધારીએ છીએ તે તરફ થોડાંક ડગલાં પણ આપણે નહિ ભર્યાં હોય? કેટલીક જૂની રૂઢીઓ બંધ પડીછે, નવી દાખલ થઈ ચૂકીછે, અને બીજી કેટલીકનો ત્યાગ કરવાનું અગર સ્વીકાર કરવાનું કામ ચાલવા માંડ્યું છે. આ બધા ફેરફારોનો મુકાબલો કરીશું તો કેટલાંક સ-

માન સફસ્ત્રો મળી આવશે. તેમનું વલણ એકસરખું આપણા જોવામાં આવશે; તેથી આપણો અનુભવ આપણને કયી દિશાએ દોરી જાયછે તેનો અનુમાનથી આપણને કંઈક સારો ધડો પણ મળશે, અને તેથી વધારે સુધારો શી રીતે કરવો તેની સૂચનાઓ પણ મળી આવશે; માટે આ બાબતમાં વધારે ઊંડા ઉતરતા પહેલાં પાછલા જમાનામાં અને હાલના જમાનામાં અપાતી કેળવણીમાં શી શી વિરૂદ્ધતા છે તે તપાસીએ.

એવો સાધારણ નિયમ જણાય છે કે કોઈ પણ ખોટી વાત બંધ પડે કે તેથી ઉલટી વાતની ચઢતી થાય છે; તેથી એમ બન્યું કે પહેલાં માત્ર શરીર સુધારવા તરફજ લક્ષ આપવામાં આવતું હતું તે વાત ખોટી ઠરી એટલે ત્યાર પછીના જમાનામાં માત્ર મનનેજ કેળવવું એજ મોટી બાબત થઈ પડીછે એ સમયમાં બે ત્રણ વરસનું બાળક થયું કે તેને ચોપડી વાંચવા મંડાવવી, અને જેમ બને તેમ જ્ઞાન પ્રાપ્ત કરવું એજ અગત્યની વાત મનાવા લાગી. આવો ફેરફાર આપણે અહિં પણ દીઠામાં આવેછે. અંગ્રેજી કેળવણી આપવાની શરૂ થઈ અને અંગ્રેજી કેળવણી પામેલા લોકોને સારો રાજ્યાધિકાર મળી તેઓ આબરૂદાર અને ધનવાન થયા, તેથી લોકોએ જેમ બને તેમ બાળકોને જલદી અંગ્રેજી કેળવણી અપાય તેમ સારૂં એમ સમજી કાચી વયથીજ તેમના ઉપર ભણાવવાનો જૂલમ શરૂ કર્યો. હાલમાં શરીર કેળવણી તરફ કાંઈ વિશેષ લક્ષ અપાવા માંડયું છે, અને કેળવાયલા લોકો સમજવા લાગ્યા છે કે એકલા મનનેજ કેળવવું બસ નથી પણ શરીર કેળવણી ઉપર પણ યોગ્ય લક્ષ આપવું જોઈએ. ઉપર કહ્યું તે માફક સાધારણ નિયમ એવો છે કે એક વાત તજી દેવામાં અને બીજી સ્વીકારવામાં આવે ત્યારે લોકો બીજી વાત ઉપરજ માત્ર લક્ષ આપે છે. આ પ્રમાણે થયા પછી બન્ને વાતનું પરિણામ શું નીપજ્યું તે સરખાવવામાં આવે છે, અને લોકો એમ સમજવા લાગે છે કે આ બે ઉલટી વાતો એકજ સત્યની બે જુદી જુદી બાજુઓ છે; તેથી હવે લોકોની ખાત્રી થવા લાગી છે કે શરીર અને મન એ બેની બરોબર સંભાળ રાખવી જોઈએ. મારઠોક કરી ભણાવવાની રીત હવે મૂકી દેવામાં આવી છે, અને યોગ્ય

ઉમર પહેલાં બાળકની બુદ્ધિ પાકી થાય તેથી લોકો નાખુશી બતાવવા લાગ્યાછે. લોકો સમજવા લાગ્યાછે કે તન્દુરસ્તીવાળા થવું એ સંસારમાં પહેલે નંબરે અગત્યનું છે. જો શરીરમાં શક્તિ ન હોય તો સારામાં સારી બુદ્ધિવાળું મગજ થોડાજ ઉપયોગનું છે, અને તેથી શરીરની સંભાળ ન રાખતાં માત્ર મનનેજ કેળવવું એ હાલમાં મૂર્ખાઇ ભરેલું ગણાયછે. આમ ગણાયછે તેનું કારણ બાળકો બહુ બુદ્ધિશાળી થયા પછી તેમની છેવટ દુર્દશા થાયછે તે છે. "વખત ડહાપણથી કેવી રીતે ગાળવો" એ કહેવતની કુંચી હવે આપણે હાથ આવવા માંડી છે.

પૂર્વે ગોખીને મોઢે કરી રાખવાનો રિવાજ સાધારણ હતો તે હાલ હલકો પડવા લાગ્યો છે. હાલની કેળવણીની બાબતમાં આગેવાન પુરૂષો "કક્કો" શીખવવાની જુની રીત ખોટી છે એમ કહે છે. "આંક" માત્ર પ્રયોગ તરીકેજ શીખવવામાં આવે છે. ભાષા શીખવવામાં પણ અક્ષરશાળાઓમાં ચાલતી રીત તજી દેવામાં આવીછે અને તેને બદલે બાળક સ્વભાષામાં સ્વાભાવિક રીતે જેમ શીખેછે તે રીત ઉપર આધાર રાખી નવી રીતો દાખલ કરવામાં આવી છે. બાટરસીની ટ્રેનિંગ સ્કૂલના રીપોર્ટમાં કહેલું છે કે "પ્રવેશક વર્ગમાં જેમ બને તેમ મોઢે જવાબ આપી શિક્ષણ આપવામાં આવેછે, અને સૃષ્ટિના પદાર્થો બતાવી તેનાં દૃષ્ટાંત આપવામાં આવે છે." મોઢે ગોખવાની રીત ચાલતી હતી ત્યારે વસ્તુઓને બદલે તેમનાં ચિન્હો ઉપર વધારે ધ્યાન આપવામાં આવતું હતું. શબ્દ ભૂલ પડ્યા વગર બોલી જવા એટલે બધું સર્યું; શબ્દનો અર્થ સમજવો એ મોટી વાત ગણવી નહિ.

મોઢે ગોખી નાંખી શીખવવાની રીત બંધ પડતી જાય છે તેની સાથે નિયમોથી શીખવવાની રીત પણ પડી ભાગવા માંડી છે. હવે રીત એવી દાખલ થઇ છે કે પહેલાં અમુક અમુક બાબતો શીખવવી અને પછી તે ઉપરથી સામાન્ય સિદ્ધતાઓ બતાવવી. આ રીત વિષે બાટરસીની ટ્રેનિંગ સ્કૂલના રીપોર્ટમાં લખેલું છે કે "નિયમ પહેલો, બતાવી શીખવવાની જે ચાલુ રૂઢી છે તેથી આ ઉલટી છે તથાપિ અનુભવથી આ ખરી છે રીત

એમ સાબીત થાય છે. નિયમ બતાવી શીખવવાની રીત છે તે માત્ર અનુભવ ઉપરજ આધાર રાખનારી છે અને ખરેખરી સમજ પડયા વગર સમજ પડી છે તેવું તેથી દેખાઇ આવે છે. તજવીજ કરી તે ન દેખાડતાં માત્ર તજવીજનું પરિણામ કહેવું તેની અસર નબળી અને અપૂર્ણ છે. સામાન્ય સત્યો આપણા મનમાં ઠસી રહે અને તેનો આપણે ઘટતી વખતે ઉપયોગ કરી શકીએ માટે તે શોધી કાઢવાં જોઇએ. 'જેવું આવે તેવું જાયે, એ કહેવત ધનને તેમજ જ્ઞાનને લાગુ પડે છે. એક બીજાનો સંબંધ જાણ્યા વગરના નિયમો ઘણું કરીને ભૂલી જવાય છે, પણ તે નિયમોમાં જે મૂળતત્વ છે તે સમજાયું એટલે તે કોઇ દિવસ મનમાંથી ખસતા નથી. જેને નિયમજ શીખવવામાં આવ્યા હોય તે જો નિયમમાં આવી ગએલા શિવાયની બીજી કોઈ વાત આવે તો ગભરાય છે; પણ જેને મૂળતત્વ શીખવવામાં આવ્યાં હોય તે નવી બાબતનો તુરત ખુલાસો કરી શકેછે. જેને નિયમજ શીખવવામાં આવ્યા હોય તેનું મન, અને જેને મૂળતત્વો બતાવવામાં આવ્યાં હોય તેનું મન એ બની વચ્ચેનો તફાવત, જેટલો અમુક ચીજોનો ઢગલો અને તે ચીજો ગોઠવી રચના કરી હોય તેમાં તફાવત છે તેટલો છે. મૂળતત્વ જેને બતાવવામાં આવ્યાં હોય તેના મનમાં જુદી જુદી પેટાની હોયતો બરોબર ઠસી રહેછે એટલુંજ નહિ, પણ તપાસ કરવામાં, સ્વતંત્ર વિચાર ચલાવવામાં, અને નવી શોધો કરવામાં આવા માણસનું મન વધારે યોગ્ય થાયછે. ફક્ત નિયમ જાણવાથી આવી શક્તિ આવતી નથી. અમુક વાતોનું જ્ઞાન મેળવ્યા પછી તે ઉપરથી નીકળતી સામાન્ય સિદ્ધતાઓ જાણવી એ જ્ઞાનને રચના કરી ગોઠવવા જેવું છે. અને આ પ્રમાણે દરેક જાતનું જ્ઞાન બરોબર એક બીજાના સંબંધમાં ગોઠવાય તેમ તેમ મનમાં તે સજ્જડ ઠસી રહેછે."

નિયમ શીખવવાને બદલે હવે મૂળતત્વો બતાવવામાં આવેછે અને જૂદાં જુદાં સત્યો બરાબર સમજાયા પછી તેમાંથી ઉત્પન્ન થતી સામાન્ય સિદ્ધતાઓ શીખવવામાં આવેછે; તેથી જે વિષયો પૂર્વકાળમાં સૌથી પહેલા શીખવવામાં આવતા હતા, તે હવે પાછળથી શીખવવામાં આવેછે. આનું

દૃષ્ટાંત એ છે કે વ્યાકરણ હવે પાછળથી શીખવવા માંડ્યું છે. મારસલ કહેછે કે વ્યાકરણ એ પહેલું પગથીયું નથી પણ છેવટનું છે, એમ કહેતાં કોઈ પણ આંચકો ખાવાનું કારણ નથી. મી. વાઇઝ નીચે પ્રમાણે દલીલ બતાવે છે.—"વ્યાકરણ અને વાક્યરચનામાં નિયમોનો સંગ્રહ કરવામાં આવે છે. જે જે વાતોનો અનુભવ જોવામાં આવે છે તે ઉપરથી નિયમો ઘડી કાઢવામાં આવે છે; જુદી જુદી વાતોનું ઘણી મુદ્દત સુધી અવલોકન કરીને અને તેમનો મુકાબલો કરીને તે ઉપરથી નિયમો ખોળી કાઢી શકાય છે. ટૂંકામાં વ્યાકરણ એ ભાષાનું તત્વ છે; એ ભાષામાં રહેલી વિદ્યાનું શાસ્ત્ર છે. કુદરતના નિયમો પ્રમાણે કોઇ પણ માણસ વિદ્યાનો શોધ પહેલો કરી શકતો નથી. વ્યાકરણ અથવા પીંગળના વિચાર લોકોના મનમાં ન આવ્યા હોય તે પહેલાં તો કેટલાંક વરસો અગાઉથી લોકો ભાષા લખે છે અને કવિતા રચે છે. આરીસ્ટોટલે તર્કશાસ્ત્ર લખ્યું ત્યાર પહેલાં માણસો તર્ક કરતા નહિ એમ નથી. જેમ વ્યાકરણ પછી થયું અને ભાષા પહેલી હતી, તેમજ શીખવવામાં પણ ભાષા પહેલી અને વ્યાકરણ પછીથી આવવું જોઇયે."

વળી જુના રિવાજો તજી દેવામાં આવ્યા પછી જે નવી રીત દાખલ થઇ છે તેમાં અવલોકનશક્તિ નિયમસર કેળવવાની રીત સૌથી અગત્યની છે. ઘણાકાળ સુધી માણસો અંધારામાં ભૂલથાપ ખાયા કરતા હતા. હવે તેમણે સમજાવવા માંડ્યું છે કે બાળકોમાં અવલોકન કરવાની સ્વાભાવિક શક્તિ છે તે નકામી અને અર્થ રહિત નથી. આગળના જમાનામાં આ શક્તિ છે એવું લોકો માનતા નહિ; તેથી બાળકોની અવલોકન કૃતિનો કાંઇ ઉપયોગ નથી, અગર તેઓ માત્ર રમત કરેછે કે મસ્તી કરવા સારૂ તેઓ અવલોકન ઉપરથી તેમને સુઝી આવે તેવા સવાલો પૂછેછે એમ ધારવામાં હતું. પણ હવે આ કૃતિ જ્ઞાન મેળવવાનું એક અગત્યનું સાધન છે અને તે મોટા થયા પછી જે જ્ઞાન મેળવાય તેનો મુખ્ય પાયો છે એમ લોકો ગણવા લાગ્યા છે; તેથીજ પદાર્થો બતાવી છોકરાંઓને પાઠ આપવાની રીત શરૂ થઇ છે. આ રીત ઘણી ઉત્તમ છે, પણ યોગ્ય રીતે આવા પાઠ

છોકરાંઓને આપવામાં આવતા નથી. પદાર્થવિજ્ઞાન શાસ્ત્ર સર્વે વિદ્યાનું મૂળ છે એવો બેકનનો મત છે. આ અભિપ્રાય સાચો છે એવું હવે ગનાવા લાગ્યું છે. પદાર્થોના દર્શ અને સ્પર્શ ગુણોની ચોક્કસ માહિતી આપણને ન હોય તો તેમનો ખરો ખ્યાલ આપણા મનમાં આવી શકે નહિ, અને આપણાં અનુમાન ખોટાં પડે. જો ઇંદ્રિયોને બરાબર કેળવી ના હોય તો પછીથી મેળવેલું જ્ઞાન અપૂર્ણ અને ઝાંખુ હોય છે અને તેની ખરેખરી છાપ આપણા મન ઉપર પડતી નથી. આ ખામી પાછળથી સુધારવી બહુ મુશ્કેલ છે. ખરેખરૂં કહીએ તો પૂર્ણ અવલોકન દરેક કામમાં ફતેહ મેળવવાનો મૂળ પાયો છે. અવલોકન કરવાની એકલા કારીગર, સિદ્ધપદાર્થ વિજ્ઞાની અગર વિદ્યાના અભ્યાસીનેજ જરૂર છે તેમ નથી; રોગની ખરી ચિકિત્સા કરવા સારૂ વૈદ્ય તેના ઉપર આધાર રાખે છે; તેમજ એ શક્તિ કેળવવા સારૂ ઇજનેરને કેટલાંક વરસો સુધી કારખાનાંમાં ઉમેદવારી કરવી પડે છે એટલું જ નહિ, પણ તત્વજ્ઞાની પણ અવલોકન કરી બીજા લોકોના જોવામાં નહિ આવેલી તેવી વસ્તુઓના સંબંધ ખોળી કાઢે છે. વળી કવિ પણ અવલોકન કરીનેજ લોકોના સમજવામાં પહેલાં નહિ આવેલો એવો કુદરતમાંનો ખૂબસુરત ચમત્કાર તેમને બતાવી તેમનું મન રંજન કરે છે. દરેક વિષયની આબેહુબ અને પૂર્ણ છાપ આપણા મન ઉપર પડવી જોઇએ એ અગત્યનું છે. સંબંધ દેખાડયા વગર સત્યો શીખવવાની જુની રીતનો ધીમે ધીમે ત્યાગ થતો જાય છે અને તેને બદલે પદાર્થ બતાવી તેને લગતાં સત્યો શીખવવાની રીત દાખલ થતી જાય છે. વિદ્યાનાં મૂળતત્વો હવે પ્રત્યક્ષ રીતે શીખવવામાં આવે છે. અંકગણિતના પ્રથમ પાઠ શીખવવામાં લખોટાના ચોકઠાનો ઉપયોગ થાય છે. પ્રોફેસર ડી મોરગને દશાંશ શીખવવાની નવી રીત દાખલ કરી છે. તેમાં પણ આ નિયમ પાળવામાં આવેલો છે. મી. માર્સલે કોષ્ટક મોઢે ગોખાવી તે શીખવવાની રીત તજી દઇ કાટલાં અને ગજ, ફુટ, વાર, બતાવી તે શીખવવા માંડયાં છે. અને જુદાં જુદાં વજન અને માપનો સંબંધ પ્રયોગથી છોકરાં પાસે ખોળી કઢાવે છે. તેમજ ભૂગોળ ભૂમિતિ શીખવવામાં જુદી જુદી આકૃતિઓ અને

નમૂનાઓનો ઉપયોગ કરાવા લાગ્યો છે. આ બધાનું સામાન્ય લક્ષણ એ છે કે જે રીતે આખા મનુષ્ય મંડળનું મન કેળવાયું તે રીતે બાળકનું મન કેળવવું. સંખ્યા, આકાર અને સ્થિતિના સંબંધોને લગતી સત્યતાઓ પદાર્થો જોઇને તે ઉપરથી માણસોએ ખોળી કાઢી, અને તે સત્યતાઓ સાકાર બાળકોને બતાવવી. એટલે જે રીતે મનુષ્યમંડળી શીખી તેજ રીતે બાળકને શીખવવું, એવી રીત દાખલ થવા લાગી છે. ધીમે ધીમે લોકોની ખાત્રી થશે કે આ શીવાય બીજી રીતે જ્ઞાન પ્રાપ્ત કરી શકાયજ નહિ. સંબંધ બતાવ્યા વગર સત્યતાઓ બાળકોને શીખવી મોઢે ગોખવી હોય, તો પોતે જે સ્વાભાવિક રીતે જોયું હતું તેજ આ સત્યતામાં ટુંકામાં કહેલું છે એવું તેના સમજવામાં આવે ત્યાં સુધી બાળકને તેમનો અર્થ બરાબર સમજાતોજ નથી.

જે જે ફેરફાર ધીમે ધીમે દાખલ થાય છે તેમાં વળી અગત્યનો ફેરફાર એ છે કે જ્ઞાનપ્રાપ્તિ બાળકોને દુઃખદાયક ન થઇ પડતાં સુખદાયક થાય તેમ કરવું. અમુક જાતનું જ્ઞાન મેળવવાની બાળકની ઇચ્છા થાય એટલે તે જ્ઞાન સમજી ગ્રહણ કરવાને બાળકનું મન યોગ્ય થયું છે અને તેની વૃદ્ધિ થવા સારૂ તે જ્ઞાન જરૂરનું છે એમ સમજવું એ મત ધીમે ધીમે લોકોમાં પ્રચાર પામતો જાય છે; અને અમુક બાબત શીખવવા માંડી હોય અને બાળકને કંટાળો આવે તો તે જ્ઞાન ગ્રહણ કરવાને મન તૈયાર નથી અગર તે જ્ઞાન ગ્રાહ્ય રૂપમાં બાળકના મન આગળ મુકવામાં આવ્યું નથી એમ જાણવું એ મત પણ લોકોએ સ્વીકારવા માંડયો છે. આજ કારણથી નાનપણમાં જે શીખવવામાં આવે છે તેથી બાળકને ગમત પડવી જોઇએ. બધી જાતનું શિક્ષણ મનોરંજક હોવું જોઇએ એમ કોશિશ કરવામાં આવે છે, તેથી રમતની કીમત બહુજ છે એવાં ભાષણો થવા લાગ્યાં છે. અને તેથી લોકોમાં ચાલતી કહાણીઓ અને ગીતો બાળકોને કહેવાની જે રીત છે તે સારી છે એમ કહેવામાં આવેછે. બાળકના મતને અનુસરી આપણે આપણી પદ્ધતિ બદલતા જઇએ છીએ. આ શિક્ષણ બાળકને ગમે છે કે નહિ ? આ વાત બાળકને પસંદ પડશે કે નહિ ? એમ

આપણે વારંવાર પૂછીએ છીએ. નવી નવી બાબતો જાણવાની બાળકને જે સ્વાભાવિક ઇચ્છા થાય છે તે તૃપ્ત કરવી જોઇએ, અને તે એવી રીતે તૃપ્ત કરવી કે તેના મનનો પણ સુધારો થાય, એમ મી. માર્સલ કહેછે. વળી તે એમ પણ કહે છે કે "બાળકને કંટાળો લાગવા માંડયો છે" એવું દેખાય કે તરત પાઠ આપવાનું બંધ રાખવું જોઇએ. પાછળથી જે કેળવણી આપવામાં આવેછે તેમાં પણ આમજ કરવું જોઇએ. સંસારમાંથી તેમજ કેળવણીમાંથી વૈરાગ્ય ઓછો થતો જાય છે. કાયદા સારા છે કે નહિ તે તપાસતાં, તેમનું વલણ લોકોનું સુખ વધે તેવું છે કે નહિ એ કસોટી લાગુ પાડવામાં આવેછે, તેમજ બાળકોને ઉછેરવાના અને તેમને કેળવણી આપવાના નિયમોની તપાસ કરવામાં પણ એજ ધોરણ લાગુ પડાય છે.

આ બધા ફેરફારોનું સામાન્ય લક્ષણ શું છે? શું આપણે ધીમે ધીમે કુદરતી જે રીતિ છે તેને અનુસરતા જતા નથી! અલબત, આપણે તે રીતિનેજ અનુસરીએ છીએ. નાનપણમાં જબરજસ્તીથી મારઠોક કરી ભણાવવાની રીત છોડી દેઇ આપણે બાળકોને રમવા કૂદવા દેઇએ છીએ તે ઉપરથી; ગોખણીઆ રીત કાઢી નાંખી આપણે પ્રયોગ કરી મોઢે પાઠ આપવાની રીત દાખલ કરી છે તે ઉપરથી; નિયમ ગોખાવવા બંધ કરી મૂળતત્વોનું જ્ઞાન આપવા માંડયું છે તે ઉપરથી; પદાર્થો બતાવી પાઠ આપવાનું શરૂ કર્યુંછે તે ઉપરથી; વિદ્યાનાં મૂળતત્વો નિરાળા પદાર્થોના સંબંધ દર્શાવ્યા વગર શીખવવાને બદલે તે સંબંધ બતાવી શીખવીએ છીએ તે ઉપરથી; અને બાળકનું મન ખુશીથી ભણવા ઉપર લાગે અને તેથી જ્ઞાનપ્રાપ્તિ સુખનું સાધન થઈ પડે તેવા અનેક ઉપાય કરીએ છીએ તે ઉપરથી એમ સ્પષ્ટ જણાઇ આવેછે કે આપણે કુદરતી કૃતિને અનુસરી વર્તવા લાગ્યા છીએ. જરૂરી પ્રવૃતિઓ ચલાવવાથી આપણને તૃપ્તિ મળેછે અને તેમજ તે પ્રવૃતિ ચલાવવાની શક્તિને ઉત્તેજન મળેછે. નાનાં બાળકો રમતમાં ભાગી કડકા કરેછે તથા તેમને દાંતવતી ભાગેછે કે ભાગવાની મહેનત કરેછે, તે ઉપરથી વસ્તુઓના ખાસ ગુણ તેઓના જાણવામાં આવે છે; અને તેથીજ આપણે બાળકોને મનોરંજક થઇ પડે તેવા પદાર્થો પસંદ કરી

તેમને બતાવીએ છીએ તથા તે સંબંધી શિક્ષણ આપીએ છીએ. આ ઉપરથી જણાયછે કે આપણી જે સ્વાભાવિક રીત છે, અને જે ઝીંદગીના નિયમ છે તે પ્રમાણે આપણે બાળકને કેળવવાનું કામ ચલાવીએ છીએ. પેસ્ટાલોઝીએ એવો સિદ્ધાંત સ્થાપિત કર્યો છે કે જે રીત પ્રમાણે મનની શક્તિ પ્રગટ થતી જાયછે તે પ્રમાણે શીખવવાનો ક્રમ અને રીત હોવાં જોઇએ. શક્તિઓ પોતાની મેળે પુષ્ટ થાયછે અને દરેક શક્તિને પુષ્ટ થતાં અમુક જાતનું જ્ઞાન મળવું જોઇએ, એવો મનશક્તિ અને જ્ઞાનની વચ્ચે સંબંધ છે. આ સંબંધ આપણે ખોળી કાઢવો જોઇએ તથા તે પ્રમાણે યોગ્ય જ્ઞાન આપવું જોઇએ. આ પેસ્ટાલોઝીના સિદ્ધાંત પ્રમાણે આપણે વર્તવું શરૂ કરી ચૂક્યા છીએ.

ઉપર કહેલા સુધારા, આ સિદ્ધાંત થોડો થોડો લાગુ પાડયાનાં દષ્ટાંતો છે. શિક્ષકોને આ બાબતનું ભાન થવા લાગ્યું છે અને કેળવણીના ગ્રંથોમાં એના ઉપર લક્ષ વિશેષ ખેંચવામાં આવેછે. મી. માસલ કહેછે કે “ સૃષ્ટિમાં જે રીત છે તે સર્વ રીતનો મૂળ પાયો છે.” મી. વાઇઝ જણાવેછે કે “શીખનાર પોતેજ પોતાને બરોબર શીખવી શકે એવો તેને કરવો એ કેળવણી આપવાનું મુખ્ય ધોરણ છે.” વિદ્યાનો અભ્યાસ કરી જેમ જેમ આપણે વસ્તુઓના બંધારણ વિષે માહિતી મેળવતા જઇએ છીએ તેમ તેમ આપણને સમજાયછે કે વસ્તુઓમાં સ્વભાવથીજ પૂર્ણતા રહેલી છે. વધારે જ્ઞાન મળેથી આપણને એમ જણાય છે કે જીંદગીની કૃતિઓમાં જેમ બને તેમ હાથ થોડો ઘાલવો. જેમ કે વૈદકમાં રાક્ષસી ઉપાયો મૂકી દેઇ આપણે નરમ ઉપાયો કામે લગાડવા માંડયા છે. બાળકનાં કુમળાં શરીરને પાટાપાટી બાંધી વાંકાંચૂંકાં અગર નાનાં મોટાં કરવાની કાંઇ જરૂર નથી. પોતે મહેનત કરી પોતાનું પેટ ભરવું એ સ્વાભાવિક ધારો દાખલ કરવાથી નિયમનથી જેટલો સુધારો કેદીઓમાં થયો છે તેટલો ગમે તેટલી હોશિયા-રીથી ઘડી કાઢેલા કેદખાનામાં ચલાવવાના ધારાથી થતો નથી એમ આપ-ણને માલમ પડેછે. તેમજ કેળવણી આપવામાં પણ જે સ્વાભાવિક રીતને અનુસરી ધીમે ધીમે પુખ્ત થતાં માણસનાં મન ખીલેછે તેમને અનુસરતા ઉપાયો

યોજવાથીજ આપણને ફતેહ મળશે એમ આપણે સમજવા લાગ્યા છીએ.

મનની શક્તિઓની ચપળતા અને જે ક્રમમાં તે પ્રગટ થતી જાયછે તે ક્રમ પ્રમાણે કેળવણી આપવાની રીત અને તેના વિષયો હોવા જોઇએ, એવો જે કેળવણી આપવાનો મૂળ સિદ્ધાંત છે તે સ્વતઃસિદ્ધ છે; અને તે કહ્યો એટલેજ બસ છે, બીજી સાબીતીની જરૂર રહેતી નથી. આ સિદ્ધાંત કોઇ વખતે પણ પૂરેપૂરો કોરે મૂકવામાં-આવ્યોજ નથી. દરેક સમયમાં શાળામાં ચાલતાં ધોરણો આ સિદ્ધાંત પ્રમાણેજ થોડાં ઘણાં ગોઠવવામાં આવતાંજ. સર્વાળા શીખવ્યા પહેલાં ત્રીરાશી કદી બાળકોને શીખવાતી નથીજ. અક્ષર લખતાં આવડયા પહેલાં મનોયત્ન લખવા આપવામાં આવતો નથી. પણ જૂની રીતમાં ચૂક એટલીજ હતી કે તેઓ આ સિદ્ધાંત સામાન્ય રીતે મોટી બાબતમાં પાળતા પણ સવિસ્તર બધી બાબતોમાં તે લાગુ પાડતા નહિ. પણ આ ધોરણ બધે લાગુ પડેછે. બે વસ્તુઓનો સ્થળમાં એક બીજાનો સંબંધ બાળક સમજે ત્યાર પછી કેટલેય વરસે પૃથ્વી ગોળ છે અને તે પોતાની ધરી ઉપર સૂર્યની આસપાસ ફરેછે તે વિચાર તેના મનમાં આવી શકેછે. જો બાળકના મનમાં એક વિચાર પછી બીજો વિચાર ધીમે ધીમે આવતો હોય, અને વચલા વિચારો પહેલાના કરતાં મોટા અને વધારે ગૂઢ થતા જતા હોય તો એ સ્પષ્ટજ છે કે બાળકનું મન ધીમે ધીમે એક સામાન્ય અનુક્રમ પ્રમાણે બળવાન થતું જાયછે. દરેક મોટો વિચાર મનમાં આવતા પહેલાં જે નાના નાના વિચારનો તેમાં સમાવેશ થયેલો છે તે બધા બાળકના મનમાં આવવા જોઇએ; અને અમુક વિચાર જૂદા જૂદા બાળક સમજી શકે ત્યારે પેહેલાં તે ભાગો બાળકના મન આગળ મુકવા એ જેટલું ભૂલ ભરેલું છે તેટલુંજ ભૂલ ભરેલું મૂળનો વિચાર બાળકને સમજાવ્યા વગર છેવટનો વિચાર બાળકના મન આગળ મૂકવો એ છે. અમુક વિષય શીખતાં બાળકને ધીમે ધીમે કઠણ થતા અને મિશ્ર વિચાર ગ્રહણ કરવાની જરૂર પડેછે. આ વિચાર સમજાઇને મનમાં ઠસતા જાય તેમ તેમ મનશક્તિઓ વૃદ્ધિ પામતી જાય છે, અને આ વિચારો સ્વાભાવિક ક્રમમાં બાળકને દર્શાવ્યાં ન હોય તો આ પ્રમાણે તેમનું ગ્રહણ થઇ શક્તિની

વૃદ્ધિ થતી અટકાય છે. આ ક્રમ પ્રમાણે વિચારો બાળકને બતાવવામાં આવે નહિ તો તેમને કંટાળો આવે છે તથા રસ પડતો નથી અને વચ્ચે રહેલી ખાલી જગાઓ વિદ્યાર્થી પોતાની અક્કલથી જો ના પૂરે તો તેને જે વાત શીખવવામાં આવી હોય તેનો તે ભાગ્યેજ ઉપયોગ કરી શકે છે. પણ કોઇ એમ સવાલ ઉઠાવે કે 'શાળાઓમાં ચાલતાં ધોરણો વિષે આપણે શું કામ માથાકૂટ કરવી જોઇએ? શરીરની પેઠેજ મન પણ અમુક નિયમ પ્રમાણે વૃદ્ધિ પામતું જાય છે.' એ વાત ખરી હોય, જો તે સ્વાભાવિક રીતે આપોઆપજ ખીલતું હોય, અને તેને પુષ્ટિ મળે એટલા સારૂ અમુક જાતના જ્ઞાનની ઇચ્છા થતીજ હોય, અને આ પ્રમાણે અમુક વખતે યોગ્ય જાતનું જ્ઞાન કયું છે તેની સમજશક્તિ મનમાં હોય, તો તેને સ્વાભાવિક રીતે ખીલવાજ દેવું જોઇએ; કોઇ પણ રીતે વચ્ચે પડવાની જરૂર નથી. છોકરાંઓને કુદરતી નિયમ પ્રમાણેજ પૂરેપૂરાં શા માટે વર્તવા દેવાં જોઇએ નહિ? કાંઇ પણ કર્યા સિવાય બાળકોને પોતાની મેળેજ યોગ્ય લાગે તેમ જ્ઞાન શા માટે મેળવવા દેવું જોઇએ નહિ? આપણી વર્ણનક બધી બાબતોમાં એક સરણી શા માટે હોવી ન જોઇએ? આ પ્રશ્ન દેખીતો કઠણ લાગે છે.

ઉપર જે મતો દર્શાવ્યા તેનો સિદ્ધાંત એ છે કે કેળવણીની બાબતમાં કુલ સ્વતંત્રતા છોકરાંને આપવી જોઇએ, તો પછી અમુક રીતે બાળકનાં મન કેળવવાં એવું કહેવું તે સ્વતઃ ન્યાય વિરૂદ્ધ છે. આ વાત વાસ્તવિક રીતે ખરી નથી. સૃષ્ટિમાં જે સરખાપણું નજરે પડેછે, તેનો વિચાર કરીશું તો જણાશે કે બાળકોનાં મન છેકજ કુદરતને સોંપવાં એ ઠીક નથી. જેમ જેમ અમુક ચીજનું બંધારણ વધારે ગુંચવણ ભરેલું તેમ તેમ તેને પુષ્ટિ અને રક્ષણને સારૂ મૂળ કારણ ઉપર વધારે આધાર રાખવો પડે છે. ઝીણો ઝડપથી બનેલો અને સ્વતઃ ચાલતો કોન્ફરવા (conferva) નો તંતુ અને ધીમે ધીમે પુષ્પ થતા ઝાડનું બીજ એ બેની વચ્ચે કેટલો તફાવત છે તે જુઓ. બીમાં વાવ્યા પછી વૃદ્ધિ પામવા સારૂ પુષ્ટિ મળે તેવા પદાર્થનો સંગ્રહ અને તેનાં જૂદાં જૂદાં પડ કેટલાં બધાં છે! એ ઉપરથી આ સિદ્ધાંત

વનસ્પતિ વર્ગને લાગુ પડે છે તે સહજ સમજાશે. પ્રાણીઓમાં જોશો તોપણ એજ સિદ્ધાંત માલૂમ પડશે. કોઇ પણ નાનું જંતુ કે જે પોતાના શરીરના બે ભાગ થયા પછી પણ આખું હતું તેની પેઠેજ હાલચાલ કરેછે તે જુઓ, અને નાનાં બાળકો જુઓ; બાળકો પુખ્ત થાય ત્યાર પહેલાં તેને લાંબી મુદ્દત સુધી ગર્ભસ્થાનમાં રહેવું પડે છે અને જન્મ થયા પછી પણ માનું દૂધ પીવડાવી તેને પોષણ આપવામાં આવે છે. એટલુંજ નહિ, પણ કંઇક મોટું થયા પછી પણ કૃત્રિમ રીતે તેને ખોરાક આપવો પડેછે, અને ખાવા શીખવા માંડયા પછી પણ તેના ખોરાક અને લૂગડાં વગેરેની તજવીજ માબાપનેજ રાખવી પડેછે. પંદરથી તે એકવીસ વર્ષ થાય ત્યાંસુધી પોતાનું ગુજરાન ચલાવવાની તેની શક્તિ હોતી નથી; આ ઉપરથી જે ચીજનું બંધારણ ગુંચવણ ભરેલું તેને બીજાના આશ્રયની વધારે જરૂર છે. સૃષ્ટિમાં નજરે પડતો એ સિદ્ધાંત ખરો છે એમ સમજાશે. આ નિયમ શરીરને તેમજ મનને લાગુ પડેછે. મનના ખોરાકને સારૂ પણ દરેક ઉંચી જાતના પ્રાણીને અને તેમાં માણસને, પુખ્ત ઉમરે પહોંચેલાની મદદની જરૂર છે. બાળકને હીંડવા ચાલવાની શક્તિ ન હોવાથી જેમ તે પોતાનું પેટ ભરવા સારૂ ખોરાક મેળવી શકતું નથી તેમ તે મનશક્તિ કેળવવાને માટે જે ચીજો જોઇએ તે પણ સાધ્ય કરી શકતું નથી. પોતાનો ખોરાક તૈયાર કરવાને તેનામાં ગતિ નથી હોતી તેમજ મન ગ્રહણ કરી શકે તેવા રૂપમાં જ્ઞાન પોતાના મન આગળ મૂકવાનું તેનામાં સામર્થ્ય હોતું નથી. જે ભાષાની મારફતે મોટાં સત્યો તે જાણી શકેછે તે ભાષા પણ બાળક આસપાસના માણસો પાસેથી શીખી લેછે. અને જો માબાપ અગર આયાઓની મદદ ન હોય તો મનની વૃદ્ધિ થતી અટકેછે. એવી વાત ચાલે છે કે અકબર પાદશાહ અને બીજા ગૃહસ્થની વચ્ચે વાદ પડયો કે બાળક સ્વાભાવિક રીતે બોલતાં ચાલતાં વગેરે શીખે છે; તે ઉપરથી બે બાળકને એક ઓરડામાં પૂર્યાં અને તેમના ખાવા પીવાનો પૂરતો બંદોબસ્ત કરી નોકરોને સખ્ત તાકીદ આપી કે કોઇએ તેમની સાથે બોલવું નહિ. આ ઉપરથી બારણાં ઉઘાડતાં વાસતાં જે અવાજ થાય તેજ માત્ર તેમના સાંભળવામાં

આવ્યો. પછી કેટલેક વર્ષે તેમને બહાર કાઢ્યાં ત્યારે "ચુચુડૂડ, ભુણ્ડૂડ" એ બેજ અવાજ બાળકો કરી શક્યાં. બીજાના સહવાસથી બાળક બોલતાં ચાલતાં શીખી તેનું મન કેળવાય છે એ વાત નિઃસંશય છે. માટે બાળકને યોગ્ય વયે તેના શરીરને સહે એવો ખોરાક આપી આપણે જેમ શરીરને પોષીએ છીએ તેમ યોગ્ય રીતે રચેલી અને સમયોચિત માહિતી બાળકના મન આગળ મૂકી બાળકના મનને પૂષ્ટ થવામાં પણ મદદ કરી શકીએ છીએ. શરીર મોટું કરવામાં તેમજ મન પૂષ્ટ કરવામાં માબાપે એટલી વાતજ ધ્યાનમાં રાખવી જોઇએ કે વૃદ્ધિ થવા સારૂ શરીરની અને મનની જે સ્થિતિ હોવી જોઇએ તે છે કે નહિ. બાળકને અન્ન વસ્ત્ર આપતાં અને તેનું રક્ષણ કરતાં તેમના શરીરના અવયવોને પૂષ્ટ થવાનો સ્વાભાવિક ક્રમ અથવા રીતિને ખલેલ ન પહોંચાડતાં પોતાની ફરજો માબાપ બજાવી શકે તેમજ નકલ કરવાના અવાજ, તપાસવાની ચીજો, વાંચવાની ચોપડીઓ, ખુલાસા કરવા સારૂ પ્રશ્ન, એ બાળકના મનની પ્રગટ થતી શક્તિને હરકત પહોંચાડયા વગર માબાપ તેમના આગળ મૂકી શકે; અને એમ કરવાથી મનને ઘણી મદદ પણ આપી શકે; પણ તેમ કરતાં તેમણે કોઇ પણ જાતની પ્રત્યક્ષ કિંવા પરોક્ષ સખ્તાઇ વાપરવી જોઇએ નહિ. આ ઉપરથી જણાશે કે આગળ જે મતો અમે પ્રદર્શિત કર્યાછે તે મતો સ્વીકારવાથી કેળવણી આપવાનો ત્યાગ કરવો જોઇએ એમ નીકળતું નથી, પણ સારી પદ્ધતિવાળા કેળવણી–ક્રમનો ઉપયોગ કરવા સારૂ જોઇએ તેટલી જગ્યા છે, એમ માલૂમ પડશે.

સામાન્ય વાતોનો વિચાર કોરે મૂકી હવે આપણે પેસ્ટાલોઝીએ જે નવિન પદ્ધતિ દાખલ કરીછે તેનો વિચાર કરીએ. એ રીતથી જેટલું સારૂં ફળ થવાનું ધારવામાં આવતું હતું તેટલું નીપજ્યું નથી. તે પદ્ધતિ પ્રમાણે અપાતા પાઠ બાળકોને તદન નિરસ થઇ પડ્યા છે એટલુંજ નહિ, પણ તેથી બાળકોને કંટાળો આવે છે. વળી પેસ્ટાલોઝીના ધોરણે ચાલતી શાળાઓમાંથી ઘણા પ્રખ્યાત માણસો નિવડયા નથી. આમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. કોઇ પણ જાતના સાહિત્યનો ઉપયોગ કરતાં જેટલી

બુદ્ધિ વાપરવામાં આવે તેના પ્રમાણમાં તેની ફતેહ થાયછે. સારામાં સારાં ઓજાર હોય પણ જો કારીગર કસબી ન હોય તો તે કામ બગાડશે. ઓજાર ગમે તેવાં પૂર્ણ હોય પણ અણુશીખાઉ કારીગરના હાથમાં તે આપ્યાં હોય તો તે નઠારાં ફળનું મૂળ થઇ પડશે. છેક સાધારણ બુદ્ધિનો શિક્ષક, સાદી, નહિ બદલાતી અને અમુક નિયમ પ્રમાણે ચાલતી આવેલી રીતિને અનુસરીને શીખવવાનું કેટલુંક કામ કરી શકે; પણ કેળવણી આપવાની પૂર્ણ રીત કે જેમાં અમુક હેતુ સિદ્ધ કરવાને ખાસ સાધનો વાપરવાનાં છે તેનો યોગ્ય ઉપયોગ કરવાને સારૂ ઘણી અસાધારણ શક્તિવાળા શિક્ષકો જોઇએ. આવા શિક્ષકો થોડાજ છે. શબ્દોની જોડણી અગર આંકના પાડા કોઇ પણ ગામઠી મહેતાજી ભણાવી શકે; પણ અક્ષરોનાં લક્ષણો બતાવી જોડણી શીખવવા સારૂ, તેમજ પ્રયોગ કરી સંખ્યાના જૂદા જુદા સંબંધોની માહિતી આપવા સારૂ સાધારણ અકલવાળા શિક્ષકની જરૂર છે. અને બધા શીખવવાના વિષયો એ પ્રમાણે સંયુક્તિક્રમ પ્રમાણે ભણાવવા સારૂ શિક્ષકમાં વિચારશક્તિ, શોધકબુદ્ધિ, માનસિક સમભાવ, અને પ્રથકરણથી દરેક વિષય સમજાવવાની હોશિયારી જોઇએ.

જ્યાંસૂધી શિક્ષકોને લોકોમાં પૂરતું માન મળતું નથી ત્યાંસૂધી આવી ઉંચી બુદ્ધિવાળા માણસો શીખવવાના કામમાં પડવાના નથી. વાસ્તવિક કેળવણી ખરો જ્ઞાની હોય તેજ આપી શકે છે. ત્યારે હવે વિચાર કરો કે ખરેખરા જ્ઞાનની ઉપર આધાર રાખતી કેળવણીની રીત અમલમાં આવવાની શી આશા છે ? હજી આપણને મનઃશાસ્ત્રનું પૂરેપૂરૂં જ્ઞાન થયું નથી અને એ શાસ્ત્ર સંબંધી જે થોડું ઘણું જાણવામાં આવેલું છે તેની પણ શિક્ષકોને માહિતી નથી. ત્યારે જે ક્રમનો મૂળ પાયો મનઃશાસ્ત્ર છે તે ક્રમ પ્રમાણે કેળવણી આપશે તેનો શો ભરોસો છે !

પેસ્ટાલોઝીએ જે મૂળ ધોરણ સ્થાપિત કરેલું છે તેની અને તે ધોરણને અનુસરીને જે કાંઇ કેળવણી આપવાની રીતો દાખલ કરવામાં આવી છે તેની વચ્ચે તફાવત નહિ સમજવાથી ઘણી બેદિલી લોકોમાં ઉત્પન્ન થઇ છે. અમુક રીત પ્રમાણે શીખવવાથી જેટલું ધાર્યું હતું

તેટલું સારૂં ફળ નીપજ્યું નહિ, એટલે જે મતને આધારે તે રીતો દાખલ કરવામાં આવી હતી તે ખોટા છે એમ લોકો સમજવા લાગ્યા; પણ તે રીતો તે મતને ખરેખરી અનુસરતી છે કે નહિ તેની બીલકુલ તજવીજ પણ કરી નહિ. વરાળયંત્ર બનાવવામાં પહેલા પ્રયત્ન નિષ્ફળ ગયા માટે ગતિ આપવામાં વરાળનો ઉપયોગ થાયજ નહિ એમ સિદ્ધાંત કરી બેસવું એ જેવું ભુલ ભરેલું છે તેવુંજ આ મત પ્રમાણે ચાલતી કેળવણીની કેટલીક રીતો નિષ્ફળ થઇ માટે તે મત ખોટો છે એમ ધારવું એ પણ ભૂલ ભરેલું છે. પેસ્ટાલોઝીએ પહેલી ફતેહ સ્ટાનઝમાં મેળવી, તે વખતે તેની પાસે શીખવવામાં સાધારણ રીતે વપરાતાં સાહિત્ય અગર ચોપડીઓમાંનું કાંઇ પણ નહોતું અને તે વખતે કઇ જાતના જ્ઞાનની બાળકોને જરૂર છે અને તેમણે આગળ મેળવેલા જ્ઞાન સાથે એ જ્ઞાન કેવી રીતે જોડી આપવું એ બાબત ઉપર તેનું લક્ષ લાગેલું હતું. શાન્તપણે વિચાર કરી તેણે શીખવવાની રીત ખોળી કાઢી નહોતી પણ બાળકોને શાની શાની (અપેક્ષા) જરૂર છે, અને તેમને કયી કયી હરકતો પડી છે, તે તેના સમજવામાં તરત આવતું. આ પ્રમાણે જે જે સત્યો તેના જાણવામાં આવ્યાં તેને એક બીજા સાથે સાંધી પરિપક્વ કરવાની તેનામાં શક્તિ નહોતી, અને આ કામ તેને તેના મદદનીશોના હાથમાં સોંપવું પડતું, તેનું પરિણામ એ થયું કે તેની યુક્તિઓ અને પછીથી ખોળી કાઢેલી યુક્તિઓમાં કચાશ અને વિરૂદ્ધતા રહી:

સ્વભાષા તથા ભૂગોળ શીખવવાની તેની રીત છે તે બરાબર નથી. માટે તેણે જે સામાન્ય મતો સ્થાપિત કર્યા છે તેનો બચાવ કરવાને અમે તત્પર છીએ, પણ અમુક અમુક બાબતને લગતી જે તેણે ખાસ યોજનાઓ બતાવી છે તે જો નિર્વિવાદ સ્વીકારવામાં આવે તો ઘણું નુકસાન થશે એમ અમે કહીએ છીએ.

મનુષ્ય પ્રકૃતિની એવી ખાશીઅત છે કે નવી વાત હોય તેનો જેમ બને તેમ જૂની સાથે મેળ બેસાડવો તેથી પેસ્ટાલોઝીનો મત તદ્દન નિરાળો છતાં કેટલીક જૂની વાતોને તે અનુસર્યો છે. એમ કરવાથી તેના મત ખરા

છતાં તે મત પ્રમાણે કેળવણી આપવાની રીતિ તેણે ઘડી કાઢી છે તેમાં ખામીઓ છે. હાલ કેળવણી કેમ આપવી જોઇએ તે બાબતનાં થોડાંક સામાન્ય સત્યો આપણા જાણવામાં આવેલાં છે. આ સત્યો ધીમે ધીમે પુષ્ટ કરવાં જોઇએ અને તે ઉપરથી ખાસ મતો સ્થાપિત કરી કેળવણી આપવાની રીતનું શાસ્ત્ર રચવું જોઇએ.

પેસ્ટાલોઝીનો મૂળ મત અને તે મત પ્રમાણે વ્યવહાર રચવામાં આવ્યો છે તેમાં કેટલો ફરક છે તે વાત ધ્યાનમાં રાખીશું તો તેની રીતથી લોકોમાં નિરાશા ઉત્પન્ન થઇ તેનું કેટલું વજન છે તે વાંચનારના ધ્યાનમાં આવશે. અને હજી પેસ્ટાલોઝીના મત પ્રમાણે કેટલું બધું કરવાનું બાકી છે તે સમજાશે.

ઉપર જે લખવામાં આવ્યું છે તે ઉપરથી વાંચનાર એમ દલીલ ઉઠાવે કે પેસ્ટાલોઝીનો મત હાલ પૂરેપૂરો અમલમાં આવે તેમ નથી, તો તે વાત કોરે મુકી પ્રથમ જે શોધ કરવાની છે તે ઉપર આપણે મંડવું જોઇએ. તેનો જવાબ એટલોજ છે કે જ્યાં સુધી મનઃશાસ્ત્ર પૂરેપૂરૂં સ્થાપિત થયું નથી ત્યાંસુધી કેળવણીનો ક્રમ પૂર્ણ થઇ શકવાનોજ નથી. પણ કેટલાંક સામાન્ય તત્વો જો જાણવામાં હોય તો આ કેળવણી આપવાની રીતિ પૂર્ણ ક્રમને કાંઇ મળતી આવતી જાય. માટે આગળ શોધ ચલાવવામાં ઉપયોગી થઇ પડે તેટલા સારૂ કેટલાંક મૂળતત્વો અનુક્રમે અમે નીચે જણાવીએ છીએ.

૧. કેળવણી આપવામાં પહેલી સહેલી અને પછી કઠણ વાત શીખવવી એવો સિદ્ધાંત છે તે પ્રમાણે કેટલેક દરજ્જે વર્તવામાં આવે છે, પણ સતત એક સરખી રીતે તેનો અમલ થતો નથી. મન ધીમે ધીમે પક્વ થતું જાયછે. સજાતીય વાતો સમજ્યા પછી તે વિજાતીય વાતો ગ્રહણ કરી શકેછે. ખરી કેળવણીનો ધીમે ધીમે વધતો જતો ક્રમ પણ આવોજ હોવો જોઇએ; એટલે પહેલાં સજાતીય વાતોનું શિક્ષણ અને પછી વિજાતીય વાતોનું શિક્ષણ આપવું જોઇએ. જ્ઞાનના જૂદા જૂદા વિષયો જણાવવામાં એક એક નિરાળી વાત શીખવી રહ્યા પછી મિશ્ર વાતો શીખવવી જોઇએ એટલુંજ નહિ, પણ બધી જાતનું સમગ્ર જ્ઞાન પણ એજ ધોરણ ઉપર

આપવું જોઇએ. પહેલ વહેલાં મનની માત્ર થોડીકજ શક્તિઓ જાગૃત થાયછે, પછી ધીમે ધીમે તેની બીજી શક્તિઓ પોતાનો અમલ ચલાવવા માંડેછે અને છેવટે તેની બધી શક્તિઓ જાગૃત થઇ પોતાની કૃતિઓ કરે છે; તેથી કેળવણી આપવામાં પણ પહેલાં થોડાકજ વિષયો દાખલ કરવા જોઇએ અને જેમ જેમ મનની શક્તિ ખીલતી જાય તેમ તેમ તેમાં વધારો કરી છેવટે બધા વિષયોનું જ્ઞાન એકજ વખતે આપવા માંડવું જોઇએ. દરેક બાબતમાં સહેલી વાત પહેલી અને મિશ્ર વાત પછી શીખવવી એટલુંજ નહિ, પણ ક્રમશ્રે કેળવણી આપવામાં પણ એજ નિયમ રાખવો જોઇએ.

૨. મન અનિશ્ચિત વાતો ઉપરથી ધીમે ધીમે નિશ્ચિત વાતોનું ગ્રહણ કરવા માંડેછે. જેવી રીતે શરીરના બીજા અવયવો યુવાવસ્થાએ પરિપક્વ થાયછે તેમ મગજ પણ તેજ વખતે પૂર્ણ સ્થિતિએ પહોંચે છે, અને જેટલે દરજ્જે મગજની પક્વતામાં કચાશ હોયછે તેટલે દરજ્જે તેની કૃતિ પણ પુરેપુરી ચોકસ હોતી નથી; તેથીજ જેમ બાળકની ગતિ અને બોલવાના યત્ન પહેલવહેલાં જેવા અનિશ્ચિત અને ઠેકાણા વગરના હોયછે તેમજ તેની પહેલી લાગણીઓ અને પહેલી કલ્પનાઓ પણ અનિશ્ચિત હોયછે. આંખ પહેલવહેલાં જેમ માત્ર અંધારૂં અને અજવાળુંજ પારખી શકેછે પણ ધીમે ધીમે તેની શક્તિ વધી તે જૂદા જૂદા રંગ તેમજ એક રંગના જૂદા જૂદા ભેદ તથા આકૃતિઓના જુદા જુદા પ્રકાર પારખી શકેછે, તેમજ મગજની પણ દરેક શક્તિ પહેલાં માત્ર મોટા મોટા ભેદ ગ્રહણ કરી શકેછે, અને પછીથી વધારે બારીકીઓ તેનાથી સમજી શકાય છે. કેળવણી આપવાનો ક્રમ અને તેનાં ધોરણ આ સામાન્ય નિયમને અનુસરી હોવાં જોઇએ. અપક્વ મનમાં ચોકસ વિચાર ઠસાવવા શક્ય નથી અને શક્ય હોય તોપણ તેમ કરવું ઉચિત નથી. પહેલાં તો અમુક વિચારદર્શક ક્રિયાપદનાં રૂપજ છોકરાંને બતાવવાં જોઇએ. પણ જે શિક્ષકો ક્રિયાપદનાં રૂપો છોકરાંને શીખવેછે તેઓ એમ માની બેસે છે કે આ રૂપ જણાવ્યાં એટલે બાળકોનાં મનમાં તે ક્રિયાપદથી દર્શિત થતા વિચારો આવીજ ગયા.

પણ જો શિષ્યની લગારેક તપાસણી કરીએ છીએ તો તુરત જણાયછે કે એ પ્રમાણે તેમના મનમાં પૂરા વિચાર આવતા નથી. શબ્દોનો અર્થ સમજ્યા વગર તેને પાઠ કહી દેવામાં આવ્યા હોયછે, અગર કદાપિ અર્થનો ભાસ થયો હોય તો તે ઘણોજ અનિશ્ચિત હોયછે. અનુભવ વધી ચોકસ વિચારનાં સાધનો જેમ જેમ મળતાં જાય; વખતે વખતે અવલોકનથી વસ્તુઓ અને કૃતિઓના સહેજ નહિ જણાતા એવા ભેદદર્શક ગુણો જાણવામાં આવતા જાય; અમુક વસ્તુઓ એકજ વખતે બનેછે અથવા અમુક વસ્તુઓ વચ્ચે કાર્યકારણનો સંબંધ છે તે વારંવાર નજર તળે આવી મનમાં ઠસતો જાય; તેમજ જુદી જુદી વસ્તુઓનો જે સંબંધ તેમાં અમુક અમુક જાતનો તફાવત છે એ વાત જેમ જેમ ચોકસ રીતે સમજાતી જાય, તેમ તેમ વધારે માહિતીવાળાં પુસ્તકોમાં જે વ્યાખ્યાઓ આપવામાં આવેછે તે સમજાતી જાય. માટે કેળવણી આપવામાં આપણે. પહેલાં જે અપૂર્ણ વિચારો બાળકોને બતાવ્યા તે બસ છે. અને પછી જે અનુભવ મળવાથી આ વિચારો સંબંધી મોટી ભૂલો પહેલી સુધરે અને ઝીણી ભૂલો પછી સુધરે એવો અનુભવ બાળકને મળે એવી જોગવાઇ કરી આપી તે વિચારો સ્પષ્ટ કરી આપવાનો આપણો હેતુ હોવો જોઇએ. વિચાર બરોબર દૃઢ રીતે સ્પષ્ટ થયા કે વ્યાખ્યાઓ બાળકોને શીખવવી. બાળકોને પહેલવહેલાં પદાર્થો બતાવી જ્ઞાનની સમજુત આપવી અને પછી ગુણ તરફ તેમનું લક્ષ દોરવું. આ નિયમ બહુજ અગત્યનો છે. આ નિયમ કહેવાનો અમારો મુખ્ય હેતુ એ છે કે અમુક બાબતોમાં ખરેખરી કઠણ વાત કયી છે તે જાણવામાં આવે. આ વિષયની કેટલીક ગેરસમજ ચાલે છે. ઘણી બાબતોનો સમાવેશ થાય તેની વ્યાખ્યાઓ જોડવામાં આવેછે; અને તે વ્યાખ્યાઓમાં ઘણી બાબતોનો સમાવેશ થવાથી પૂખ્ત માણસોને તે સમજવી સહેલી થઇ પડેછે અને તેથી માણસો એમ માની લે છે કે છોકરાંઓને પણ વ્યાખ્યાઓ ભણાવવાથી તેમના મનમાં અમુક બાબતનો સ્પષ્ટ ખ્યાલ આવશે. પણ અમુક અમુક બાબતો ઉપરથી સામાન્ય સત્ય ખોળી કાઢીએ ત્યાર પહેલાં તે પ્રત્યેક બાબત સમજી ખુલાસો કરવો જોઇએ.

જૂદી જૂદી પ્રત્યેક બાબતની માહિતી મેળવવા કરતાં તે દરેક ઉપરથી સામાન્ય સિદ્ધાંત ખોળી કાઢવો એ વધારે કઠણ છે. આવાં આવાં પ્રત્યેક સત્યો જાણવામાં આવ્યા પછીજ તે ઉપરથી સામાન્ય સિદ્ધાંત કાઢયો હોય તોજ સ્મરણશક્તિને સુગમ પડે અને બુદ્ધિને સહાય મળે; અને જેને આવાં આવાં પ્રત્યેક પેટાના મતોનું જ્ઞાન નથી તેને તો તે ઉપરથી કાઢેલા સામાન્ય સિદ્ધાંત ગુહ્ય લાગેછે. સામાન્ય સિદ્ધાંત જાણવા સહેલા છે એમ માની શિક્ષકો મુખ્ય તત્વો પહેલાં શીખવવા માંડેછે, પણ આ રીત મૂળ નિયમથી ઉલટી છે. મૂળ રીત તો એ છે કે પહેલાં છોકરાંઓને દ્રષ્ટાંત આપી તેમને મૂળતત્વો શીખવવાં; અમુક અમુક બાબતો બતાવી સામાન્ય સત્ય તરફ તેમનું મન દોરી જવું. પદાર્થનું જ્ઞાન પહેલું આપી તે ઉપરથી ગુણનું જ્ઞાન સંપાદન કરાવવું.

૩. આખી મનુષ્ય મંડળીને જ્ઞાન જે ક્રમમાં પ્રાપ્ત થતું ગયું છે તેજ ક્રમ પ્રમાણે બાળકને પણ શિક્ષણ મળવું જોઇએ; અથવા તો આખા માનવવર્ગના જ્ઞાનની જે રીતે ઉત્પત્તિ થઇછે તેજ રીતે બાળકના જ્ઞાનની પણ થવી જોઇએ. આ નિયમ ગર્ભિત રીતે તો અમે કહી ચૂક્યા છીએ. કેમકે મનશક્તિનો પ્રકટીભાવ થવા ઉપર તેનો આધાર છે. અને તે શક્તિઓનો પ્રકાશ એકજ નિયમ પ્રમાણે થાયછે તો આખી પ્રજા અને અમુક શખ્સની કેળવણીના ક્રમ પણ સરખાજ હોવા જોઇએ. આ સિદ્ધાંત પ્રતિપાદન કરવાનાં બે મુખ્ય કારણો છે. "બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા" એટલે કે પૂર્વજોમાં જે ગુણો હોયછે તેજ ઘણું કરીને વંશજોમાં આવેછે એવો સામાન્ય નિયમ જણાયછે. માણસોનાં રંગ, રૂપ, અને ચહેરા, તેમજ તેમની પ્રકૃતિ, પૂર્વજોનાં રંગ, રૂપ, ચહેરા અને પ્રકૃતિને મળતાં આવેછે એ વાત જો ખરી હોય; અથવા અમુક કુટુંબના માણસોમાં અમુક ઉમરે ઘેલછા અગર એવો કોઇ મન સંબંધી વિકાર થાયછે એ વાત ખરી હોય; અમુક શખ્સનાં દ્રષ્ટાંતો કોરે મૂકી ફક્ત ગત થએલા પૂર્વજોનાં ખાસ લક્ષણો, જીવતા હોય એવા થોડાકના ખાસ ગુણોની સાથે સેળભેળ થવાથી આ સામાન્ય નિયમ જેવો જોઇએ તેવો સ્પષ્ટ નજરે પડતો નથી;

તો તેવાં દૃષ્ટાંતો કોરે મૂકી આખી પ્રજાનું દૃષ્ટાંત લો. દરેક પ્રજામાં જે જે જૂદાપણું છે તે કાળે કાળે ચાલ્યુંજ આવેછે અને એ બધા મૂળ એકજ પૂર્વજની સંતતિ છે એ વાત ધ્યાનમાં રાખીશું તો આ ફેરફાર અગર ભિન્નતા થવાનું કારણ જણાશે કે પેઢી દર પેઢી વિકાર ઉત્પાદક કંઇક બીનાઓ થઈ હશે અને તેની અસર થઇ તે તેમના વંશજોમાં આવી; અને હવે જ્યારે એમ સાફ જણાયછે કે હિંદુ અગર બીજી કોઇ જાતનાં નાનાં બાળકને જૂદીજ પ્રજાના લોકોમાં ઉછેર્યું હોય તોપણ તેનામાં હિંદુનાં અગર તે જાતનાં ખાસ લક્ષણો જણાવાનાંજ; અને આખી મનુષ્ય પ્રકૃતિને આ સામાન્ય નિયમ લાગુ પડેછે એ વાત ખરી હોય તો તે ઉપરથી એમ અનુમાન નીકળેછે કે જો મનુષ્ય મંડળીને જ્ઞાન પ્રાપ્તિ અમુક ક્રમમાં થઇ હોય તો બાળકમાં પણ તેજ જ્ઞાન સંપાદન કરવાની વૃત્તિ તેજ ક્રમમાં જણાશે. અને આ ક્રમની વસ્તુતઃ ખરી કીમતજ હોય તોપણ જે જે પગલે આખી મનુષ્ય મંડળીનું મન આગળ ગયું તે તે પગલેજ બાળકના મનને દોરવું સહેલું થઇ પડે. પણ આ ક્રમ વસ્તુતઃ નિરર્થક છે તેમ નથી કેમકે કેળવણી આપવી એટલે જે જે સુધારો આગળ થયો છે તેનું ધીમે ધીમે પુનરાવર્તન કરવું તેજ છે. ઇતિહાસમાં જે અનુક્રમે ફેરફાર થયા તે જરૂરના હતા એમ શાબીત થઇ શકે તેમ છે; અને જે કારણોથી ઇતિહાસનો અનુક્રમ નિર્માણ થયો તેજ કારણો બાળકને તેમ આખા મનુષ્ય વર્ગને લાગુ પડેછે એમ પણ સિદ્ધ કરી શકાયછે. બધી ઝીણી ઝીણી હકિકત અમે આપતા નથી, પણ એટલું કહેવું બસ છે કે આખા મનુષ્ય વર્ગની આસપાસ અદ્‌ભૂત ચમત્કારો આવી રહ્યા હતા, અને તે ચમત્કારો સમજવામાં મનુષ્યમને અગણિત મુકાબલા, તર્કો, પ્રયોગો, અને કલ્પનાઓ કર્યા, અને દરેક વિષયની હાલની માહિતી તે મનને અમુક રસ્તે થઇ, અને દરેક બાળકના મનનો સંબંધ પણ તે ચમત્કારોની સાથે તેવોજ છે, તો તેનું જ્ઞાન બાળકના મનને પણ તેજ માર્ગે થવાનું. માટે કેળવણીનો યોગ્ય ક્રમ નક્કી કરવામાં સુધારો શી રીતે થયો તેનો શોધ કરવો એ ઘણું સહાયકારક થઇ પડશે.

૪. આ તજવીજ કરતાં એક પરિણામ તો એ નીકળેછે કે દરેક વિષયના જ્ઞાનનું કુલ વર્ણન આપવામાં આપણા અનુભવ ઉપર રહેલી રીતો પહેલી શરૂ કરવી જોઇએ અને પછી સંયુક્તિક રીતો પકડવી જોઇએ. મનુષ્ય મંડળીમાં સુધારો થતો ગયોછે તેમાં હુન્નર પહેલો અને પછી તે ઉપરથી તેમાં રહેલી વિદ્યા અને શાસ્ત્ર બહાર પડયાં છે. આપણી મંડળીની હાલ જે સ્થિતિ છે તે ઉપરથી પહેલ વહેલાં પદાર્થનું જ્ઞાન અને પછી તેના ગુણનું જ્ઞાન મળે; પહેલો વ્યવહાર અને પછી તે ઉપરથી માત્ર અનુભવસિદ્ધ સામાન્ય સિદ્ધાંતો; અને છેવટે વિદ્યાશાસ્ત્ર આવે છે એમ નિયમ જણાયછે. વિદ્યાશાસ્ત્ર એટલે વ્યવસ્થાપૂર્વક રચેલું જ્ઞાન; અને જ્ઞાનની વ્યવસ્થાપૂર્વક રચના કરાય ત્યાર પહેલાં જ્ઞાન આપણામાં હોવું જોઇએ; માટે દરેક વિષયનો અભ્યાસ પહેલ વહેલો પ્રયોગથી શરૂ કરવો જોઇએ, અને અવલોકનથી મેળવેલી માહિતીનો જોઇએ તેટલો સંગ્રહ થાય ત્યાર પછીજ વિચારશક્તિનો ઉપયોગ શરૂ કરવો જોઇએ. આ નિયમ પ્રમાણે અમલ થવા માંડ્યો છે તેનું દૃષ્ટાંત એ છે કે, હાલ ભાષા પહેલી શીખવવામાં આવે છે અને વ્યાકરણનું અધ્યયન પાછળથી કરાવવામાં આવે છે. ધીમે ધીમે આ નિયમનાં વધારે વધારે દૃષ્ટાંતો બતાવતા જઇશું.

૫. ઉપર કહેલાં સામાન્ય મૂળતત્વો ઉપરથી એક બીજો અનુસંગી સિદ્ધાંત એવો નીકળેછે કે, પોતાની મેળે જેમ બને તેમ પૂર્ણતા પામવાની કૃતિ થાયછે તેને ઉત્તેજન આપવું જોઇએ. આ બાબત ઉપર જેટલું ધ્યાન ખેંચીએ તેટલું થોડું છે; બાળકોને પોતાની મેળે શોધ કરતાં શીખવવા જોઇએ, અને અનુમાન પણ તેમનેજ કરવા દેવાં. આ કામમાં સહાય આપવી, પણ જેટલું બને તેટલું તેમના હાથમાં રહેવા દેવું. તેમને જેમ બને તેમ થોડું કહેવું અને તેમની પાસે જેમ બને તેમ વધારે શોધી કઢાવવું. મનુષ્ય મંડળીના જ્ઞાનની વૃદ્ધિ સ્વશિક્ષણથીજ થઇ છે. અને જો સારામાં સારૂં ફળ સંપાદન કરવું હોય તો દરેક મનમાં પણ સુધારો વધારો એજ ધોરણ ઉપરથી થવો જોઇએ. પોતાનાજ શ્રમથી ભણી જે માણસોએ મોટી ફતેહો મેળવી છે તેમના દાખલાથી આ સિદ્ધાંત શાબીત થાયછે.

નિશાળમાં સાધારણ રીતે જે કેળવણી આપવામાં આવે છે તે ધોરણો ઉપર જેઓ ભણેલા છે અને જેઓનો એમ મત છે કે એજ રીતે ખરી કેળવણી આપી શકાય તે લોકો બાળકોને સ્વશિક્ષક થવા દેવાના નથી. કેમકે તેઓ એમ ધારેછે કે તેમ કરવાથી કાંઇ પણ ફાયદો નથી. પણ જો તેઓ એટલુંજ વિચારે કે બાલ્યાવસ્થામાં આસપાસના પદાર્થોનું જ્ઞાન બાળકો કોઇ બીજાની મદદ સિવાય મેળવે છે; બાળક પોતાની સ્વભાષા જાતેજ શીખેછે; પાછલી જીંદગીનો અનુભવ અને શાળા છોડયા પછીનું ડહાપણ દરેક છોકરો પોતાની મેળેજ પ્રાપ્ત કરેછે; અને વળી ઘણા માણસો બિલકુલ સહાયતા વગર અયોગ્ય રીતે ગોઠવેલાં શાળામાં ચાલતાં ધોરણો શીખી અને બીજી હરકતો વટાવી વિદ્વાનની પાયરીએ પહોંચ્યા છે; તો તેમને એમ જણાશે કે યોગ્ય રીતે અને યોગ્ય ક્રમમાં બાળકના મન આગળ વિષયો મૂકવામાં આવે તો સાધારણ બુદ્ધિનો છોકરો મદદ વગર તે શીખી શકશે એ અનુમાન અયુક્તિક નથી. બાળક સતત અવલોકન અને શોધ કર્યા કરેછે અને તેના મનમાં અનુમાન કાઢવાની કૃતિ ચાલુ રહીછે. જે કોઈ શખ્સે પૂરેપૂરી તજવીજ રાખી અવલોકન કર્યું હશે તેને નક્કી એમજ જણાયું હશે કે જે શક્તિઓ બાળકનું મન આવી રીતે પ્રકટ કરેછે તેનાથી ગ્રહણ થઇ શકે એવું જ્ઞાન જો યોગ્ય ક્રમમાં બાળકના મન આગળ મૂકવામાં આવે તો તે મદદ સિવાય શીખી શકે. આપણી મૂર્ખતાને લીધેજ બાળકને વારંવાર કહેવું પડેછે તેમાં બાળકનો કાંઈ વાંક નથી. જે વાતો તેને મનોરંજક લાગેછે અને જે એકઠી કરવામાં તે ગુંથાયું છે તે ઉપરથી આપણે તેનું મન ખસેડી લઇએ છીએ. બાળકથી ન સમજાય એવી ગુંચવણ ભરેલી વાતો તેના મન આગળ મૂકી આપણે તેને કંટાળો આપીએ છીએ. પોતાની મેળે આ વાતો તે ગ્રહણ કરી શકતું નથી એવું જણાય છે ત્યારે આપણે ધમકાવી અને શિક્ષણમાં તેના મનમાં જબરજસ્તીથી તે ખોશીએ છીએ. જે જ્ઞાનની તેને ઇચ્છા છે તે તેને ન આપી, જેનો તેને કંટાળો છે તેવું જ્ઞાન બળાત્કારે શીખવી આપણે બાળકનું મન વિકારી કરી દઇએ છીએ. અને તેથી તેને દરેક

કહેછે કે આળસ એ જુવાન પુરૂષોમાં તેમની સ્વાભાવિક ચપળતાથી એટલું પ્રતિકૂળ છે કે માત્ર કેળવણી આપવાની ખોટી રીતનુંજ તે પરિણામ હોવું જોઇએ; અને એમ ન હોય તો કાંઇ શારીરિક રોગ સાથે તેનો સંબંધ હોવો જોઇએ. મનશક્તિઓને યોગ્ય પ્રયાસ આપવાથી બાળકને ખુશી પેદા થાયછે, તેજ કારણથી બાળકો સ્વાભાવિક રીતે પોતાની મેળેજ મનની ચપળતા દેખાડેછે. મનની ઊંચામાં ઊંચી શક્તિઓ હજી સુધી આખી મનુષ્ય પ્રજામાં થોડીકજ પુષ્ટ થઇ છે. જે થોડા ઘણા લોકો ઘણા આગળ વધેલા છે તેમનામાંજ એવી શક્તિછે અને આવી શક્તિવાળા માણસોએ જેટલો શ્રમ કરવો જોઇએ તેટલો તેઓ કરતા નથી. પણ આવી ઊંચી શક્તિઓનો ઉપયોગ થોડો કરવામાં આવે છે તેથી બીજા હેતુઓ મન ઉપર અમલ ચલાવવા માંડે એટલી ઉમરે વિદ્યાર્થી પહોંચે ત્યાંસુધી, અને પ્રત્યક્ષ સુખ કરતાં પરોક્ષ સુખ વધારે અગત્યનું છે એમ તે સમજે ત્યાંસુધી એ શક્તિઓની પાસે કાંઇ કામ લેવામાં આવતું નથી. પરંતુ આ શક્તિઓ કરતાં ઉતરતા દરજ્જાની દરેક શક્તિ તૃપ્ત થવાથી તેને વધારે ઉત્તેજન મળેછે અને બરોબર સારી રીતે બંદોબસ્ત રાખ્યો હોય તો આટલું ઉત્તેજન બસ છે. બાળકને જ્યારે બીજી રીતે ઉત્તેજન આપવાની જરૂર પડે ત્યારે આપણે એમ સમજવું કે આપણે ખોટે માર્ગે જઇએ છીએ. અનુભવથી આપણને એમ જણાતું જાય છે કે બાળકોને રસ પડે—આનંદ લાગે તેવી શીખવવાની રીતિઓ હમેશાં આપણને જડી આવે છે. અને બીજી બધી રીતે તપાસતાં આજ રીતિ ખરી છે એમ પણ છેવટે નીકળી આવે છે.

આજ રૂપમાં આ મૂળતત્વો રહેવા દીધાં તો તેમનું વજન ઘણાકની નજરે આવશે નહિ. તેથી આ મૂળતત્વો કેમ લાગુ પાડવાં તે સમજાવવાના હેતુથી, તેમજ કેટલીએક ખાસ સૂચનાઓ કરવાની છે માટે કેળવણીના નિયમનું વિવેચન પૂરૂં કરી હવે તે નિયમો અમલમાં કેમ લાવવા તેનું ધ્યાન આપીએ છીએ.

પેસ્ટાલોઝીનો એવો મત હતો કે બાળકને કોઇ પણ જાતની કેળવણી

આપવાનું કામ થોડીઆમાંથી શરૂ કરવું જોઇએ. આ મત ધીમે ધીમે સ્વીકારવા માંડયોછે. પોતાની આંખ પહેલી ઉઘાડી બચ્ચું આસપાસના પદાર્થો જુએછે એથી એમ જણાયછે કે કેળવણી એટલી અવસ્થાએ શરૂ થાય છે. અને જે હાથમાં આવે તેને આંગળી ફેરવી જોવું અને મોંમાં ઘાલી ધાવવું, તથા દરેક અવાજ થાયછે કે મોહુ ફાડી સાંભળવો, એ, જ્ઞાન પ્રાપ્તિમાં બાળકનાં પહેલાં પગલાં છે; અને એજ પગલે પગલે ધીમે ધીમે આગળ વધી તેજ મન ન દેખાયેલા ગ્રહો ખોળી કાઢેછે, નવાં નવાં યંત્રો બનાવેછે, અદ્‌ભૂત ચિત્રો દોરેછે અને નાટકો તેમજ કવિતાઓ રચેછે. મનશક્તિની આ સ્વાભાવિક અને નિર્બાધ્ય ચપળતાને અનુકૂળ આવે એવી બાબતો આપણે બાળકના મન આગળ મૂકી શકીશું કે નહિ! એ મોટો પ્રશ્ન છે અને તેનો ઉત્તર એજ છે કે આપણે તેમ કરી શકીશું. પેસ્ટાલોઝીની કલ્પના ઘણી ઉત્તમ છે અને તેને અમે મળતા આવીએ છીએ પણ તે કલ્પના અમલમાં કેમ લાવવી તે બાબતમાં અમે તેનાથી જુદા પડીએ છીએ. તેનો મત એમ છે કે ભાષામાં જેટલા ઉચ્ચાર છે તેટલા જોડણીના પુસ્તકમાં હોવા જોઇએ અને જે બાળક જોડણી ગોખતું હોય તેણે સૂતેલા બાળકની પાસે મોઢેથી તે શબ્દો ગોખવા જોઇએ કે જેથી બચ્ચું બોલતાં ના શીખ્યું હોય ત્યાર પહેલાં તે ઉચ્ચાર તેના મનપર ઠસી રહે, તેમજ "માતાની પોથી" એ નામના પોતાના પુસ્તકમાં પેસ્ટાલોઝી કહે છે કે બાળકને પહેલ વહેલાં શરીરના જૂદા જૂદા અવયવોનાં નામ, તે કયાં છે તે, તેમનો સંબંધ, તેમની સંખ્યા, તેમના ગુણ, અને શરીરના તેમજ અવયવોના ઉપયોગ શીખવવા જોઇએ. આ ઉપરથી એમ જણાય છે કે મન બાલ્યવસ્થામાં કેમ ખીલે છે, તે બાબતમાં પેસ્ટાલોઝીના ઘણા વિચાર કાચા હતા. તેથી કળવણી આપવાની યોગ્ય રીતિ તેનાથી ઘડી કઢાય તેમ જણાતું નથી. હવે મનઃ શાસ્ત્ર પ્રમાણે શો ક્રમ હોવો જોઇએ તેનો આપણે વિચાર કરીએ.

મનના ઉપર પહેલાં જેની છાપ પડી તે મનમાં ઠસી રહે છે તે વિચારો, પ્રકાશ, ધ્વનિ, અને નડતરના જૂદી જૂદી જાતના પ્રકટીભાવ **અને**

તેના થોડા કે વત્તાપણાના વિચાર અગર જૂદી જૂદી જાતના નડતરના વિચાર મનમાં આવ્યા વગર આકારનો ખ્યાલ બાળકના મનમાં થઈ શકતો નથી, કેમકે એ વાત સિદ્ધ છે કે દૃષ્ય પદાર્થો આપણે પ્રકાશવડે અને સ્પર્શ્ય પદાર્થો તેમનાથી થતી નડતરવડે ઓળખી શકીએ છીએ. જૂદી જૂદી જાતના અર્થ રહિત ધ્વનિઓ સાંભળવામાં આવ્યા પછીજ આપણે સાર્થ ધ્વનિ (શબ્દ) ઓળખી શકીએ છીએ. દરેક બાબતમાં આજ પ્રમાણે માહિતી મેળવી શકાયછે. માટે પહેલું સહેલું અને પછી કઠણ એવો સાધારણ નિયમ છે તેને અનુસરીને બચ્ચાના આગળ જૂદી જૂદી જાતની નડતર આવે એવા, અને થોડા વત્તા તેજનું પરાવર્તન એમાંથી પડે તેવા પદાર્થો, તથા ઉંચા, નીચા, ધીમા, મોટા સાદ નીકળે એવા પદાર્થો મૂકવા જોઇએ. આ સિદ્ધાંત ખરો છે એમ બચ્ચાની પ્રેરણાબુદ્ધિનું અવલોકન કરતાં જણાઇ આવશે. નાનું છોકરૂં કેટલા આનંદથી રમકડાં મોંમાં ઘાલી ફરડે છે અને પોતાના બાપની મૂછના વાળ તાણે છે! ઘણા ચળકતા રંગથી ચીત્રેલો પદાર્થ જોવામાં તેનું મન કેવું ગરક થઇ જાયછે, અને તેને બોલતાં આવડતું હોય તો માત્ર રંગ ઘણો ચળકતો છે તે ઉપર થીજ "વાવા" છે એમ તે બોલી ઉઠે છે; આખા આખો દહાડો બોલ બોલ કર્યા કરે છે તે અથવા કોઇએ ચપટી વગાડી તો તે સાંભળી અગર કોઈ પણ જાતનો નવો ધ્વનિ સાંભળી તેના મુખાર્વિંદ ઉપર કેવું ખુશીનું તેજ મારે છે! બચપણમાં બાળકના આગળ જે મૂકવામાં આવે છે તેથી કેટલેક દરજ્જે આ કેળવણી પૂરી પડાય છે. પણ હજી ઘણું કરવાનું બાકી રહે છે. આ વખતે મનશક્તિઓ સ્વાભાવિક રીતે પ્રકટ થવા માંડે છે અને આ સમયમાં જેની છાપ મન ઉપર બેઠી તે સજ્જડ બેસી રહે છે. વળી આવી પ્રથમની સહેલી બાબતો જાણવી અવશ્ય છે અને જ્યારે ત્યારે પણ તે શીખવી પડવાનીજ. અને તે શીખવવામાં વખત પણ જવાનોજ છે ત્યારે બાલ્યાવસ્થાના આ પ્રથમના સમયમાં આવી બાબતોનું જ્ઞાન ગ્રહણ કરવામાં બાળકનું મન લગાડવું તો તેથી વખતનો પણ બચાવ થાય છે. વળી આ પ્રમાણે જે જે બાબતોની છાપ બાળકનું મન ગ્રહણ કરવા તત્પર છે

તે તે બાબતો તેના મન આગળ મૂકવાથી તેની પ્રકૃતિ અને સ્વભાવ સારો થાય છે. આ અને બાલ્યાવસ્થામાં બાળકને જેની જરૂર છે તે તેમ પૂરી પાડવી તે વિષે પુસ્તક લખી શકાય તેમ છે. પણ સામાન્ય નિયમ આપે એટલેજ કરીએ છીએ કે પહેલાં અનિશ્ચિત અને પછી નિશ્ચિતનું ગ્રહણ કરીશું એવો મનશક્તિના પ્રકટી આવવાનો નિયમ છે તેને અનુસરી પહેલ વહેલાં બાળકના મન આગળ તદ્દન વિરૂદ્ધ ગુણોની જાતે મૂકવી જોઇએ. એટલે કે મધુરાજ મોટા અને ઘણાજ તીણા અવાજવાળા પદાર્થો, સોસાઇ, અને કોમળતામાં એક બીજાથી ઘણીજ ઉલટી એવી જાતે, અને રંગ પણ તદ્દન ઉલટી તરેહના બાળકના આગળ પહેલાં મૂકવા. તે પછી ધીમે ધીમે લગભગ મળતી આવે એવી બાબતો તેમને બતાવવી.

આજ ધોરણ પ્રમાણે બાળકોને "પદાર્થ પાઠ" આપવાનો મારો નીકળ્યો છે. બચપણમાં છોકરાંને જે કેળવણી આપવામાં આવે છે તેનું બીજું પગથીયું આ છે.

મી. પાસ્સલ કહેછે કે દરેક પદાર્થનો દરેક ભાગ એક બીજા જોડે કેવો જોડાએલો છે તે બાળકને બતાવવું જોઇએ, અને "પદાર્થ પાઠ" કેવી રીતે આપવો તેનાં પુસ્તકોમાં અમુક પદાર્થની કેટલી માહિતી બાળકને આપવી તે લખેલું છે, પણ આ કુદરતી નિયમથી ઉલટું છે. જે જ્ઞાન બાળક બચપણમાં મેળવે છે તે સ્વતઃ પ્રાપ્ત કરેછે. કઠણતા અગર નરમાશ, જુદા જુદા રંગ અને અવાજનું જ્ઞાન, એ બાળક પોતાની મેળે સંપાદન કરેછે. તેમજ ઉમરે આવ્યા પછી પણ જ્યારે શિક્ષક પાસે નથી હોતા ત્યારે પણ પોતે કેમ વર્તવું જોઇએ, તે બાબત ક્ષણે ક્ષણે અવલોકન અને અનુમાન માણસ પોતેજ બીજા કોઇની સહાયતા વગર કરેછે, અને એ અવલોકન તથા અનુમાન જેટલાં ચોકસ અને પૂર્ણ હોય તેટલે દરજ્જે તે માણસ પોતાના કામમાં વિજયી થાય છે. ત્યારે જે ક્રમમાં આપણી મનુષ્ય જાતની તેમજ નાનાં બચ્ચાંની બુદ્ધિ પ્રકટ થાયછે તે ક્રમથી ઉલટી રીત છેક બચપણ અને યુવાવસ્થાના વચલા સમયમાં આપણે ચલાવવી જોઇએ એ સંભવિત છે? અને આવી ઉલટી રીત પદાર્થોના ગુણો શીખવવામાંજ વાપ-

રવી જોઇએ ? તેથી ઉલટું શું એ સ્પષ્ટ નથી કે પહેલેથી તે છેવટ સૂધી તેજ રીતને આપણે અનુસરવું જોઇએ ? અને જો આપણે લગાર આંખો ઉઘાડીને જોઈશું તો જણાશે કે કુદરત પણ આપણને એજ રીત પ્રમાણે ચાલવાની સૂચના ઘડીએ ઘડીએ કર્યા કરેછે. બાળક પ્રત્યે આપણે માનસિક સમભાવ બતાવવો જોઇએ. તમારા ખોળામાં બેઠેલું બચ્ચું પોતાના હાથમાંનું રમકડું તમે જુઓ તેટલા સારૂ કેવું આગળ ધરેછે ! તેની આંગળી કશા ઉપર ઘસાઈ અને તેથી અવાજ થાય કે તે તમારા સામું જુએ છે અને ફરી આંગળી ઘશી ફરીથી તેમ જુએછે; જાણે કે એમ કહેતું ન હોય કે આ નવો અવાજ સાંભળો ! "તેમજ કાંઇક મોટાં થએલાં છોકરાં મા પાસે દોડતાં આવીને કેવાં કહેછે કે "મા, આ કેવી નવાઇની ચીજ છે ! મા, આ જો, પેલું જો," એમ કહ્યાં કરેછે અને જો મા ચીડાઈ તેમને અટકાવે નહિ તો તે એમ કર્યાંજ કરવાનાં. વળી જ્યારે નાનાં છોકરાં બહાર ફરવા જાયછે ત્યારે આગળ નહિ જોએલું એવું નવું ફૂલ પોતાના હાથમાં લઇ દોડતાં દોડતાં સાથેના માણસ પાસે આવેછે અને કહેછે કે "આ ફૂલ કેવું સારૂં છે !" અને સાથેનો માણસ "સારૂં છે" એમ કહેછે ત્યારે તેમને કેવો હર્ષ થાય છે ! વળી નાનાં છોકરાંએ કાંઇ નવાઇ જેવી ચીજ જોઇ હોય તો તે કેટલી બધી વાર બોલીને તેનું વર્ણન આપેછે ! ફક્ત તે જે કહે તે સાંભળનાર કોઇ જોઇએ. આ ઉપરથી અનુમાન શું સ્પષ્ટ નથી ? શું આ ઉપરથી ઉઘાડું નથી કે મનના સ્વાભાવિક વલણને આપણે અનુસરવું જોઇએ ? સ્વાભાવિક જે કૃતિ થાયછે તેની યોગ્ય રચના આપણે કરવી જોઇએ. દરેક ચીજને લગતું જે જે બચ્ચાના મનમાં કહેવાનું હોય તે તે આપણે સાંભળવું જોઇએ અને દરેક ચીજ વિષે તેના મનમાં જે જે કહેવાનું હોય તે તેની પાસે કહેવડાવવું. તેના જોવામાં જે વાત ન આવી હોય તે તરફ તેનું લક્ષ ખેંચવું કે ફરીથી તેના ઉપર તેની નજર એની મેળેજ જાય. અને પછી ધીમે ધીમે એવા પદાર્થો તેને જોવા સારૂ આપવા. બુદ્ધિશાળી મા હોય તે આવા "પદાર્થ પાઠ" કેવી રીતે આપેછે તે કહીએ. તે કઠણતા, નરમાશ, રંગ, સ્વાદ, અને કદનાં સહેલાં સહેલાં નામ ધીમે ધીમે

છોકરાંને શીખવેછે. અને છોકરૂં પણ ગુણના નામ આવડ્યાં કે તરત "જો આ લાલ છે", "જો આ કઠણ છે", એમ કહેતું કહેતું એવા ગુણ-વાળા પદાર્થ માને લાવી બતાવેછે. કોઇ નવી વસ્તુ છોકરાએ આણી હોય તેમાં તેને માલુમ નહિ હોય તેવો કોઇ નવો ગુણ હોય તો તે જાતે બતાવેછે અને આગળ જે વસ્તુના ગુણ તેના જાણવામાં આવ્યા હોય તે સમજાવી નવા ગુણનો સંબંધ દેખાડી આપેછે. પછી છોકરૂં માએ શીખવેલું બોલવા માંડેછે અને જો કોઇ વાત છોકરૂં ભૂલે તો મા પછી એમ કહેછે કે "હજી બીજું કાંઇ કહેવાનું રહી ગયુંછે!" એમ પ્રશ્ન કરી તે રહી ગએલી વાત છોકરા પાસેજ ખોળી કઢાવેછે, અને તેને ન આવડે તો તે થોડીક વાર આમ તેમ મિથ્યા પ્રયત્ન કરી થાકી જાય ત્યારે પોતે હશીને તેને બતાવેછે. આ પ્રમાણે થોડીકવાર થયું એટલે શું કરવું તે બાળકને સમજાય છે. બીજી વખતે જ્યારે મા એમ કહેછે કે આ પદાર્થ-ને લગતી બીજી મને ખબર છે, એટલે છોકરાંને ઉત્સાહ થાયછે ને તે વસ્તુ તે ખૂબ ધ્યાનથી જુએછે. પછી જે જે તેના સાંભળવામાં આવ્યું હોય તે બધું વિચારી કાઢેછે અને પ્રશ્ન સહેલો હોય તો ઉત્તર તેને જડી આવેછે. આથી તેના મનમાં હરખ માતો નથી અને મા પણ પોતાનો હરખ દેખાડે છે. પોતાનામાં આવી શક્તિ છે તે જોઈ બાળકને આનંદ થાયછે. આ પ્રમાણે બીજી બાબતોના ખરા જવાબ કહેવાની તેને ઇચ્છા થાયછે, અને તેવી ચીજો બહારથી લઇ આવેછે. પછી જેમ જેમ તેની શક્તિ ખીલતી જાય તેમ તેમ વધારે ગુણો મા બતાવતી જાય છે, વધારે કઠણ પ્રશ્ન તેના મન આ-ગળ મૂકતી જાય છે, અને તેની સ્મરણશક્તિને તથા ધ્યાનને કસરત મ-ળતી જાય તેવા પ્રશ્નો કાઢતી જાય છે, તથા બાળકનું મન સમજી શકે તેવી ખબર છોકરાંને આપતી જાય છે. વળી તેનાથી જવાબ આપી શકાય તે-ટલી કઠણ બાબતોના તેની પાસેથી જવાબ કઢાવી તેના મનને તૃપ્ત કરતી જાય છે. આગળના બાળકના મનમાં જે વૃત્તિ ચાલતી હતી તે વૃત્તિને અનુ-સરી મા બાળકના મનને મદદ આપે છે. આ પ્રમાણે કરવાથી પૂરેપૂરૂં અવ-લોકન કરવાની બાળકને ટેવ પડે છે. બાળકને અમુક પદાર્થના ગુણ **કહેવા**

અને દેખાડવાથી તેની અવલોકન શક્તિ વધતી નથી, પણ ને તો બીજાએ જે અવલોકન કર્યું હોય તેનો આધીન માત્ર થાય છે. આમ કરવાથી બાળકની સ્વશિક્ષણીય શક્તિ મજબુત ન થતાં નિર્બળ થાય છે, અને પોતે સ્વશ્રમથી જે ખોળી કાઢ્યું હોય તેમાં જેવો આનંદ થાય તેવો તેને થતો નથી, તથા આવું જ્ઞાન પણજ મનોરંજક થવું જોઈએ તે ન થતાં માત્ર પાઠ શીખવા જેવું થઈ પડે છે. આથીજ "પદાર્થપાઠ" ઉપર બાળકને કંટાળો આવે છે. પણ ઉપર કહેલા ક્રમ પ્રમાણે શિક્ષણ આપવાથી બાળકના મનને જેવા જોઈએ તેવા ખોરાકની પુષ્ટિ મળે છે, અને પોતાની મેળે શોધ કરવાની ઇચ્છા તેનામાં વધે છે. આમ કરવાથી બાળકનું મન બહુ તીવ્ર થાય છે, અને તેથી કરીને તેના મન ઉપર પદાર્થની બહુ સખત અને પૂર્ણ છાપ પડી રહે છે, તથા છેવટે પોતાના ઉપરજ આધાર રાખવાની તેને ટેવ પડે છે.

બતાવે છે ? કેવાં દોડતાં દોડતાં જઇ જૂદા જૂદા છોડ અને ફળ વીણી લાવે છે ! અને જ્યારે શોધક પુરૂષ તે છોડની તપાસ કરવામાં ગુંથાયો હોય ત્યારે તેઓ કેવાં ટક ટક જોયા કરે છે ! અને તેને ઉપરા છાપરી કેટલા બધા પ્રશ્નો પુછવા મંડી પડે છે ! માટે સ્વાભાવિક શિક્ષણની જે રીતિ કુદરત આપણને દેખાડે છે, તે આપણે નમ્ર ભાવથી સ્વીકારવી જોઇએ. થોડા થોડા ગુણોનાં નામ આવડ્યા પછી બહાર ફરવા જતાં જે જે ચીજો બાળક ઉપાડી હાથમાં લે તેની ધીમે ધીમે પરિપૂર્ણ પરીક્ષા તેની પાસે કરાવવી. તેમાં પહેલ વહેલી સહેલી બાબતો તેની પાસેથી કઢાવવી અને પછી ધીમે ધીમે વધારે ગુંચવણ ભરેલી અને કઠણ બાબતોના વિચાર કરવામાં તેનું મન દોરી જવું. ફૂલ ઝાડ અને છોડમાં પહેલ વહેલાં માત્ર તેની પાંખડીઓ કેટલી છે તથા તેનો રંગ અને આકાર કેવો છે તેટલુંજ તેની પાસે કહેવડાવવું. નાના જીવ જંતુ જોતાં તેમની પાંખો, પગ, અને રંગ વગેરે મોટી બાબતો ઉપર તેને અવલોકન કરાવવું. પછી આવી મોટી વાતો મગજમાં ઠસી એટલે બારીક બાબતો તરફ તેનો વિચાર દોરાવવો. યોગ્ય વયે બાળક આવે ત્યારે આ અવલોકનરૂપી છોડનો નાશ ન થાય એવાં સાધનો પૂરાં પાડવાં અને એમ કરતાં કરતાં માહીતી વધારે મેળવે તેમ કરવું જોઈએ.

ઉપરની હકીકત વાંચી ઘણાક એમ કહ્યા વગર રહેશે નહિ, કે આમ કરવાથી કાળ અને શ્રમ વ્યર્થ જવાનો છે; અને આમ કરવા કરતાં છોકરાં પોતાના અક્ષર વાળે અગર આંક ભણે તો વધારે સારૂં. પણ કેળવણી એટલે શું ? અને તેનો ઉપયોગ શો છે ? તે બાબતમાં આવા અપકવ અને હલકા વિચારો સાંભળી અમને ખેદ થાય છે. જ્ઞાનેંદ્રિયોને યોગ્ય રીતે કેળવવાની ઘણી જરૂર છે, અને આ પ્રમાણે બાળકનું મન કેળવાયાથી તે ઇંદ્રિયો કેળવાયછે, એ વાત કોરે મૂકીએ, તથાપિ અમે કહીએ છીએ તેમ કરવું જોઇએ એનું બીજું કારણ આપી અમારા મતનું ખરાપણું પ્રતિપાદન કરવા અમે તત્પર છીએ. બાળકો જો માત્ર પેટભરાંજ થવાનાં હોય અને વેપાર ધંધો કરી પૈસો એકઠો કરવો એજ તેમનું કામ

હોય તો અને સંસારમાં જે જે વસ્તુઓ છે તે કાંતો આપણા નિર્વાહ અર્થે ઇશ્વરે પેદા કરી છે અગર આપણા મોજશોખ સારૂજ કરીછે અને તે સિવાય તેમનો બીજો કાંઈ ઉપયોગ નથી એમ હોય, તો બેશક અમે કહીએ છીએ તેમ કરવાની જરૂર નથી. માત્ર આપણે વૈતરાજ થઇ આપણો આવરદા પૂરો કરવાનો હોય અને તે ઉપરાંત આપણા મનમાં બીજી કાંઈ પણ ઉમેદ ન હોય; આસપાસની વસ્તુઓ માત્ર પૈસો ઉપાર્જન કરવાનાં સાધનજ નહિ પણ તેમનો બીજો ઉપયોગ હોય; કવિતા અને હુન્નર, વિદ્યા અને તત્વજ્ઞાન એથી જે આનંદ પ્રાપ્ત થાયછે તેની કાંઇ પણ ગણતરી કરતા હઇએ તો બેશક કુદરતી અજાયબી ભરેલા ચમત્કારો અને શોભા જોવાની અને કુદરતી ચમત્કારો કેમ થાયછે તેનો શોધ કરવાની બાળકના મનમાં જે સ્વાભાવિક ઇચ્છા થાયછે તેને આપણે ઉત્તેજન આપવું જોઇએ. પણ આમ કરવામાં ફાયદો શો? એનો ઉપયોગ શો છે? એ પ્રશ્નો થશે. એટલે ઉપયોગમતાનુયાયીઓને તેનો ઉપયોગ બતાવી તેમના મનનું સમાધાન કરી શકીશું. બીજાં બધાં જ્ઞાન કરતાં જીંદગીના નિયમોનું જ્ઞાન સર્વથી અગત્યનું છે એમ ધીમે ધીમે આપવામાં આવશે. જીંદગીના નિયમને અનુસરી મનની અને શરીરની કૃતિઓ થાયછે, એટલુંજ નહિ પણ ગર્ભિત રીતે તે નિયમો ઉપરજ ઘરમાં અને પોળમાં આપણે જે જે કરીએ છીએ તેના બધા વ્યાપારનો, રાજકાર્યનો, અને નીતિનો આધાર છે એમ પણ જાણવામાં આવશે, અને તેથી જીંદગીના નિયમો બરાબર સમજાયા વગર આપણી જાતની વર્તણુંક અગર આખી મંડળીનું આચરણ યોગ્ય રીતે નિયમપૂર્વક ચલાવી શકાય નહિ. વળી એમ પણ સમજાશે કે બધા સ્વાભાવિક પદાર્થોમાં જીંદગીના નિયમ એકને એકજ છે અને તેમાંના સહેલા નિયમો મનમાં આવ્યા વગર વધારે ગુંચવણીઆ અને ભારે નિયમોનું ગ્રહણ થવું અશક્ય છે, અને આમ છે તો બેશક ઘર બહારની માહિતી મેળવવા સારૂ બાળક આટલી બધી આતુરતા બતાવેછે તે મેળવવામાં તેને મદદ કરવી અને યુવાવસ્થાએ આવ્યા પછી આવી માહિતી પ્રાપ્ત કરવામાં તેને ઉત્તેજન આપવું, એ

ઘણું જરૂરનું છે; કેમકે એમ કરવાથી મોટા થયા પછી જ્ઞાન પોતાના મનમાં સંગ્રહ કરી ભરી મૂકવાને સારૂ આપણે તેને સાધન પૂરાં પાડીએ છીએ. આ બધી માહિતી એવા પ્રકારની છે કે વિદ્યાની સત્યતાઓ તેના જાણવામાં આવશે ત્યારે તે તેના મનમાં તરત ઉતરી સજ્જડ ઠસી જશે. અને અમે આગળ કહી ગયા છીએ કે ખરૂં આચરણ કયું તે નિર્માણ કરવામાં વિદ્યા સર્વોત્તમ છે. વિદ્યાનું જ્ઞાન તેને સારામાં સારૂં આમ કરવાથી પ્રાપ્ત થાય અને છેવટ તે પોતાનું આચરણ સંસારમાં યોગ્ય રીતે ચલાવી શકે, એ આ પ્રમાણે બાળકના મનને કેળવવાનો મોટો ઉપયોગ છે. અને ઉપયોગમતાનુયાયીઓની ખાત્રી આ રીતના ઉપયોગીપણા વિષે ઉપર કહેલી બાબતોનો વિચાર કર્યાથી થશે.

હાલમાં માનસિક કેળવણી કેમ આપવી તે બાબતમાં ખરા વિચારોનું પ્રાબલ્ય વધવા માંડયું છે તેનું એક દૃષ્ટાંત એ છે કે ચિત્રકળા કેળવણીના ક્રમનો અગત્યનો વિષય ગણાવા માંડયો છે. કુદરત જે ક્રમ તેમને દેખાડેછે તે ક્રમ શિક્ષકોએ સ્વીકારવા માંડયો છે. નાનાં બાળકો પોતાની મેળેજ સ્લેટ મળે તો સ્લેટ ઉપર અગર (પેન્સિલ) સીસાપેનવતી કાગળ ઉપર ઘર, ઝાડ, માણસ, અને બીજાં પ્રાણીઓનાં ચિત્રામણ કાઢેછે એ તો ઘણાખરાના જાણવામાં હશેજ. જો રમકડાંની ચોપડી તેમને પહેલેથી તે છેડે સુધી બતાવીએ તો તેમને ખૂબ આનંદ થાય છે; અને તેમના મનમાં નકલ કરવાનું વલણ વિશેષ હોય છે તેથી એવાં ચિત્ર દોરવાની ઇચ્છા પણ તેમને થઇ આવેછે. જોએલી વસ્તુનાં ચિત્ર કાઢવાની તેમની કોશીશ એ તે તેમની જ્ઞાનેદ્રિયો કેળવવાને સ્વાભાવિક મનોયત્નરૂપી પ્રયત્ન છે. અને તેથી વસ્તુઓનું અવલોકન કરવામાં વધારે ચોકસપણું અને પૂર્ણતા આવેછે. તેઓ વસ્તુઓના ઇંદ્રિયોથી ગ્રહણ થાય તેવા ગુણોની શોધ કરી આપણને કહેછે અને તેમનાં ચિત્ર કાઢે છે તે ઉપરથી જે જ્ઞાન તેમને જોઇએ છીએ તેની આકાંક્ષા પ્રદર્શિત કરેછે. ચિત્ર શીખવવામાં જો શિક્ષકોએ કુદરતની સૂચના પ્રમાણે ચાલવા માંડયું હોત તો વધારે સારૂં થાત. બાળક પહેલ વહેલાં શેનાં ચિત્ર કાઢે છે ?

એ પ્રશ્નના ઉત્તરમાં કહી શકાય કે જે વસ્તુઓ મોટી છે, જેમનો રંગ તે મને ખુશી ઉપજાવેછે, મનુષ્ય પ્રાણીઓ કે જેમને જોઇ તેમના મનમાં ઘણા સુખદ વિચારો ઉત્પન્ન થાયછે, ગાયો કૂતરાં, અને ઘર જે ક્ષણે ક્ષણે તેમના જોવામાં આવેછે તેનાં ચિત્રો બાળકો પહેલ વહેલાં કાઢવા માંડેછે અને ચિત્ર કાઢવામાં પણ જો રંગ પૂરવાનું સાધન મળ્યું તો તેમને પુષ્કળ હર્ષ થાયછે. કાગળ અને સીસાપેન કરતાં જો રંગની પેટી તેમને મળે તો તેમના સુખનો પાર રહેતો નથી. રંગ પૂરાય માટે પહેલી લીટીઓ દોરી આકૃતિઓ કાઢેછે. ચિત્રવિદ્યા શીખવવાનો ઉપલો ક્રમ સાંભળી ચિત્રશિક્ષકોને ઘણું હસવું આવશે, કેમકે તેઓ પહેલ વહેલાં લીટીઓ દોરતાં શીખવેછે અને રંગ પૂરવાનું કામ સૌથી છેલ્લું આવેછે. પણ કુદરતી નિયમ પ્રમાણે જોતાં અમે ઉપર બતાવ્યો તે ક્રમ ખરો છે. આકાર પછી અને રંગ પહેલા, એમ રાખવું જોઇએ, કારણકે મનઃશાસ્ત્રના નિયમ પ્રમાણે આ ક્રમ ખરો છે. જેનું ચિત્ર કાઢવાનું છે તે ખરેખરી વસ્તુઓજ હોવી જોઇએ. રંગથી છોકરાં ખુશ થાયછે એમ નથી, પણ ઘણા માણસોને પણ મોટા થયા પછી એ રંગ ઉપર બહુ પ્રેમ રહેછે, તો મુકાબલે કઠણ આકાર દોરતાં શીખવવામાં રંગનો ઉપયોગ કરવોજ જોઇએ. વળી પહેલ વહેલાં જે વસ્તુઓનો સહવાસ હોય તેમનાંજ ચિત્ર કઢાવવાં, કેમકે બાળકોનો અનુભવ વધશે તેમ નાની બાબતોમાં પણ તેમને રસ પડતો જશે અને તેમનાં ચિત્ર પણ તેઓ પોતાની મેળેજ કાઢવા માંડશે. વળી ધીમે ધીમે અસલ નમૂનાના જેવાં ચિત્ર કરવાની કોશીશ પણ તેઓ કરશેજ. બાળકના પહેલા યત્નો ઘણાજ અનિશ્ચિત અને ઠેકાણા વગરના હોયછે માટે આપણે સ્વાભાવિક વળણનો અનાદર કરવો ન જોઇએ. ગમે તેવો આકાર કાઢયો હોય અગર ગમે તેવા રંગ પૂર્યા હોય તોપણ કાંઈ ચિંતા નહિ. બાળકે ચિત્ર સારૂં કાઢ્યું છે કે નહિ તે જોવાનું નથી, પણ બાળકની મનશક્તિઓ કેળવાય છે કે નહિ એ મોટી વાત ધ્યાનમાં રાખવાની છે. પહેલાં બાળકના હાથ દરવા જોઇએ અને સરખાપણાનાં વિચાર તેના મનમાં આવવા જોઇએ. આ હેતુ સિદ્ધ કરવા સારૂં

બાળક જે કરેછે તેજ ખરૂં છે; કેમકે આ પ્રમાણે ચિત્ર કાઢવાને બાળક સ્વાભાવિક રીતે કામ કરેછે, અને તેને તેમાં આનંદ લાગેછે. બાલ્યાવસ્થામાં ચિત્ર સંબંધી પાઠ ભણાવવા અશક્ય છે, ત્યારે આ પોતાની મેળે શીખવાના બાળકના યત્ન છે તેને આપણે ઉત્તેજન આપવું જોઇએ કે દબાવી દેવા જોઇએ?

જો આપણે બાળકને લાકડાની જૂદી જૂદી આકૃતિઓ અને નકશાનાં ખોખાં આપીએ અને તેમાં તે રંગ પૂરે તો રંગ પારખવાની તેની શક્તિ કેળવાય એટલુંજ નહિ, પણ દેશની અને વસ્તુઓની બહારની આકૃતિઓ તેના મનમાં ઉતરવા માંડે, અને વળી તેનો હાથ ઠરતો જાય. બાળકને આનંદ લાગે એવા પદાર્થો આપણે તેને આપીએ તો રમકડાં દોરવાની તેની શક્તિ જાગૃત રહેશે, એટલુંજ નહિ, પણ જ્યારે ચિત્રવિદ્યાનો પાઠ ભણવાનો વખત આવશે ત્યારે તે પાઠ સમજવાની શક્તિ પણ તેનામાં આવશે, એથી કાળનો તેમજ શિક્ષક અને શિષ્યના શ્રમનો બચાવ થશે.

કોપી ઉપરથી ચિત્રની નકલ કરવાનું તેમજ સીધી લીટી અને વાંકી લીટી ઈત્યાદિ વ્યાખ્યાઓ, એ પહેલાં શીખવવું. લીટીઓથી માંડી ચિત્રવિદ્યા ભણાવવાનું શરૂ કરવાનો કેટલાક શિક્ષકોનો પરિપાઠ છે તે ભૂલ ભરેલો છે. ચિત્રવિદ્યાની નાની પોથીઓમાં લીટીઓ, ખૂણા, અને પછીથી તેથી થતી જૂદી જૂદી આકૃતિઓનું અનુક્રમે વર્ણન આપવામાં આવેછે, અને પદાર્થ કોરે મૂકી પદાર્થ વિષયક પાઠ પહેલા ભણવામાં આવેછે. આ રીત કુદરતી નિયમથી વિરૂદ્ધ છે. કોઇ પણ ભાષા બોલતાં શીખ્યા પહેલાં શબ્દના જૂદા જૂદા ભાગ, જેવા કે નામ, સર્વનામ, ઈત્યાદિ જાણવા અને તેમનો શો ઉપયોગ છે તે જાણવું, એ, ચાલતાં શીખ્યા પહેલાં જૂદાં જૂદાં અસ્થિ, સ્નાયુ, અને જ્ઞાનતંતુઓ જે શરીરમાં છે તેમનું વિવેચન કરી તે શીખવવાં અને પછી કેમ ચાલવું તે બતાવવું, એના જેવું છે. તેમજ ચિત્રવિદ્યામાં પણ જૂદી જૂદી વ્યાખ્યાઓ અને ખાસ શબ્દો ચિત્ર કાઢતાં પહેલાં શીખવવા એ ક્રમ વિરૂદ્ધ છે. આવા સાંકેતિક શબ્દમાં બાળકને રસ પડતો નથી અને વિષયનો કંટાળો આવેછે. આસપાસના માણસો જે બોલેછે

તેમાંથી ભલું છોકરું શબ્દોના અર્થ શીખી લેછે. તેથી પદાર્થ, છબીઓ અને તેનાં કાઢેલાં ચિત્રો ઉપર ટીકા કરી વિદ્યાના સાંકેતિક શબ્દો તેને શીખવવામાં આવે તો બાળકને શ્રમ ન પડતાં અને કંટાળો ન આવતાં તે શબ્દો તે બહુ ખુશીથી શીખી લેછે. આગળ કેળવણી આપવાના જે સામાન્ય નિયમ દર્શાવવામાં આવ્યા છે તેના ઉપર કાંઈ પણ આધાર રાખીએ તો બાળક નાનપણમાં ચિત્ર કાઢવામાં જે યત્ન કરે છે તે યત્નોને આગળ દોરી ચિત્રવિદ્યા શીખવવી જોઇએ. પોતાની મેળે બાળકે શરૂ કરેલા કામથી તેનો હાથ ઠરે અને પ્રમાણનો તેના મનમાં કાંઈ સાધારણ વિચાર આવે, ત્યારે યથાદર્શન ચિત્રવિદ્યાના નિયમ પ્રમાણે કોઈ પણ પદાર્થની જૂદી જૂદી ત્રણ આકૃતિઓનો અસ્પષ્ટ ખ્યાલ બાળકના મનમાં આવશે. તે પછી બાળકને અનુભવથી માલમ પડ્યા હોય તેવા યથા રેખાદર્શનશાસ્ત્રના સામાન્ય નિયમો બતાવવા.

ભૂમિતિ શીખવવામાં મૂળ વ્યાખ્યાઓનું જ્ઞાન બાળકોને કેવી રીતે આપવું તે વિષે મી. વાઈઝ લખે છે કે અંકગણિત શીખતાં છોકરાંઓ ઘન આકૃતિઓ વાપરે છે, તો ભૂમિતિના મૂળતત્ત્વ શીખવવામાં પણ તેનોજ ઉપયોગ કરવો જોઇએ. હાલ જે રીત ચાલે છે તેથી ઉલટીજ રીત પ્રમાણે ભૂમિતિ શીખવવી એમ મારો મત છે એટલે કે પહેલાં ઘન પદાર્થોથી શરૂ કરવું. એમ કરવાથી બિંદુ, લીટી, સપાટી, ઇત્યાદિની વ્યાખ્યાઓ ભણાવવાની ખોટી મહેનત મટે છે. ઘનાકૃતિમાં ભૂમિતિનાં મૂળતત્ત્વોની ઘણીખરી બાબતો આવી જાય છે. તેમાં બિંદુ, લીટીઓ, સમાન્તર લીટીઓ, સમાન્તર બાજુ, ચોખૂણ આકૃતિઓ, ખૂણા, ઇત્યાદિ બધું આવે છે, અને એમના જૂદા જૂદા ભાગ થઈ શકે છે. આ ભાગની માહિતી સંખ્યા શીખતાં બાળકને થઇ હોય છે. હવે તે જૂદા જૂદા ભાગોની સરખાવણી અને તેમનો એક બીજા સાથેનો સંબંધ શો છે તે સમજવા માંડે છે. પછીથી ગોળાઓ આપી તે ઉપર ગોળ, વાંકી લીટીઓ, ઈત્યાદિની માહિતી કરાવવી. ઘનાકૃતિઓનું સાધારણ જ્ઞાન થયું એટલે સપાટી તરફ તેનું મન દોરવું. આમ કરવું સહેલું છે. ઘનાકૃતિના ઝીણા ઝીણા ભાગ કરી

તે ભાગ કાગળ ઉપર મૂકવા, એટલે તેના જેટલા વિભાગ કર્યા હોય તેટલા કાટખૂણા તેના જોવામાં આવશે. એજ પ્રમાણે ગોળાના વિભાગ કરી બતાવવાથી સપાટી કેમ થાય છે તે માલમ પડશે, અને કોઇ પણ પદાર્થની સપાટી કાઢતાં તેને મુશ્કેલ પડશે નહિ.

આમ કરવાથી ભૂમિતિનો કક્કો (શરૂઆત) તે શીખશે. પછી તે લખતાં શીખવવો જોઇએ. સહેલામાં સહેલી રીત એ છે કે સપાટીને કાગળ ઉપર મૂકી તેની આસપાસ શીસાપેનથી લીટીઓ દોરાવવી. આ પ્રમાણે કેટલીકવાર કર્યા પછી તે સપાટી કેટલેક દૂર મૂકી તે જોઇ તેના જેવી આકૃતિ કઢાવવી.

મી. વાઈસે સૂચવી છે તે રીતિ પ્રમાણે ભૂમિતિના કેટલાક વિચારો મનમાં આવ્યા પછી નજરે જોઈ આકૃતિઓ કઢાવવી અને તે ખરી છે કે ખોટી તે તપાસાવવું. આમ કર્યાથી ખરી આકૃતિ કાઢવાની ઉત્કંઠા બાળકના મનમાં ઉત્પન્ન થશે, અને એવી આકૃતિ કાઢતાં કેટલીક મુશ્કેલી પડેછે તે તેના સમજવામાં આવશે. મકાનમાં પાયા વગેરે કામો કરવામાં ચોકસ માપ લેવા માટે ભૂમિતિના મૂળતત્ત્વો ખોળી કાઢવામાં આવ્યાં હશે, એમ ભૂમિતિ શબ્દથી જણાય છે, માટે જે પગલે પગલે ભૂમિતિનાં તત્વોનો શોધ થયો તેજ પગલે બાળકના મનને ચલાવી આગળ દોરવું જોઇએ. અને રમકડાં બનાવવા તથા રંગ પૂરવા સારૂ ચિત્ર કાઢવા દેવાં જોઇએ. આમ કરવાથી તેને સમજાશે કે સાહિત્ય–ઓજાર–વગેરેની સહાયતા વગર માત્ર ઇંદ્રિયોનોજ ઉપયોગ કરવાથી ચોકસ આકૃતિ નીકળતી નથી અને વળી તેની જ્ઞાનેંદ્રિયો પણ કેળવાશે. આ પ્રમાણે કરી કાંઇક કુશળ થાય એટલે પછી તેને કમ્પાસ (કરકાટક) આપવો. માત્ર કમ્પાસની મદદથીજ કેટલાક દિવસ તેને કામ કરવા દેવું, કેમકે એથી વધારે મુશ્કેલ કામ કરવાને. યોગ્ય થતાં હજી કેટલોક કાળ જોઇએ, અને વળી બીજાં ઓજારોની પણ જરૂર છે તે તેને સમજાય. જ્ઞાનપ્રાપ્તિ છોકરાંને મનોરંજક થઇ પડે તેવી કરવી હોય, અને હુન્નરને મદદરૂપ થઈ પડે માટે વિદ્યાની ખરી કીમત છે એમ સમજતા હોઇએ, તો ભૂમિતિના સાધનથી—

બાંધકામો કરવાનું જે સહેલું થઈ પડયું છે તેવાં કામો નાના પાયાપર બાળકને કરવા દેવાં. આમ બાળકને કરવા દેવું એમ સ્વાભાવિક વળણથી જણાયછે. કાગળનાં રમકડાં કાપી કાઢવાનું અને રમકડાં કરવાનું, અથવા નાનાં ઘર વગેરે બાંધવાનું બાળકને સ્વાભાવિક વળણ હોયછેજ અને તેની આકૃતિને ઉત્તેજન આપી ખરે રસ્તે ચઢાવીએ તો શાસ્ત્રીય વિચાર તેના મનમાં ઉતરી શકશે એટલુંજ નહિ, પણ તેની હસ્તક્રિયાની શક્તિ પણ વધશે.

આ પ્રમાણે અવલોકન કરવાની અને શોધ કરવાની બાળકની શક્તિ યોગ્ય રીતે કેળવાઇ એટલે અનુભવ ઉપરજ જે સિદ્ધાંતોનો આધાર છે તેવા સિદ્ધાંતો તેના મન આગળ મૂકવા, એટલે કે જાડા પૂંઠાના કાગળ કપાવી આકૃતિઓ તૈયાર કરાવવી. એમ કરવાથી આકૃતિઓ કાઢવામાં જોઇએ તેવા ત્રિકોણ ન થતાં નાના મોટા થાય. અગર તેમના ખૂણા મળે નહિ તો પછી ગોળ પહેલા કાઢીએ એવા ત્રિકોણ નિકળી શકે. અને તે સમજાવીએ તો તેને તે વાત બહુ અગત્યની જણાઈ આનંદ લાગશે. તે પછી લીટીને દુભાગવી, તે ઉપર લંબ દોરવો, ચોરસ કાઢવો, ખૂણો દુભાગવો, ઇત્યાદિ બાબતો તેની પાસે કરાવવી. અને થોડી ધીરજથી જો તે કામ કરશે તો આ પ્રશ્નોના ખુલાસા આપી શકશે. આ વાત સાંભળી જૂના વિચારના માણસોના મનમાં શક આવશે, પણ એમ કરવાથી બાળકને પુષ્કળ રસ લાગેછે એમ અમે પ્રત્યક્ષ પૂરાવો જોવાથી કહી શકીએ છીએ. આ પ્રમાણે જો ભૂમિતિ શીખવવામાં આવે તો તે વિષય હાલ જેટલો અકારો અને કઠણ લાગેછે તેવો લાગશે નહીં અને છોકરાઓની મનશક્તિ તીવ્ર થશે. પ્રોફેસર ટીન્ડેલે પોતાના એક ભાષણમાં નીચે પ્રમાણે જણાવ્યું છેઃ—

એક વખતે એક વર્ગમાં ગણિત શીખવવાનું કામ મારી પાસે આવ્યું, અને તેમાં મને એમ જણાયું કે ભૂમિતિનો વિષય જો છોકરાંના મનમાં ઉતરે એવી રીતે શીખવવામાં આવે તો તેમને બહુજ આનંદદાયક થઇ પડેછે. હું ચાલતી પદ્ધતિને અનુસરીને પાઠ આપતો નહોતો, પણ

નવા પ્રશ્નો કાઢી પોતાના આપબળથી તેનો ખુલાસો કરવાનું તેમને સોંપતો. આ નવી રીત કેટલીકવાર સૂધી છોકરાંને ગમી નહિ. અજાણ્યા લોકોમાં છોકરાને મૂક્યો હોય તો તે જેવો ગાભરો બાવરો થાયછે તેવું વિદ્યાર્થીઓને એથી થવા લાગ્યું. પણ તેમનો અણગમો લાંબી મુદ્દત સૂધી ટક્યો નહિ. જ્યારે છોકરો છેક નિરાશ થાય ત્યારે ન્યુટન અને બીરાબોની વાત કહી હું તેમને ઉત્તેજન આપતો. આ પ્રમાણે ઉત્તેજન મળવાથી વિદ્યાર્થી પાછો હસ્તે મોંઢે કામે વળગતો અને તે કામ ફરીથી કરી જોવાનો તેનો નિશ્ચય થતો. પછી જ્યારે તેને ખુલાસો જડે ત્યારે અત્યંત હર્ષથી તે બોલી ઊઠે કે "સાહેબ, પ્રશ્નનો ઉત્તર થયો!" આ પ્રમાણે જાગૃત થએલા આપબળનું ભાન ઘણું કીમતી છે અને એથી વર્ગમાં અભ્યાસ ઘણોજ ચાલ્યો. હું ચોપડીમાં આપેલા સિદ્ધાંતો અગર તેમને પસંદ પડે તેવા નવા સિદ્ધાંતો કરવાનું છોકરાંની મરજી ઉપર રાખતો અને છોકરાં પણ ઘણી ખુશીથી બહારના પ્રશ્નો કરવાને માગતા. મારી મદદની જરૂર પડે તો હું મદદ કરવા તૈયાર રહેતો, પણ મદદ કરવા જાઉં તો છોકરા ના કહે. બુદ્ધિની જીતનો સ્વાદ છોકરાઓએ ચાખ્યો અને તેવી જીતો મેળવવાની તેમને ઉત્કંઠા થઇ. આ કામમાં તેમને રસ લાગતો તેનાં દૃષ્ટાંત એજ કે એવી આકૃતિઓ રમતશાળામાં ભીંતો ઉપર અને લાકડાંપર કાઢેલી મારા જોવામાં ઘણી આવી. મારામાં મહા અનુભવી શિક્ષકો જેટલો અનુભવ નથી, પણ ભૂમિતિને કેળવણીનો વિષય ન કરતાં મેં તેને કેળવણીના એક સાધન તરીકે વાપરી, અને મારો પ્રયોગ સિદ્ધ થયો.

આવી ભૂમિતિ શીખવવાની રીત બીજા અભ્યાસના વિષયોની સાથે કેટલાંક વરસો સૂધી જારી રાખવી અને તે શીખવતાં પ્રત્યક્ષ આકૃતિઓનો ઉપયોગ કરી તેનાં મૂળતત્ત્વોને લાગુ પાડી બતાવવાથી વધારે ફાયદો થશે. ઘનાકૃતિ (ક્યુબ) અને અષ્ટસમાન્તરબાજુ ત્રિકોણાકૃતિ (ઓક્ટાહેડ્રોન) અને જૂદી જૂદી જાતની કોણાકૃતિ (પીરમીડ) અને ત્રિપાર્શ્વાકૃતિ (પ્રીઝમ) ગોઠવતાં આવડયા પછી દ્વાદશપંચકોણાકૃતિ (ડોડેકાહેડ્રોન) અને આઇકોસાહેડ્રોન જેવી વધારે ગુંચવણ ભરેલી અને જાડા કાગળનાં કડકા

શિક્ષણ આપવું જોઇએ. વળી મનુષ્ય મંડળીમાં જે ક્રમમાં સુધારો થયોછે તે ક્રમને અનુસરી કેળવણી આપવી જોઇએ. અને તે એવી રીતે આપવી જોઇએ કે બાળકની સ્વશક્તિનો પ્રાદુર્ભાવ ધીમે ધીમે થતો જાય, અને તેને શીખતાં આનંદ લાગે. વળી હાલ કેળવણી આપવાની રીતમાં જે જે સુધારા થયાછે તે આજ દિશામાં થયાછે. નવા સુધારા થવાથી વાતનું અંશતઃ ગ્રહણ કરવામાં આવ્યું છે તે વાતો પૂરેપૂરી સ્વીકારી તે પ્રમાણે અમલ કરવો એ અમારૂં કહેવું છે. અમે જે રીત પ્રમાણે ચાલવાનું કહીએ છીએ તે રીત પ્રમાણે કુદરતી શિક્ષણક્રમ અમે પૂરેપૂરો સ્વીકારીએ છીએ, અને તેમ કરવામાં આગળ જે ધોરણો કહ્યાં તે ધોરણોને અનુસરીએ છીએ. એટલુંજ નહિ, પણ બાળકનું ખીલતું મન જે જે સૂચનાઓ કરેછે તે અમે અમલમાં લાવી શકીએ છીએ. એ પ્રમાણે કેળવણી આપવાથી બાળકની સ્વાભાવિક ચપળતા છે તે વધેછે, અને કુદરતથી જે મન પુખ્ત થાયછે તેને સહાય મળેછે; તેથી કેળવણી કેમ આપવી તે બાબત અમે જે જે આગળ કહ્યુંછે તે કેળવણીની રીતને મળતું છે એમ કહેવાને પૂરતાં કારણો મળી આવશે.

બે મુખ્ય સામાન્ય નિયમો છે તે વિષે થોડુંક લખવું જરૂરનું જણાય છે.—(૧) બાલ્યાવસ્થામાં, યુવાવસ્થામાં અને પુખ્ત ઉમરે પહોંચ્યા પછી પણ સ્વશિક્ષણનો ક્રમ ચાલુ રાખવો જોઇએ; અને (૨) આ રીતિ પ્રમાણે ચાલવાથી મનને શ્રમ પડેછે તે આનંદદાયક લાગેછે. આત્મશાસ્ત્રના નિયમ પ્રમાણે પહેલું સહેલું અને પછી કઠણ, પહેલું અનિશ્ચિત અને પછી નિશ્ચિત, પહેલું પદાર્થવિષયક અને પછી ગુણવિષયક, એવો શિક્ષણનો ક્રમ છે, તો તે ક્રમ પ્રમાણે આપણે ચાલીએ છીએ કે નહિ તેની પરીક્ષા કરવાની બે કસોટીઓ છે. તે એ કે જ્ઞાન જાતેજ પ્રાપ્ત કરવું જોઇએ, અને તે પ્રાપ્ત કરતાં આનંદ લાગવો જોઇએ. કેળવણીનાં ધોરણ એવી રીતે ગોઠવેલાં હોય કે દરેક પગથિયું વિદ્યાર્થી પોતાની મેળે અગર થોડીક મદદથી ચઢી શકે, તો તેના મનની શક્તિઓ જે ક્રમમાં ખીલે છે તે ક્રમમાં ધોરણ ગોઠવવાં જોઇએ. અને જો આ પગથીઆં પ્રમાણે ચઢતાં બાળકને ખુશી પ્રાપ્ત થતી

હોય તો બેશક એમજ સમજાય કે એ ક્રમમાં અભ્યાસ કરતાં પોતાની શક્તિનોજ ઉપયોગ કરવો પડેછે અને બીજી મદદની જરૂર પડતી નથી.

મનની શક્તિનો પ્રાદુર્ભાવ થાય તેવી રીતે કેળવણી આપવાથી બીજા પણ ફાયદા છે. એ રીતથી છોકરાંને જે જ્ઞાન મળે, તેની છાપ સતેજ અને સ્થાયી રહેછે. જે જ્ઞાન છોકરો પોતાની મેળે મેળવેછે અગર જે મનોયત્નનો ખુલાસો તે જાતેજ કરેછે તે તેના મનમાં સજડ ઠશી રહેછે. કામ પૂરૂં કરવા સારૂ થતી મનની ચપળતાથી, તથા તે સિદ્ધ કરવા સારૂ મનની એકાગ્રતા કરવી પડેછે તેથી, અને પોતે વિજયી થયો એટલે તેના મનમાં ઉત્સાહ થાયછે તેથી, તે વાત એવી રીતે તેના મનમાં ઉતરી જાયછે કે માત્ર ચોપડી વાંચવાથી અગર શિક્ષકનું કહેવું સાંભળવાથી તેવી ઠસતી નથી. કદાપિ વિદ્યાર્થીનો પ્રયત્ન નિષ્ફળ જાય તોપણ જાતે ખુલાસો કરવા સારૂ તેના મનને શ્રમ પડેલો હોયછે તેથી જ્યારે તે ખુલાસો તેને કહેવામાં આવે ત્યારે, તે તેના મનમાં સજજડ ઠશી રહેછે. વળી આમ કરવાથી જ્ઞાન તેના મનમાં ગોઠવાતું જાયછે. આજ જે શીખ્યો હોય તે ઉપરથી નવા મનોયત્ન આવતી કાલે તે શીખેછે. એમ કરવાથી જ્ઞાન એવી રીતે ગોઠવાઇ રહેછે કે વિચાર કરવામાં તે તેને બહુ ઉપયોગી થઇ પડેછે. આથી નીતિની કેળવણી મળે છે તે જૂદી. મુસ્કેલી આવી કે તે ઉપર ધસવું ધ્યાન એકાગ્ર કરવું, નિષ્ફળ થઇએ તોપણ ખંતથી મંડયા રહેવું, એ ગુણો ઉત્તરાવસ્થામાં ઘણા ઉપયોગી છે તે તેનામાં આવેછે. આ પ્રમાણે કેળવણી આપવી શક્ય છે એમ અમે ખાત્રીથી કહીએ છીએ, અને હાલના મહાન્ શિક્ષકોનું વલણ પણ આ દિશા તરફ છે એમ તેમનાં લખાણો અગર કથન ઉપરથી સાફ જણાઇ આવેછે. તેમજ કેળવણી ખરી રીતે આપીએ છીએ કે તેથી ઉલટી રીતે, તેની બીજી કસોટી એટલે કે તે લેતાં છોકરાના મનની ચપળતા તેમને સુખદાયક થઇ પડેછે કે નહિ તે પણ તેવીજ ઉપયોગી છે. આ પ્રમાણે ચાલવાથી સ્વાભાવિક રીતે મનની શક્તિ જે ક્રમમાં પ્રગટ થાયછે તે ક્રમને ન અટકાવતાં ઉલટા બીજા કેટલાક અગત્યના લાભ મળેછે. યુવાવસ્થામાં સુખ મળે એ બહુ અગત્યનું

છે. પણ આ બાબતનો વિચાર ન કરતાં અમે એટલુંજ કહીએ છીએ કે બેદીલી અગર કંટાળાથી મન શિક્ષણ ગ્રહણ કરવાને તત્પર થતું નથી, પણ જો ભણવામાં છોકરાંને આનંદ લાગે તો મનની ચપળતા બહુ ઉત્તમ પ્રતિની થાયછે. એ વાત તો ઊઘાડીજ છે કે જે વાત સાંભળવામાં, વાંચવામાં અગર જોવામાં રસ લાગતો ન હોય તે વાતનું બરોબર સ્મરણ રહેતું નથી. જો રસ પડતો હોય તો તે વાતનું ગ્રહણ કરવામાં મનશક્તિ જાગૃત થઇ ગુંથાયછે. અને જેમાં રસ ન પડતો હોય તે વાત શીખતાં મનશક્તિ જાગૃત ન થતાં સ્વસ્થ રહેછે, અને બીજા વધારે રસિક વિષયો તરફ લક્ષ હોય છે જેથી કરીને રસિક વાત હોય તેની છાપ મન ઉપર દૃઢ બેસેછે અને નિરસ વાત મનમાં ઠસતી નથી. વળી કોઈ પણ વિષય શીખતાં વિદ્યાર્થીના મનમાં બેદરકારી ઉત્પન્ન થાય તો તેનાં છેવટ પરિણામ બહુ માઠાં થાયછે, તે વાત પણ ધ્યાનમાં રાખવી જોઇએ. બેદરકારીથી તેનું ધ્યાન વ્યગ્ર થવા માંડેછે, અને પછી અણગમતી બાબત ઉપર પોતાના મનની એકાગ્રતા કરતાં તેને મુશ્કેલી નડેછે. આથી જણાયછે કે કોઇ પણ જાતનું શિક્ષણ કેવા પ્રકારનું છે તેનો આધાર વિદ્યાર્થીઓને તે વિષયનું અધ્યયન કરતાં કેટલો સંતોષ થાયછે તેના ઉપર છે.

વળી નિત્યના પાઠથી મનને સુખ દુઃખ થાય તે ઉપર ઘણા નીતિ સંબંધી પરિણામોનો આધાર છે. રસિક વિષયો શીખી જે છોકરો સુખી થતો હોય તેનો, અને કંટાળા ભરેલા વિષયો શીખવા પડ્યાથી તે ભણવાનું પોતાનામાં સામર્થ્ય ન હોય તેથી ગુરૂની ધમકી, હર્ષરહિત મુદ્રા, અને શિક્ષાથી પીડાતો બીજો છોકરો હોય તેનો મુકાબલો કરશો તો જણાશે કે પહેલાનો સ્વભાવ સારો થતો જાયછે અને બીજાનો બગડતો જાયછે. કોઇપણ કામમાં વિજયી અથવા નિષ્ફળ થઇએ તેની મન ઉપર કેવી અસર થાયછે તેનો અને મનનો શરીર ઉપર કેટલો બધો અધિકાર છે તેનો વિચાર કરવાથી જણાશે કે રસિક વિષયોનો અભ્યાસ કરવાથી સ્વભાવ અને તનદુરસ્તી ઉપર કેવી સારી અસર થાયછે અને અરસિક વિષયોનો અભ્યાસ કરવાથી મનમાં ઉદાશીનતા, બીકણપણું અને શરીર પ્રકૃતિમાં હમેશનો બીગાડ

હોય તો બેશક એમજ સમજાય કે એ ક્રમમાં અભ્યાસ કરતાં પોતાની શક્તિનોજ ઉપયોગ કરવો પડેછે અને બીજી મદદની જરૂર પડતી નથી.

મનની શક્તિનો પ્રાદુર્ભાવ થાય તેવી રીતે કેળવણી આપવાથી બીજા પણ ફાયદા છે. એ રીતથી છોકરાંને જે જ્ઞાન મળે, તેની છાપ સતેજ અને સ્થાયી રહેછે. જે જ્ઞાન છોકરો પોતાની મેળે મેળવેછે અગર જે મનોયત્નનો ખુલાસો તે જાતેજ કરેછે તે તેના મનમાં સજડ ઠસી રહેછે. કામ પૂરૂં કરવા સારૂ થતી મનની ચપળતાથી, તથા તે સિદ્ધ કરવા સારૂ મનની એકાગ્રતા કરવી પડેછે તેથી, અને પોતે વિજયી થયો એટલે તેના મનમાં ઉત્સાહ થાયછે તેથી, તે વાત એવી રીતે તેના મનમાં ઉતરી જાયછે કે માત્ર ચોપડી વાંચવાથી અગર શિક્ષકનું કહેવું સાંભળવાથી તેવી ઠસતી નથી. કદાપિ વિદ્યાર્થીનો પ્રયત્ન નિષ્ફળ જાય તોપણ જાતે ખુલાસો કરવા સારૂ તેના મનને શ્રમ પડેલો હોયછે તેથી જ્યારે તે ખુલાસો તેને કહેવામાં આવે ત્યારે, તે તેના મનમાં સજ્જડ ઠસી રહેછે. વળી આમ કરવાથી જ્ઞાન તેના મનમાં ગોઠવાતું જાયછે. આજ જે શીખ્યો હોય તે ઉપરથી નવા મનોયત્ન આવતી કાલે તે શીખેછે. એમ કરવાથી જ્ઞાન એવી રીતે ગોઠવાઇ રહેછે કે વિચાર કરવામાં તે તેને બહુ ઉપયોગી થઇ પડેછે. આથી નીતિની કેળવણી મળે છે તે જૂદી. મુશ્કેલી આવી કે તે ઉપર ઘસવું ધ્યાન એકાગ્ર કરવું, નિષ્ફળ થઇએ તોપણ ખંતથી મંડયા રહેવું, એ ગુણો ઉત્તરાવસ્થામાં ઘણા ઉપયોગી છે તે તેનામાં આવેછે. આ પ્રમાણે કેળવણી આપવી શક્ય છે એમ અમે ખાત્રીથી કહીએ છીએ, અને હાલના મહાન્ શિક્ષકોનું વલણ પણ આ દિશા તરફ છે એમ તેમનાં લખાણો અગર કથન ઉપરથી સાફ જણાઇ આવેછે. તેમજ કેળવણી ખરી રીતે આપીએ છીએ કે તેથી ઉલટી રીતે, તેની બીજી કસોટી એટલે કે તે લેતાં છોકરાના મનની ચપળતા તેમને સુખદાયક થઇ પડેછે કે નહિ તે પણ તેવીજ ઉપયોગી છે. આ પ્રમાણે ચાલવાથી સ્વાભાવિક રીતે મનની શક્તિ જે ક્રમમાં પ્રગટ થાયછે તે ક્રમને ન અટકાવતાં ઉલટા બીજા કેટલાક અગત્યના લાભ મળેછે. યુવાવસ્થામાં સુખ મળે એ બહુ અગત્યનું

છે. પણ આ બાબતનો વિચાર ન કરતાં અમે એટલુંજ કહીએ છીએ કે એદીલી અગર કંટાળાથી મન શિક્ષણ ગ્રહણ કરવાને તત્પર થતું નથી, પણ જો ભણવામાં છોકરાંને આનંદ લાગે તો મનની ચપળતા બહુ ઉત્તમ પ્રતિની થાયછે. એ વાત તો ઊઘાડીજ છે કે જે વાત સાંભળવામાં, વાંચવામાં અગર જોવામાં રસ લાગતો ન હોય તે વાતનું બરોબર સ્મરણ રહેતું નથી. જો રસ પડતો હોય તો તે વાતનું ગ્રહણ કરવામાં મનશક્તિ જાગૃત થઇ ગુંથાયછે. અને જેમાં રસ ન પડતો હોય તે વાત શીખતાં મનશક્તિ જાગૃત ન થતાં સ્વસ્થ રહેછે, અને બીજા વધારે રસિક વિષયો તરફ લક્ષ હોય છે જેથી કરીને રસિક વાત હોય તેની છાપ મન ઉપર દૃઢ બેસેછે અને નિરસ વાત મનમાં ઠસતી નથી. વળી કોઈ પણ વિષય શીખતાં વિદ્યાર્થીના મનમાં બેદરકારી ઉત્પન્ન થાય તો તેનાં છેવટ પરિણામ બહુ માઠાં થાયછે, તે વાત પણ ધ્યાનમાં રાખવી જોઇએ. બેદરકારીથી તેનું ધ્યાન વ્યગ્ર થવા માંડેછે, અને પછી અણગમતી બાબત ઉપર પોતાના મનની એકાગ્રતા કરતાં તેને મુસ્કેલી નડેછે. આથી જણાયછે કે કોઇ પણ જાતનું શિક્ષણ કેવા પ્રકારનું છે તેનો આધાર વિદ્યાર્થીઓને તે વિષયનું અધ્યયન કરતાં કેટલો સંતોષ થાયછે તેના ઉપર છે.

વળી નિત્યના પાઠથી મનને સુખ દુઃખ થાય તે ઉપર ઘણા નીતિ સંબંધી પરિણામોનો આધાર છે. રસિક વિષયો શીખી જે છોકરો સુખી થતો હોય તેનો, અને કંટાળા ભરેલા વિષયો શીખવા પડ્યાથી તે ભણવાનું પોતાનામાં સામર્થ્ય ન હોય તેથી ગુરૂની ધમકી, હર્ષરહિત મુદ્રા, અને શિક્ષાથી પીડાતો બીજો છોકરો હોય તેનો મુકાબલો કરશો તો જણાશે કે પહેલાનો સ્વભાવ સારો થતો જાયછે અને બીજાનો બગડતો જાયછે. કોઇપણ કામમાં વિજયી અથવા નિષ્ફળ થઈએ તેની મન ઉપર કેવી અસર થાયછે તેનો અને મનનો શરીર ઉપર કેટલો બધો અધિકાર છે તેનો વિચાર કરવાથી જણાશે કે રસિક વિષયોનો અભ્યાસ કરવાથી સ્વભાવ અને તનદુરસ્તી ઉપર કેવી સારી અસર થાયછે અને અરસિક વિષયોનો અભ્યાસ કરવાથી મનમાં ઉદાશીનતા, બીકણપણું અને શરીર પ્રકૃતિમાં હમેશનો બીગાડ

## પ્રકરણ ૩ જું.

### નીતિની કેળવણી.

કેળવણીનાં ધોરણોમાં એક મોટી ખામી છે, તેનો તો આપણે બિલકુલ વિચારજ કરતા નથી. શીખવવાના વિષયો પસંદ કરવામાં અને શીખવવાની પદ્ધતિમાં પુષ્કળ ફેરફાર અને સુધારો કરવામાં આવ્યો છે, અને હજુ પણ થતો જાયછે, પરંતુ જે વિષય ખરેખરો જરૂરનો છે તેની તો આવશ્યકતા પણ આપણા સમજવામાં આવી નથી. બાળકોને કેળવણી આપવાનો માબાપનો અને શિક્ષકોનો મુખ્ય હેતુ એ છે કે તેઓ પાછળથી સંસારનાં કર્તવ્ય કર્મ કરવાને યોગ્ય થાય. જે બાબતો શીખવવામાં આવતી હોય તે અને તે બાબતો શીખવવાની ઢબ સારી છે કે નરસી તેનો વિચાર કરતાં ઉપરનો હેતુ કેટલે દરજે પાર પડેછે તે ઉપર લક્ષ રાખવામાં આવેછે. માત્ર પ્રાચીન ભાષાઓજ ન શીખવતાં અર્વાચીન ભાષાઓનું જ્ઞાન પણ બાળકને આપવું જોઇએ; તેનું કારણ પણ એજ કહેવામાં આવેછે કે ચાલુ ભાષાઓનું જ્ઞાન બાળકને આપવાથી સંસારમાં તે પોતાનાં કર્ત્તવ્ય બજાવવાને વધારે યોગ્ય થશે. વિદ્યાનું જ્ઞાન વધારે આપવાનું કારણ પણ તેજ કહેવામાં આવેછે. સ્ત્રી પુરૂષને સંસાર કેમ ચલાવવો એ બાબતનું કાંઇક જ્ઞાન આપવામાં આવેછે. પણ માબાપ તરીકે તેમને શું કરવાનું છે તેતો કાંઇ બતાવવામાં આવતુંજ નથી. ઉપજીવિકા મેળવવાને સારૂ અથાગ શ્રમ લઇ બાળકોને તૈયાર કરવાની જરૂર છે એમ લોકોને લાગેછે. પણ પોતાના બાળકોને ઉછેરી મોટાં કરવા સારૂ કાંઇ પણ જાતની માહિતી મળવાની જરૂર છે એમ તેમને લાગતું નથી. ગૃહસ્થને ઘટે એટલી વિદ્યા સંપાદન કરવામાં આ દેશના તેમજ બીજા દેશના લોકો પુષ્કળ વર્ષ સુધી શ્રમ કરેછે, અને હાલ કેટલાક દેશોમાં છોકરીઓ પણ ઊંચી જાતનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં ઘણાં વર્ષો કાઢે છે; પરંતુ ઘર કેમ ચલાવવું ઇત્યાદી મોટી જવાબદારીની બાબતને સારૂ કોઇ પણ જાતની તૈ-

ચારી કારવામાં આવતી નથી. લોકો શું એમજ સમજેછે કે આ જવાબદારી આપણે માથે આવી પડવાનો સંભવ ઘણોજ થોડો છે? ખરેખરૂં જોતાં એ સંભવ થોડો છે તેમ નથી, પરંતુ તેથી ઉલટું સોમાંથી નવાણું જણાને માથે એ જવાબદારી આવી પડવાની છે. લોકો શું એમ સમજેછે કે આ ફરજ અદા કરવી એ સહેલું છે? ના, તેમ પણ નથી. સર્વથી કઠણ કામ એ છે. કોઇપણ છોકરો અથવા છોકરી માબાપ તરીકે પોતાની ફરજો પૂરી પાડવાને સ્વશિક્ષણથી યોગ્ય થઇ શકે તેમ છે? ના, તેમ પણ નથી. આ બાબતનું શિક્ષણ આપવાની જરૂર છે એમ લોકોના ખ્યાલમાં આવ્યું નથી એટલુંજ નહિ, પણ આ બાબત એવી કઠણ છે કે તેમાં સ્વશિક્ષણથી વધારે લાભ સાધ્ય થાય તેવું નથી. "કેળવણી કેમ આપવી" આ વિષય આપણી શાળામાં ચાલતાં ધોરણોમાં દાખલ ન કરવાનું કાંઇ પણ વાજબી કારણ બતાવી શકાય તેમ નથી. બચ્ચાંઓને શારીરિક, માનસિક, અને નીતિનું જ્ઞાન યોગ્ય રીતે કેમ આપવું એ માહિતી ઘણીજ અગત્યની છે એમ અમે કબુલ કરીએ છીએ તેનાં બે કારણો છે; એક તો માબાપની જાતનું સુખ તેના ઉપર આધાર રાખેછે, અને બીજું એકે તેમનાં છોકરાં અને દૂરવંશજોના ખાસ ગુણો અને જીંદગી ઉપર તેની અસર થાયછે. દરેક સ્ત્રી અને પુરૂષને જે જે કેળવણી આપવામાં આવેછે તેમાં છેવટનો આ વિષય હોવો જોઇએ. સંતતિ ઉત્પાદન કરવાની શક્તિ આવી એટલી શારીરિક પુખ્તતા આવી એમ સમજાયછે. તેમજ જન્મેલાં બાળકોને ઉછેરવાની શક્તિ આવી એટલે એ માનસિક પુખ્તતા પ્રાપ્ત થઈ એનું ચિન્હ છે. જેમાં બધા વિષયોનો સમાવેશ થાયછે, અને તેથી જે વિષય કેળવણીના ક્રમમાં મુખ્ય વિષય ગણવો જોઇએ તે વિષય કયો? તો 'કેળવણી આપવાની કલ્પના અને પ્રયોગ' એજ છે.

આ વિષયનું શિક્ષણ નથી મળતું તેથી છોકરાંઓને કેમ ઉછેરવાં અને તેમને નીતિજ્ઞાન કેમ બતાવવું એ બાબતોમાં ઘણી ખેદકારક ખામીઓ રહેછે. આ બાબતનો માબાપ વિચારજ કરતાં નથી; અને કદાપિ તેઓ વિચાર કરે તો તેમણે કાઢેલાં અનુમાનો અપક્વ અને પરસ્પર

વિરૂદ્ધ હોયછે. ઘણુંકરીને છોકરાંઓની સાથે જે વર્તણુંક ચલાવવામાં આવેછે તે અમુક ક્ષણે આવેશમાં જેવી સુઝી આવે તેવી હોયછે અને મુખ્યત્વે કરીને મા તો ક્ષણ ક્ષણના આવેશને અનુસરીને બચ્ચા સાથે વર્તેછે. હિંદુસ્તાનમાં તો છોકરાં પ્રત્યે બાપની વર્તણુંક પણ ઘણે દરજ્જે આવેશનેજ અનુસરતી હોયછે. અમુક રીતે બાળકો સાથે વર્તવાથી ફાયદો થશે તે રીત વિચારપૂર્વક તેમણે નિર્માણ કરી હોય તેમ તો હોતુંજ નથી; પણ દરેક વખતે માબાપની પોતાની સારી કિંવા નરસી મનોવૃત્તિ અગર મનના આવેશ પ્રમાણેજ બાળકની સાથે તેઓ વર્તછે. અને જેમ મનોવૃત્તિમાં ફેરફાર થતો જાય તેમ માબાપની વર્તણુંક પણ બદલાતી જાયછે; એટલે કોઇ વખત માનો મિજાજ ગયો હોય અને બાળકે તેને અણગમતું કાંઇ કામ કર્યું તો તેને મારવા લેશે, અને જો તે ખુશીમાં હોય અને તેજ કૃત્ય બાળકે ફરીથી કર્યું તો બચ્ચાં છે, છોકરાં શું સમજે, એમ ગણી, અગર પોતાનું છોકરૂં ભરતી કરવામાં અથવા અમસ્થુ બોલવામાં કેવી ચપળતા અને હોશિયારી દેખાડે છે એમ ધારી ખુશી થશે અને તેને ઠપકો ન દેતાં ઉલટાં લાડ લડાવશે. મનોવિકાર પ્રમાણે વર્તણુંક માબાપ બાળકો સાથે ચલાવેછે. અથવા તો બાળકને કેમ ઉછેરવાં, તેમની સાથે કેમ વર્તવું, તે રીત અથવા તે સંબંધી કોઇ ચાલતા મત તેમના જાણવામાં આવ્યા હોય તો તે પરાપૂર્વથી ચાલતા આવેલા તેજ હોય છે; તેને અનુસરીને, અથવા નાનપણમાં તેમને જે વિત્યું હોય અગર તેમની જેવી બરદાસ થઇ હોય તેનું સ્મરણ રહી જે તેમને સુઝી આવે તે પ્રમાણે અગર ઘરડી ડોશીઓ અને ચાકરડીઓ પાસેથી શીખી લીધેલું હોય તે પ્રમાણે માબાપ બાળકને ઉછેરતાં તેમની સાથે વર્તેછે. આવી રીત અને આવા મતો અજ્ઞાનપણાના સમયમાં ચોક્ક્ કાઢેલાં તેજ હોયછે. પોતે અધિકાર કેમ ચલાવવો તે બાબતોમાં લોકોના અભિપ્રાય અને વ્યવહારમાં તેમનું અનુકરણ એ એટલાં બધાં અવ્યવસ્થિત અને ગોટાળા ભરેલાં છે કે તે વિષે "રીચર" નીચે પ્રમાણે જણાવેછે.

"સાધારણ બુદ્ધિના માણસો પોતાનાં છોકરાંઓને જે જૂદી જૂદી

જાતની આજ્ઞાઓ ઘડીએ ઘડીએ આપેછે તેનો સાર શોધીએ તો તે આ નીકળશેઃ—પહેલાં શુદ્ધ નીતિ બાળકને શીખવવી; પછી બીજી વાર મિશ્ર નીતિ એટલે બાળક પોતાનો લાભ શોધી શકે તેવી તેને બતાવવી. વળી પાછું એમ કહેવું કે તારો બાપ શું શું કરેછે તે તું જોતો નથી? બાપને પગલે પગલે ચાલ. તે પ્રમાણે બાળક વર્તવા માંડે એટલે કહેવું કે અમુક કામ તો પુખ્ત ઉમરે આવેલાનેજ ઘટે, તું હજી બાળક છે માટે તારે એમ ન કરવું. પાંચમો હુકમ એમ થશે કે દુનિયામાં ઊંચે દરજ્જે ચઢી નામ કાઢવું જોઇએ. તેથી ઉલટી આજ્ઞા એમ આપેછે કે સંસારિક ઉન્નતિથી માણસની ખરી કીમત ઠરતી નથી પણ પારલૌકિક ઉન્નતિ થાય તેવાં કૃત્ય કરવાં જોઇએ માટે તારા ઉપર અન્યાય ગુજરે તોપણ તે મનમાં ન લાવતાં બીજા ઉપર સમભાવ રાખ. પણ પછી તેથી વિરૂદ્ધ આજ્ઞા ફરમાવવામાં આવેછે, તે એ કે કોઇ તારા ઉપર હાથ નાખે તો શુરાતનથી અને હીંમતથી તારો બચાવ કર. એક વાર એમ કહેછે કે ગરબડ કરીશ નહિ અને બીજી વાર એમ ફરમાવેછે કે છોકરાઓએ આગ મોં બંધ કરી બેશી રહેવું નહિ જોઇએ. વળી માબાપની આજ્ઞાતમાં રહેવું એવો એક હુકમ, અને તેથી ઉલટો હુકમ એમ થાયછે કે તું તારી મેળે બધું સંસાર વ્યવહારિક જ્ઞાન પ્રાપ્ત કરી લે. આવી રીતે ઘડીએ ઘડીએ પોતાની આજ્ઞાઓ બદલાતી અને એકતરફી તેમજ ઘણી મુદત સુધી ટકે નહિ એવી હોયછે. આ વાત છોકરાંને નજરે પડવા દેતા નથી. બાપની જ્યારે આવી સ્થિતિ ત્યારે માની તો કહેવાનીજ શી. નાટકની રંગભૂમિ ઉપર વિદુષક આવી ઊભો રહ્યો અને તેને પૂછ્યું કે તારી બગલમાં શાનાં પોટલાં છે। ત્યારે તેણે ઉત્તર આપ્યો કે એક બગલમાં હુકમોનું પોટલું છે અને બીજા હાથમાં રદ હુકમોનું પોટલું છે. એવા વિદુષકની ઉપમા પણ તેને અપાય તેમ નથી. તેને (માને) તો હજાર હાથવાળો રાક્ષસ કે જેની દરેક બગલમાં પરસ્પર વિરૂદ્ધ હુકમોનું પોટલું હોય તેની ઉપમા આપવી જોઇએ, કેમકે તેની આજ્ઞાઓમાં તો કાંઇ પણ સંબંધ અથવા પ્રમાણ અથવા સ્થાયીપણું હોતું જ નથી.'

આવી સ્થિતિ એકદમ બદલાય તેમ નથી; તેમાં ફેરફાર થતાં તો પુષ્કળ વર્ષો જોઇએ. રાજકીય બંધારણ જેમ કાળે કરી પુખ્ત થાયછે તેમ કેળવણી આપવાની રીત પણ વખતે વખતે પુખ્તતા પામતી જાયછે, અને થોડી મુદતમાં તેમાં જાણવા જોગ વૃદ્ધિ થતીજ નથી. સુધારો ગમે તેટલો ધીમો હોય તોપણ તેવો સુધારો થવા સારૂ કાંઇ પણ સાધન હોવાં જોઇએ અને તે સાધનોમાંનું એક સાધન ચર્ચા છે.

અમારો એમ મત નથી કે બધાં છોકરાં સારાંજ જન્મેછે; તથા એમ પણ અમે નથી માનતા કે સારી રીતે તેમને ઉછેરવામાં આવ્યાં હોય તો જેવાં જોઇએ તેવાં તે નીવડે. અમારૂં એમ માનવું છે કે સારી સંભાળથી આપણી પ્રકૃતિની અપૂર્ણતાઓ ઓછી થાય, પણ તેમનો નિર્મૂળ નાશ થવાનોજ નથી. પરંતુ જે લોકો આવી મોટી ઉમેદ રાખેછે તેમના ઉપર અમારો ભાવ છે. અમે તેમનો અનાદર મનમાં આણતા નથી, કારણ કે કોઇ પણ બાબતનો ઉત્સાહી આગ્રહ ધર્માંધ લોકોની ઝનુન જેવો ભારે થઇ પડે તોપણ તે ગતિ આપનારૂં એક બળ છે એમ અમારો મત છે, અને તે બળ જરૂરનું છે એમાં પણ કાંઇ સંશય નથી. જે સુધારા દાખલ કરવા માટે પોતે મોટો ઝગડો મચાવ્યોછે તે ખરેખરો જરૂરનોજ છે એમ જો કોઇ ઉત્સાહી મુત્સદી માનતો ન હોય તો પોતે જે અગવડો વેઠેછે અને શ્રમ કરેછે તે અગવડો વેઠે નહિ અને તેટલો પરિશ્રમ પણ ન કરે. દારૂ પી છાકટા થવું એ દરેક સંસારિક દુઃખનું મૂળ છે એમ જો મદિરાપાન પરિત્યાગીની ખરેખરી ખાત્રી ન થઇ હોય, તો તે મધપાન વિરૂદ્ધ આટલા જુસ્સાથી યુદ્ધ મચાવેજ નહિ. જેમ બીજી બાબતોમાં શ્રમવિભાગથી મોટું ફળ નીપજેછે તેમ લોકહિત કરવાના યત્નમાં પણ જો કામની વહેંચણ થાય તો સારૂં પરિણામ નીપજે. અને આ પ્રમાણે શ્રમ વિભાગ થાય તેટલા માટે લોકહિત કરનાર જે જૂદા જૂદા માણસો હોયછે તેમના મનમાં પોતેજ કરેછે તે સારૂં છે એમ સંપૂર્ણ વિશ્વાસ હોવોજ જોઇએ. તેથીજ જે લોકો એમ માનેછે કે સંસારમાં જે અનર્થ છે તેનું જડમૂળ કાઢનાર ઔષધ તો માત્ર માનસિક અને નીતિનીજ

કેળવણી છે. તે લોકોની આ એકતરફી હદ ઉપરાંતની અપેક્ષા નિરૂપયોગી છે એમ અમે માનતા નથી. અને કોઇપણ બાબતમાં તેમના મનના ખરાપણા વિષે જે પોતાનો પૂર્ણ વિશ્વાસ છે તે કોઇ પણ પ્રકારે જતો નથી એ ઠીકજ છે. નીતિશિક્ષણની કોઇ પણ એવી રીત શોધી કાઢવામાં આવે કે તેથી આપણે ધારીએ તેવાં છેકરાં નીવડી શકે. અને એ રીતનાં મૂખ્ય સિદ્ધાંતો માબાપને બતાવવામાં આવ્યા હોય તોપણ આપણો ધારેલો હેતુ સિદ્ધ થવાનો સંભવ થોડો છે. કેમકે એવી રીત સમજી તે વલણ પ્રમાણે અમલ કર્યો હોય તો પુખ્ત ઉમરે આવેલાં માણસોમાં કેટલીક બુદ્ધિ, ભલાપણું અને આત્મા સંયમ એ શક્તિઓ હોવી જોઇએ. ખાસ ગુણો કોઇનામાં પણ નથી. ઘરમાં છોકરાંઓની સંભાળ રાખી તેમને શી રીતે ઉછેરવાં તે બાબતની જે લોકો ચર્ચા કરેછે તેમની એક મોટી ભૂલ એ છે કે તેઓ બધો વાંક છોકરાંઓનોજ છે અને માબાપનો તો બિલકુલ વાંક નથી એમ માની લેછે. કુટુંબરાજ્ય અને દેશરાજ્યની બાબતમાં લોકો એમ સહજ માની બેસેછે કે અધિકારીઓ બધા સદ્ગુણી, અને દુર્ગુણ અથવા ખોડો માત્ર આધિન રહેનારાઓમાંજ છે. પરંતુ જે લોકોની સાથે આપણે કામકાજ પડેછે, સંસારમાં જે લોકોની સાથે આપણો સમાગમ થાયછે, તે લોકો કાંઇ પણ ખામી વગરના પરિપૂર્ણ છે એમ આપણા અનુભવ ઉપરથી જણાતું નથી. રોજ એક બીજાની નિંદા સાંભળીએ છીએ, મિત્રોમાં માંહોમાંહે કજીઆ ટંટા થતા જોઇએ છીએ; દેવાળુ કાઢનારાઓનાં પોગળ અને લબાડીઓ પ્રસિદ્ધ થાયછે, ત્યારે કોર્ટોમાં ચાલતા ખટલાઓ, અને પોલીસ અમલદારોના રીપોર્ટો જોઇએ છીએ ત્યારે લોકોની સ્વાર્થબુદ્ધિ, અપ્રમાણિકપણું અને પશુત્વ આપણી નજરે વારંવાર આવ્યા વગર રહેતાં નથી. આમ છતાં પણ જ્યારે બાળકને કેમ ઉછેરવાં અને તેમને કેમ સંભાળવાં તેની ચર્ચા કરીએ છીએ અને તેમની ખોડખાંપણ ગણવા માંડીએ છીએ ત્યારે આવા દોષિત માણસો પોતનાં બાળકોની સાથે વર્તવામાં કેવળ નિર્દોષી છે, એમ માની બેસીએ છીએ. પણ આ સ્થિતિ ખરી નથી, કારણકે કુટુંબમાં કાંઇ અવ્યવસ્થા થાયછે ત્યારે છોકરાંઓની હઠીલાઇથી આવું

થયું એમ કહી આપણે ચૂપ બેસી રહેતા નથી પણ ઉલટા માબાપની ગેરવર્તણુંક સારૂ આપણે તેમને ઠપકો દીધા વિના રહેતાજ નથી. એટલે આપણે છોકરાંઓનો તેમજ માબાપનો દોષ કાઢીએ છીએ માટે કુટુંબ-રાજ્યની ચર્ચા કરતાં એકલાં છોકરાં ઉપર દોષ મૂકવો તે બરાબર નથી. વ્યવહારમાં વખત આવેછે ત્યારે માબાપનો અને છોકરાંઓ એ બેઉનો દોષ કાઢીએ છીએ. તેથી તે વિષયની ચર્ચા કરતાં માબાપની પણ ખામી છે એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ. અમારૂં આ કહેવું સામાન્ય રીતે બધાં માબાપને લાગુ પડે તેવું છે તેમ નથી. કેટલાંક માબાપો આત્મસંયમી અને ભાવિક પણ હોય છે, પણ અમારૂં કહેવું સામાન્ય રીતે ઘણા લોકોને લાગુ પડે તેવું છે. બચ્ચું ધાવે નહિ માટે બે હાથમાં લઇ તેના પર ચીડાઇ જઇ તને ઢંઢોળી નાંખે છે તેવી માતા નીતિનું જ્ઞાન બચ્ચાંને શું આપવાની હતી ? બારણા વચ્ચે છોકરાની આંગળી ચગદાયાથી તે બુમ પાડી ઊઠે ને રડવા માંડે ત્યારે આંગળી બહાર ન કાઢતાં જે માબાપ છો-કરાને મારવા મંડી પડે તેમનામાં ન્યાયબુદ્ધિનો કેટલો અંશ આપણે કલ્પી શકીએ ? અથવા રસ્તામાં પડી જવાથી છોકરાનો હાથ પગ ભાગે અગર ઉતરી જાય તો તેનું ઓસડવેસડ કરવાને બદલે ઘેર જતાંજ તેની પૂજા કરે, તેવાં માબાપ છોકરાંને સારી કેળવણી આપશે તેની શી આશા ? આવાં માબાપો ઘણાં છે. આવા દાખલા કવચિતજ બને છે એ વાત શું ખરી છે ? આપણા દેશમાં તો ઘણીવાર આવું જોવામાં આવે છે અને વાંચનારને પણ એવા પ્રસંગ આવ્યા હશે. આવી સ્થિતિમાં બાળક છતાં માબાપની વર્તણુકથી તેને ત્રાસ પણ છૂટયો હશે. પશુઓમાં દુઃખથી પીડાતાં અને નબળાં હોય તેનો નાશ કરવાની સ્વાભાવિક પ્રેરણા હોય છે, તેનો અંશ હજી મનુષ્ય સ્વભાવમાં રહેલો આ ઉપરથી જણાય છે. આપણા જાણવામાં આવ્યું હશે કે વાંદરૂં માંદુ પડયું તો બીજાં વાંદરાં તેનો નાશ કરે છે. તેમજ કાગડા વિષેની પણ તેવીજ વાત જાણવામાં છે. હલકાં પ્રાણીઓમાં આ પ્રેરણા જણાય છે તેનો અંશ મનુષ્ય પ્રાણીમાં રહી ગયો તો નહિ હોય! આવાં દષ્ટાંતોથી ઘરમાંની દરરોજની વર્તણુંક

અને માબાપની મનોવૃત્તિ કેવી છે તે જણાઇ આવે છે. શરીરના વિકારથી પીડા પામતું છોકરૂં ચીડાય ત્યારે માએ અથવા બાપે થડ દઇને તમાચો લગાવી દીધેલો એવું કોના જોવામાં નથી આવ્યું ? છોકરૂં પડી જાય ત્યારે ક્રોધના આવેશમાં એક હાથે ટાંગાટોળી કરી ઊચકી લેછે અને તે ઉપરાંત મારા પીટયા, રડયા, નખોદીઆ ઇત્યાદિક ગાળોની વૃષ્ટિ તેમના ઉપર કરે છે, તે ઉપરથી શું માનો ચીડીઓ સ્વભાવ અને તેને લીધે બાળકની અને તેની વચ્ચે અસંખ્ય કજીઆ થવાનો સંભવ નથી જણાતો ? કઠોર સ્વરથી મોટા ઘાંટા કાઢી બાપ છોકરાંને છાનાંમાનાં બેશી રહેવાનું ફરમાવે છે, તે ઉપરથી છોકરાં ઉપર તેનો સમભાવ કમી છે એ શું નથી જણાઇ આવતું ? છોકરાંની વૃત્તિઓ ઘડીએ ઘડીએ દબાવી દેવામાં આવે છે, તેથી શું છોકરાં ઉપર સમભાવિકપણાની ખામી જણાતી નથી ? છાનોમાનો બેશી રહે, એવી આજ્ઞા પળાવવાથી ચપળ છોકરાના જ્ઞાનતંતુઓ ઉપર માઠી અસર થાય છે. તેમજ આગગાડીમાં બેસી મુસાફરી કરતી વખત બારીએ જોવાની છોકરાંઓને સ્વાભાવિક ઇચ્છા થાય છે તે પ્રમાણે બારીએ ઊભાં રહેવા ન દીધાથી તેમને પણું માઠું લાગે છે અને તે બિચારાંની ખરેખરી મજા જાય છે. આવી રીતે ઉમંગ દાબી દેવામાં આવે છે તે ઉપરથી છોકરાંની વૃત્તિ ઉપર માબાપનો સમભાવ નથી એ શું જણાઇ આવતું નથી ? ખરી વાત તો એ છે કે બાળકને નીતિનું જ્ઞાન આપતાં અડચણો પડે છે તેનાં કારણનું મૂળ માબાપ અને છોકરાંજ છે. પૂર્વજોના ગુણ અને ખાસીયતો વંશજોમાં આવે છે એ નિયમ ખરો છે એમ સૃષ્ટપદાર્થવિજ્ઞાનીઓનો મત છે. અને આપણામાં ચાલતી કહેવતો જેવી "બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા" ઇત્યાદિ ઉપરથી તો આ નિયમનું ખરાપણું આપણે માન્ય કરીએ છીએ. જો આ નિયમનું સત્ય આપણે સ્વીકારીએ તો છોકરાંની ખોડ ખામીઓ માબાપની ખોડ ખામીઓનું પ્રતિબિંબ છે. અને છોકરાંઓના દુર્વિકારો માબાપ વશ કરે, તે પહેલાં તેમના મનમાં તે દુર્વિકારો છે, તેમનું દામન પ્રથમ કરવું જોઇએ. માટે બાળનિયમનની યોજી કાઢેલી કોઇપણ રીતનો અમલ થઈ શકનો એ

છે, કેમકે માબાપ જોઇએ તેવાં સારાં નથી. આપણો ધારેલો હેતુ સિદ્ધ થાય તેટલા માટે રીતો યોજી કાઢેલી હોય અને એક સરખી રીતે આ યોજનાઓ અમલમાં લાવવા જેટલી માબાપમાં ઉંડી નજર, સમભાવ, અને આત્મસંયમન શક્તિ હોય, તોપણ બીજી બાબતોનો સુધારો થાય તેના કરતાં કુટુંબરાજ્યવ્યવસ્થામાં ઝડપથી સુધારો કરવો એ કાંઇ કામનું નથી એમ કોઇ વાંધો લે. આપણે શું સિદ્ધ કરવાનું છે? દરેક જાતની કેળવણી આપવાનો મુખ્ય હેતુ એ છે કે બાળકો સંસાર વ્યવહારમાં પોતાનાં કર્ત્તવ્ય કરવાને યોગ્ય થાય. એટલે સંસારમાં પોતાની વર્તણુક સારી રીતે રાખી પોતાનો નિર્વાહ કરી શકે એવો નગરવાસી તે બાળકમાંથી તૈયાર કરવો એ કેળવણીનો મુખ્ય હેતુ છે. દુનિઆમાં પોતાનો નિભાવ કરવો એટલે દ્રવ્ય સંપાદન કરવું એમ નથી, પણ કુટુંબનું પાલણપોષણ કરવા જેટલું ઉપાર્જન કરવું. એમ છે તો હાલની દુનિઆની જે સ્થિતિ છે તે સ્થિતિને યોગ્ય થઈ દુનિઆમાં વર્તવું એ જરૂરનું છે. અને કોઈ પણ જાતનું શિક્ષણ આપી આપણા ધારવા પ્રમાણે ઉત્તમમાં ઉત્તમ મનુષ્ય હોવો જોઇએ તેવા ગુણ બાળકમાં આણવાથી તે સાંપ્રતકાળમાં રહેવાને યોગ્ય થશે એ વાત સંશયયુક્ત નથી? તેના પ્રમાણિકપણાનો વિચાર ઘણો તિવ્ર અને સંસારની વર્તણુક ઘણા ઊંચા પ્રકારની હોવાથી સાંપ્રતકાળનો સંસાર વ્યવહાર જોઇ તેને કંટાળો આવે અને તેમાં તેનો નિભાવ થવો કદાચિત્ અશક્ય પણ થઇ પડે. જે શખ્સને આવી રીતે કેળવવામાં આવ્યો હોય તેના સંબંધમાંજ આવું પરિણામ ઘણું સારૂં ગણાય. પણ સંસારના તેમજ પછી થનારા જમાનાનો વિચાર કરતાં આવી કેળવણીથી કાંઇ લાભ નથી એમ કબુલ કરવું પડશે, કારણ કે કેળવણી આપવાનો હેતુ એટલો છે કે સંસાર ચલાવવો, તે તો પાર પડી શકતો નથી. આવી કેળવણીથી જે હેતુ સિદ્ધ કરવાનો તે નિષ્ફળ જાય છે. જેમ દેશનું રાજ્ય રૈયતની સ્થિતિ ઉપરથી બંધાય છે તેમજ કુટુંબનું રાજ્ય પણ આધિન રહેનારાઓની સ્થિતિ ઉપર આધાર રાખી બંધાય છે. આધિન રહેનારાઓના સ્વભાવ તથા પ્રકૃતિ જેવાં હોય તે પ્રમાણે તેમના ઉપર કેવો દાબ રાખવો

જોઇએ તે નિર્માણ થાય છે. દેશના રાજ્યમાં તેમજ કુટુંબ રાજ્યમાં સુધારો માત્ર આધિન રહેનારાની પ્રકૃતિ સુધરે તોજ થઇ શકેછે અને જો પ્રકૃતિમાં સુધારો કર્યા વગર રાજનીતિમાં સુધારો કરવામાં આવે તો સારૂં ફળ ન નિપજતાં પરિણામ માઠું થાયછે. સંસારમાં પડ્યા પછી છોકરાઓને માથે જે સખ્તાઈ વિતવાની છે તેને માટે તૈયાર થવા સારૂ માબાપ અને શિક્ષકો તેમના ઉપર જે સખ્તાઇઓ વાપરે છે તે જરૂરની છે અને શિક્ષકો અને માબાપ છોકરાંઓ ઉપર પૂર્ણ સમભાવ રાખી ખરેખરી વાજબી રીતે વર્તી શકતા હોય તો સંસારમાં પડ્યા પછી બીજા માણસોની સ્વાર્થ બુદ્ધિને લીધે તેમને જે જે વેઠવું પડે તેનું દુઃખ છોકરાંને વધારે ભારે લાગે. છોકરાંઓના ઉપર સખ્તાઇ કરી પુષ્કળ મારઠોક કરવાની જે રીત છે તે ઠીકજ છે એમ સાબીત કરી આપતી વખતે આવી દલીલો લોકો વાપરે છે. તેઓ એમ કહેછે કે માબાપ અને શિક્ષકોથી જે સખ્તાઇઓ છોકરાંઓને વેઠવી પડેછે તેથી ખરા સંસારમાં પડ્યા પછી જે આપત્તિઓ આવી પડે તેને માટે છોકરાં તૈયાર થાય છે. આ દલીલ કાંઇક સબળ છે, પણ જે વાત સાબિત કરવાની છે તેની પુષ્ટિ કરવા સારૂ પૂરતી નથી; કેમકે પુખ્ત વયે આવ્યા પછી જે જે સખ્તાઇઓ આવી પડવાની છે અને જે આધિનતા વેઠવાની છે તેના કરતાં નાનપણમાં કાંઇક સારી વર્તણુક બચ્ચાં સાથે ચલાવવી જોઇએ. કારણકે દરેક જાતની કેળવણીનો હેતુ એ છે કે મનુષ્ય જાત સારા માર્ગમાં આગળ વધે. પણ નિશાળે વપરાતી સખ્તાઈથી છોકરાંને જૂલમી રાજ્યને તાબે રહેવાની ટેવ પડેછે અને તેમના સમજવામાં એમ આવેછે કે માત્ર પશુવત્ બળથીજ એક બીજા નિયમમાં રહી શકેછે અને તે સિવાય બીજું કાંઇ સાધન નથી. આવી તેમના મનની સમજુત થવાથી હાલની મંડળીની જે સ્થિતિ છે તે કરતાં ઉતરતી સ્થિતિમાં રહેવાને તે યોગ્ય થાયછે. સારાંશ કે કેળવણીનો મુખ્ય હેતુ જે આગળ વધવાનો છે તે પાર ન પડતાં લોકો પાછળ પડતા જાયછે.

હવે જો કોઈ પણ જાતની નીતિની કેળવણી આપવાની પદ્ધતિ દરાવી હોય તો તે પ્રમાણે વર્તન કરવાથી બાળકો જોઇએ તેવાં તરત સારાં

નીકળતાં નથી; કદાપિ એમ ધારીએ કે એવી સારી પદ્ધતિ હોય તોપણ તે પદ્ધતિ પ્રમાણે અમલ કરવા માબાપ યોગ્ય નથી; વળી એમ ધારીએ કે માબાપ યોગ્ય છે તોપણ સુધારો દાખલ કરવાથી એમની હાલતની સ્થિતી જોતાં દુખદાયક પરિણામ થાય, તો હાલ જે રીત ચાલુ છે તેમાં સુધારો કરવો શક્ય નથી તેમજ ઇચ્છિત પણ નથી, એમ શું સિદ્ધ નથી થતું ? આ દલીલનો ઉત્તર એજ છે કે બીજા સુધારા જેમ જેમ થતા જાય છે તેમ તેમ કુટુંબ રાજ્યમાં પણ સુધારો થવો જોઇએ. વળી આ સુધારો એકદમ નહિ પણ રફતે રફતે થવો જોઇએ. કેવળ ન્યાય અને વાજબીપણાની શિક્ષાઓનો મનુષ્ય સ્વભાવને લીધે વ્યવહારમાં પૂરતો અમલ નહિ થાય અને સ્વાર્થનું બળ વિશેષ રહેશે, કેમકે છોકરાં, માબાપ, અને આખી મંડળી હજી પૂર્ણ દશાએ પહોંચેલી નથી. આખા મનુષ્યવર્ગની પ્રકૃતિ સુધરે ત્યારેજ શુદ્ધ, ન્યાયી અને પ્રમાણિક રીતે વર્તી શકાશે. આવો જવાબ સાંભળી અમારો પ્રતિપક્ષી એમ પ્રત્યુતર આપે કે કુટુંબરાજ્ય ચલાવવાને સર્વોત્કૃષ્ટ ધોરણ ઠરાવી મૂકવું એ વ્યર્થ છે. સાંપ્રત જમાનાના વ્યવહાર કરતાં ઘણીજ આગળ વધેલી રીતો દાખલ કરવામાં કાંઈ પણ લાભ નથી; પણ અમારૂં કહેવું એમ છે કે દેશરાજ્યની નીતિમાં ખરેખરો દોષરહિત શુદ્ધ વ્યવહાર ચલાવવો હાલ અશક્ય છે તો પણ ખરૂં શું છે એનો નિર્ણય કરવો આવશ્યક છે; કેમકે એ જાણવાથી આપણે જે જે ફેરફાર કરીયે તે ખરા તરફ જ વાળીએ ને તેથી ઉલટી દશામાં જતા ફેરફાર દાખલ કરીએ નહિ. તેજ પ્રમાણે કુટુંબરાજ્યમાં સર્વોત્કૃષ્ટ પદ્ધતિ કયી છે તે જાણી હોય તો તેની નીતિમાં ફેરફાર આપણે સારી પદ્ધતિના રસ્તા ઉપર કરીએ. એવી સર્વોત્કૃષ્ટ પદ્ધતિ નિર્માણ કરવાથી કાંઈ માઠાં પરિણામ થશે એવી કાળજી રાખવાની જરૂર નથી, કેમકે પરાપૂર્વથી ચાલતા આવેલા ક્રમને વળગી રહેવાની માણસની સ્વાભાવિક પ્રકૃતિ છે અને તેથી એકદમ ફેરફાર કદી પણ થઈ જવાનોજ નથી. જગરચના એવી વિચિત્ર છે કે કોઇ પણ વસ્તુ સારી છે એમ માનવાનો ભાવ માણસના મનમાં પડેલાં ઉત્પન્ન થાય ત્યાર પછીજ તે વસ્તુ સ્વીકારવામાં

આવે છે. અમુક રિવાજ ખોટો છે અને તેને બદલે સારો રિવાજ દાખલ કરવો જોઇએ એવી માણસોની ખાત્રી થાય ત્યારેજ જૂના રિવાજનો તે ત્યાગ કરે છે, અને નવો રિવાજ દાખલ કરે છે. આવી સ્થિતિ હાલ આપણું જોવામાં આવે છે. વિધવાવિવાહની આવશ્યકતા ઘણાકના મનમાં આવીછે પણ વિધવા વિવાહનો ચાલ સમગ્રે દાખલ થતાં હજી કેટલો વિલંબ છે તે જુઓ. આ પ્રમાણે અમુક બાબત સારી છે એમ લોકો માને છે અને સમજે છે; તોપણ તેનો સામાન્ય સ્વીકાર થઇ તે પ્રમાણે વર્તન કરવામાં એટલી બધી અડચણો આવે છે કે લોકહિત કરનાર અને તત્વજ્ઞાનીઓની ધીરજ પણ તેમને છોડી જતી રહે છે અને તેઓ નીરાશ થઇ બેસે છે. તેજ પ્રમાણે બાળકને કેમ ઉછેરવાં તેની ઉત્તમ પદ્ધતિ નિર્માણ કરી હોય તોપણ તે પ્રમાણે અમલ થતાં ઘણી અડચણો આવવાની છે અને લોકોને નુકસાનકારક થઇ પડે તેવો એકદમ ફેરફાર થવાની ધાસ્તી રાખવાને પૂરતું સબળ કારણ નથી. હવે તેવી કેળવણીનો ખરો હેતુ શો છે અને તે આપવાની ખરી રીત કયી તેનો વિચાર કરીએ. પહેલાં નીતિની કેળવણીનાં સામાન્ય તત્વો અથવા નિયમો આપીશું અને પછી કુટુંબરાજ્ય ચલાવવામાં ઘડીએ ઘડીએ માબાપને જે અડચણો નડે છે તે આવી પડે ત્યારે કેમ વર્તવું તેનાં થોડાંક દૃષ્ટાંત આપીશું.

જ્યારે કોઇ છોકરૂં પડી જાય છે અગર તેનું માથું ભીંત સાથે અથડાયછે ત્યારે તેને દુઃખ થાયછે; અને તે દુઃખ સાંભરેછે ત્યારે તે વધારે સાવધાનીથી વર્તેછે. આ પ્રમાણે વારંવાર અનુભવ થવાથી પોતે હાલચાલ કેમ કરવી તે તેના જાણવામાં આવેછે. જો તે દેવતાના અંગારા ઉપર હાથ મૂકે, અથવા દીવાની જ્યોતને હાથની ઝડપ મારે, અગર ઊંનું પાણી શરીર ઉપર ઢોળે, તો તેથી જે ડામ પડે તેની વિસ્મૃતિ તરત થાય નહિ. એક બે વાર આવું થયું એટલે તેના મનમાં એવી તો સજડ ભીતિ પેસી જાય છે કે ગમે તેટલું કરો તોપણ પોતાના શરીરરક્ષણના નિયમ વિરૂદ્ધ આચરણ કરતુંજ નથી.

આ દૃષ્ટાંતો ઉપરથી કુદરત દેખાડી આપેછે કે નીતિની કેળવણી એ

શું અને તે કેવી રીતે આપવી. શારીરિક દુઃખ અથવા શિક્ષા થાયછે તેમાં એક વાત એ જોવામાં આવેછે કે ગેરવર્તણુક એટલે સૃષ્ટિના નિયમનું ઉલ્લંઘન અને તેથી થતાં પરિણામ એ સહજ સમજાય એવા રૂપમાં જણાય છે.

જે કૃત્યોની અસર માત્ર શરીર ઉપરજ થવાની છે તેમને સત્ કિંવા અસત્ એ વિશેષણો લોકો સાધારણ રીતે વાપરેછે તે અર્થમાં ભાગ્યેજ લાગુ પાડી શયાય; પણ જો થોડોક વિચાર કરીશું તો સમજાશે કે આવાં કૃત્યોના પણ એજ એટલે સત્ અને અસત્ એવા બે વર્ગ પાડવાજ જોઇએ. ગમે તે ધોરણ મનમાં ધારીએ તોપણ જે આચરણનું એકંદર પરિણામ લાભકારી હોય તે આચરણજ સારૂં ગણાયછે, અને જેનું પરિણામ હાનીકારક હોય તે ખોટું આચરણ માનવામાં આવે છે. કોઇ પણ કૃત્યથી છેવટ દુઃખ નીપજે છે કે સુખ મળે છે તે પ્રમાણે તે કૃત્ય સારૂં નરતું ગણવામાં આવે છે. મદ્યપાન આપણે ખોટું ગણીએ છીએ તેનું કારણ એ કે તેનું વ્યસન જેને લાગેલું હોય છે તેનું શરીર નિર્બળ અને નિર્ધાત થઇ જાયછે. તેમજ એ વ્યસન કરવાની અને તેના સગાવહાલા તથા આશ્રિતોની નીતિમાં પણ બિગાડ થાય છે. જેનો માલ ચોરીએ જાય તેને તથા ચોરી કરનાર એ બંનેને ખુશી થતી હોત તો આપણે તેને પાપ ન ગણત. જો દયાળુ અને સારાં કૃત્યોથી મનુષ્ય વર્ગનું દુઃખ વધતું હોત તો તે સારાં કૃત્યો ગણાતજ નહિ. સરકારના કરેલા કાયદા, રાજકીય ઉથલપાથલ અથવા હીલચાલ, લોકહિતાર્થે કરેલી ખટપટો, તેમજ પ્રત્યેક મનુષ્યના કર્મની તુલના કરતાં આપણે એનું છેવટ પરિણામ સુખકારક છે કે દુઃખકારક છે તે ધોરણનો ઉપયોગ કરીએ છીએ. આ વાતની પ્રતિતિ કરવી હોય તો કોઇ પણ વર્તમાનપત્રમાં આવેલું લખાણ અથવા સંસાર વ્યવહારના કાર્ય ઉપર થતી ચર્ચા એ સાંભળો એટલે માલૂમ પડશે કે બધી વાતના સારા નરસાપણાનો વિચાર એ ધોરણ મનમાં રાખી શારીરિક વર્તણુકના પણ સદ્દર્તણુક અને અસદ્વર્તણુક એવા બે ભાગ પાડીએ તો કાંઈ ખોટું નથી.

કેવી જાતની શિક્ષા મળવાથી શારીરિક નિયમ ભંગ થતો અટકે છે તે ઉપર લક્ષ પહોંચાડો. શબ્દના અભાવે શિક્ષા એ શબ્દનો અહિંઆં ઉપયોગ કર્યો છે, કેમકે શબ્દાર્થ પ્રમાણે જે બદલો મળેછે તે શિક્ષા કહેવાય નહિ. તેથી થતું દુઃખ કૃત્રિમ અને બીનજરૂરી છે તેમ નહિ; પરંતુ શરીરનું અકલ્યાણ થાય એવાં કૃત્યો અટકાવવાને એ લાભયુક્ત બંધન-દાબ છે. અને જો આવો દાબ ન હોય તો શરીરનો જલદીથી અંત આવી નાશ થાય. આ દંડનું એક ખાસ લક્ષણ એ છે કે કોઈ પણ કૃત્ય થયું કે તેનું અનિવાર્ય પરિણામ જે છે તે થવાનુંજ, એટલે કૃત્ય થયું કે તરતજ તેનું ફળ મળવાનું; પછી તે સારૂં કે નરસું. છોકરાંથી કૃત્ય થયું કે તેની આવશ્યક પ્રતિક્રિયા થાયછેજ.

વળી જેવું અને જેટલું નિયમોલ્લંઘન થાયછે તેવી અને તેટલીજ પ્રતિક્રિયા થાયછે એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ. સહજ આકસ્મિક બનાવ હોય તો દુઃખ થોડું અને ભારે હોય તો દુઃખ પણ ભારે. એટલે દંડ ઉલ્લંઘનના પ્રમાણમાંજ થાયછે; વધારે નહિ, તેમ ઓછો પણ નહિ. પગથીઆ ઉપરથી ગોટમડાં ખાઈ છોકરૂં નીચે પડેછે તે ફરીથી તેવું ન કરે માટે ઘટિત કરતાં વધારે શિક્ષા થવી જોઇએ એમ કાંઈ નથી. પણ નિત્યના અનુભવથી ભારે દોષ કયા અને હલકા દોષ કયા તે તેઓ શીખી લે છે અને પછી તે પ્રમાણે પોતે વર્તવા માંડે છે.

વળી બાળકનું કૃત્ય થયા પછી જે પ્રતિક્રિયા થાય છે તે સતત, પ્રત્યક્ષ, આવશ્યક, અને નિશ્ચિત હોયછે. કાંઈ ધમકી બતાવવામાં આવતી નથી, ધાંટાઘાટ કોઇ કરતું નથી, પણ વગર બોલે અને વગર ભૂલે તે પ્રતિક્રિયા થાયછેજ. છોકરૂં આંગળીમાં સોય ખોસે તો તેને દુઃખ થાય; અને તે પ્રમાણે જેટલી વાર કરે તેટલી વાર તેને દુઃખજ થવાનું. જડ પદાર્થ સંબંધે બાળક જે જે વર્તણુક કરેછે તેમાં આ નિયમ તેને અચળ માલૂમ પડેછે. નિયમ વિરૂદ્ધ વર્ત્યા કે કોઈ પણ કારણ અથવા દલીલ ન સાંભળતાં તે ઉપર શિક્ષાજ; અને તે વળી છેવટનીજ, એટલે તેના ઉપર અપીલ કિંવા બીજી દાદ ફરિયાદ મળેજ નહિ. બાળક સૃષ્ટિના આવા કઠોર પણ લાભકારી

નિયમો સમજી તેની વિરૂદ્ધ ન વર્તવાની કાળજી હમેશાં રાખવા માંડે છે. વળી આ નિયમો બાલ્યાવસ્થામાંજ લાગુ પડે છે તેમ નથી, પણ યુવાવસ્થામાં તેમજ વૃદ્ધાવસ્થામાં પણ એક સરખી રીતેજ લાગુ પડેછે. કુદરતી કાર્ય કારણોનું જ્ઞાન અનુભવથી પ્રાપ્ત કરી લઇ વયે પહોંચેલા માણસો અને સ્ત્રીઓ ખોટે માર્ગે ચઢતાં પોતાનો પગ પાછો તાણી લેછે. ઘરમાં મળતી કેળવણી બંધ પડે, અને અમુક કૃત્ય ખોટુંછે અને અમુક સારૂં છે એવું બતાવવાને શિક્ષકો અથવા માબાપ પાસે હોતાં નથી, તે વખતે જે નિયમો પ્રમાણે બાળક પોતે કેમ વર્તવું જોઇએ તે શિખે છે, તેવાજ નિયમોનો અમલ શરૂ થાયછે. એટલે કૃતિ અને પ્રતિકૃતિના નિયમો એવાં સ્ત્રી પુરૂષોને લાગુ પડવા માંડે છે. અમુક કાર્ય કર્યું તેનું અમુક પરિણામ નિપજ્યું, એ રીતે પ્રત્યેક કાર્યનો અનુભવ લઈ પોતાનું વર્તન કેમ કરવું તે તેમના જાણવામાં આવેછે. જુવાન માણસ સંસારમાં રોજગારે વળગ્યા પછી પોતાનો કાળ વ્યર્થ ગુમાવે અને તેને સોંપેલું કામ કમહોશિયારીથી અગર સુસ્તીથી કરે તો ધીમે ધીમે તેને સ્વાભાવિક શિક્ષા મળે છે એટલે તેને કામ ઉપરથી દૂર કરવામાં આવેછે અને કાંઇક કાળ સૂધી દરિદ્રતાનું દુઃખ તેને વેઠવું પડેછે. જે માણસ બરોબર નિમેલે વખતે પોતાનું કામ કરતો નથી તેને નુકસાન અને અગવડો વેઠવી પડેછે. કોઇ વેપારી પુષ્કળ નફો ખાવાના લોભમાં માલ મોંઘો વેચે તો તેની દુકાને ગ્રાહકો જતાં અટકે છેજ; અને તેની અતિ લોભની ઇચ્છા નભી શકતી નથી. ઓસડ કરાવવા સારૂ આવનાર દરદીઓની સંખ્યા ઘટે એટલે બેદરકારી વૈદ્ય પોતાના દરદીઓ ઉપર વિશેષ્ય ધ્યાન આપવા માંડેછે. પૂરેપૂરી તપાસ કર્યા વગર બધા ઉપર વિશ્વાસ રાખી નાણું ધીરનાર, અને વેપારમાં ખચિત લાભ થશે એવી જેની ખાત્રી છે એવો સટ્ટાખોર પણ પોતાના અવિચારીપણાથી જે અડચણો પડેછે તેથી શીખામણ પામી પોતાના કામકાજમાં વધારે સાવધાન થાયછે. આવો અનુભવ પ્રત્યેક માણસથી થતો જાયછે. અને સાધારણ ચાલતી કહેવત છે કે 'દાઝયું બાળક દેવતાથી ડરે' એ ઉપરથી કુદરતે નાનપણમાં આપેલું શિક્ષણ અને મોટપણે સંસાર

વ્યવહારમાં મળતું શિક્ષણ એ બે એકરૂપ છે એમ જણાશે. આવી જાતનું શિક્ષણ ઘણું સારૂં અને લાભકારી છે એમ લોકો માનેછે અને બોલેછે પણ ખરા. પહેલાં હું અમુક ખોટે રસ્તે જતો હતો પણ ખરેખરો અનુભવ થયો, ખરેખરી વીતી એટલે તે રસ્તો મેં છોડયો, એવું હજારોને બોલતાં આપણે સાંભળીએ છીએ. કોઇ ઉડાઉ અને દુરાચારી વિષે બોલતાં લોકો એમ સાધારણ રીતે કહેછે કે–" ઘણીએ વાતો કહી, ઘણું ઘણું સમજાવ્યો પણ તે બધું ધુળ ઉપર લીંપણ જેવું થયું. છેવટે ખરેખરૂં વીત્યું એટલે ભાઇસાહેબ સુધારાના રસ્તા ઉપર આવ્યા." કોઇપણ કૃત્યનાં આવશ્ય પરિણામ નીપજે તે વેઠયા સિવાય લોકોને સાન આવતી નથી એટલે તે વેઠવાંજ પડેછે. સ્વાભાવિક પ્રતિક્રિયા એજ સર્વોત્તમ શિક્ષા છે. અને મનુષ્યે ખોળી કાઢેલી શિક્ષા તેનું કામ સારી શકતી નથી, એ વાતની પુષ્ટિ જોઇએ તો શિક્ષા આપવાની જે રીતો યોજી કાઢેલી છે તે કેવી નિષ્ફળ ગઇ છે તેનો વિચાર કરો.

ગુન્હેગારોને શિક્ષા કરવાની અનેક રીતો યોજી કાઢી તેનો કાયદેસર અમલ કરવામાં આવ્યો છે, તે છતાં તે રીતના શોધકોની ધારણા નિષ્ફળ થઈ છે. કૃત્રિમ શિક્ષાથી સુધારો થઈ શક્યો નથી, પણ તેથી ઉલટી ગુન્હાની સંખ્યા વધતી ગઈ છે. ગુન્હેગારને સારે રસ્તે ચઢાવવા જે ખાનગી મકાનો ( Reformatories ) છે અને જેમાં કુદરતને અનુસરતીજ પદ્ધતિ રાખવામાં આવી છે, તેવાં મકાનોથી કાંઇક સારાં પરિણામ થયાં છે. આ પદ્ધતિ એવી છે કે ગુન્હો કર્યો હોય તેનો સ્વાભાવિક બદલો ગુન્હેગારને મળેછે. મંડળીના રક્ષણને માટે જરૂર હોય તેટલોજ અંકુશ ગુન્હેગાર ઉપર રાખવામાં આવે છે, અને એવા અંકુશમાં રહી તેને પોતાનું પેટ ભરવા સારૂ ઉદ્યમ કરવો પડેછે. જે નિયમથી નાનું બાળક પોતાની ગતિ કેમ કરવી તે શીખેછે તેજ જાતના નિયમથી મોટી વયે આવેલા માણસો કબજે રહેછે અને તેમની સ્થિતિ સુધરે છે. નઠારા માણસોને કબજે રાખવાની પદ્ધતિ માણસોએ ખોળી કાઢેલી હોયછે. તે પદ્ધતિ જો કુદરતી નિયમનથી જૂદી તરેહની હોયછે તો નિષ્ફળ જાયછે, અને જેમ જેમ તેને મળતી આવતી હોય તેમ તેમ તે સફળ થતી જાયછે.

આ ઉપરથી નીતિની કેળવણીનું મુખ્ય ધોરણ કયું તે આગળ કહ્યું તે ઉપરથી શું જણાતું નથી? જે પદ્ધતિ બાલ્યાવસ્થામાં અને પુખ્ત ઉમરે પહોંચ્યા પછી અનુકૂળ અને લાભકારી છે તેજ પદ્ધતિ શું યુવાવસ્થામાં નિરૂપયોગી છે? ના એમ નથી. ખરૂં અનુમાન તો એજ છે કે ત્રણે અવસ્થામાં તેજ પદ્ધતિ પ્રમાણે આચરવું જોઇએ. જે રીત જીંદગીની યુવાવસ્થામાં અને ઉત્તરાવસ્થામાં બરોબર લાગુ પડેછે તે રીત મધ્યાવસ્થામાં લાગુ નહિ પડે એવું કોઈ પણ કહી શકે? બાળકોને પોતાનાં કૃત્યોનો ખરેખરો બદલો મળે એમ વર્તવાનો માબાપનો ખરેખરો ધર્મ છે એ શું સ્પષ્ટ નથી? બાળકના કૃત્યનુંજ પરિણામ મળવું જોઇએ તે અટકાવવું પણ નહિ તેમ તેની સખ્તાઈમાં ઓછું વત્તું પણ કરવું નહિ; તેમજ તેને ઠેકાણે કૃત્રિમ બદલો ન આપતાં સ્વાભાવિક બદલો જેમ મળતો હોય તેમજ મળવા દેવો. આવી રીત માબાપે રાખવી જોઇએ એ વાત દરેક નિષ્પક્ષપાતી વાંચનાર કબૂલ કરશેજ.

પણ ઘણાખરા એમ વાંધો ઊઠાવશે કે માબાપ તમે કહોછો તેમજ કરેછે. બાળકોની ગેરવર્તણુક હોયછે ત્યારેજ માબાપ તેમને શિક્ષા કરેછે. છોકરૂં કહ્યું ન કરે અગર કહ્યું હોય તે ન કરતાં બીજું કરે ત્યારેજ માબાપ તેમના ઉપર ચીડાઈ જઈ તેમને ગાળો દેછે અગર મારકૂટ કરેછે; અને આથી કરીને બાળકને જે શરીરનું અગર મનનું દુઃખ થાયછે તે તેમની ગેરવર્તણુંકનો બદલોજ છે. આ વાત કાંઇ અંશે ખરી છે. છોકરાંનો વાંક પડેછે ત્યારેજ માબાપ ગુસ્સે થાયછે, અને આ પ્રમાણે ગુસ્સે થવાથી ફરીથી તેવું કામ કરતાં તેઓ અટકે છે. ચીડીઆં માબાપ છોકરાંને ગાળો દે છે અગર તેમને ધમકાવે છે અથવા ધોકા કે તમાચા મારે છે, ત્યારે બેશક છોકરાંનો કાંઈ વાંક હોયછેજ; અને છોકરાંની દુષ્કૃતિઓનો એ તેમને સ્વાભાવિકજ બદલો મળેછે એમ પણ કેટલેક દરજ્જે કહી શકાય. છોકરાંની અરદાશ કરવાની આ રીત છે તે મુકાબલે ખોટી છે એમ પણ અમારૂં કહેવું નથી; કેમકે કબજે નહિ રહેલા એવા જુવાનીઆઓનાં સ્વછંદી છોકરાંના સંબંધે, તેમજ જે મંડળીમાં આવા નિરંકુશિત માણસોની સંખ્યા

મોટી છે તે મંડળીના સંબંધે, છોકરાંની બરદાશ કરવાની આ રીત ખોટી છે એમ કહેવાય નહિ. અમે આગળ કહ્યુંછે કે લોકોની સ્થિતિને અનુસરી જેટલી થઇ શકે તેટલી સારી રાજકીય તેમજ બીજી રીતો સંસારમાં નજરે પડે છે, તેમજ કેળવણીની રીત પણ લોકોની પ્રકૃતિ ઉપરજ આધાર રાખે છે. જંગલી માબાપનાં જંગલી છોકરાંને વશમાં રાખવાને તો તે લોકો જે જંગલી રીતો સ્વાભાવિક રીતે વાપરે છે તેવીજ હોવી જોઇએ.

"છાણના દેવને ખાસડાંની પૂજા" યોગ્ય છે; કેમકે જે જંગલી મંડળીમાં ઉમરે પહોચ્યા પછી પોતાનો નિર્વાહ કરવાનો તે મંડળીમાં રહેવા યોગ્ય કરવા સારૂ આવી જંગલી રીત ઠીકજ છે. પણ તેથી ઉલટું સુધરેલી મંડળીના સુધરેલા લોકો પોતાની ઇતરાજી થોડી જૂલમી રીતે દેખાડશે, એટલે કે તેઓ નરમ ઉપાયજ વાપરશે, અને તે ઉપાય તેમનાં સુશિલ છોકરાંને માટે પૂરતા સખ્તજ હશે. છોકરાંએ કાંઇ કર્યું કે તે બાબત માબાપ પોતાની મનોવૃત્તિ દર્શાવેછે ત્યારેજ તેઓ કાર્ય અને પ્રતિકાર્યનો જે સામાન્ય અને કુદરતી નિયમ છે તેને થોડાં વત્તાં અનુસરેછે. કુટુંબરાજ્યની રીતનું વલણ ખરા રસ્તા ઉપર આવતું દેખાય છે.

પણ બે વાત ધ્યાનમાં રાખવા જોગ છે. એક તો એ કે હાલની મંડળીની સ્થિતિ એવી છે કે તેમાં ઝપાટાબંધ ફેરફાર શરૂ થવા લાગ્યો છે, અને જૂના વિચાર અને રિવાજની અને નવા વિચાર અને રિવાજની મોટી લડાઇ મચી રહીછે. તો તેવા સમયમાં કેળવણીની પદ્ધતિ પણ સમયને અનુકૂળ એવી ભાગ્યેજ હોય. જૂના કાળને યોગ્ય એવા મતો સ્વીકારી હાલના જમાનાનાં માબાપ છોકરાંને એવી શિક્ષા કરેછે તેથી તેમના મનનેજ ખોટું લાગેછે; અને છોકરાંના કુસનો તે સ્વાભાવિક અને ઘટિત બદલો હોતો નથી એટલે અસ્વાભાવિક અને અયોગ્ય શિક્ષા તેઓ કરેછે એવું ઘણાના અનુભવમાં હશે અથવા છે પણ ખરૂં. છોકરાના વાંકથી તેના ઉપર ગુસ્સે થઇ ગુસ્સાના આવેશમાં બે ચાર ધોલો તેને જડાવી દીધા પછી બાપને મનમાં ઓછું આવી દિલગીરી થાયછે; અને માને પણ ઘણી વખત એમ બોલતાં આપણે સાંભળીએ છીએ કે, મૂઓ પીટ્યો

અનાડી છે કે આટલો બધો માર ખાયછે. એ ઉપરથી શિક્ષા અસ્વાભાવિક અને અઘટિત ઠરી અને એવી શિક્ષા કરનાર પણ તેની અયોગ્યતા જણાયાથી પોતાના મનને જે માઠું લાગેલું હોયછે તે જણાવે છે. વળી કેટલાંક માબાપ એવાં હોયછે કે પોતાનાં છોકરાં સારાંજ નીવડવાનાં છે એમ ધારી તેમની સાથે છેક નરમ વર્તણુક રાખે છે. બીજી બાબત એ ધ્યાનમાં રાખવાની છે કે અમુક વાત માબાપને પસંદ પડશે અથવા અમુક વાત નહિ ગમે એવો છોકરાંને અનુભવ થવાથી જો તેઓ કબજે રહેતાં હોય તો તે નિયમન કાંઈ ખરૂં કામનું કે અગત્યનું નથી. પણ માબાપની સલાહ ન હોય અગર તેમનો ધાક ન હોય તે વખતે છોકરાંની વર્તણુંકથી જે પરિણામો તેમને વેઠવાં પડે અને નવાં પરિણામોનો તેમને અનુભવ થાય એજ ખરૂં નિયમન છે. કુદરતના વકીલ તરીકે માબાપ છોકરાંને જે શિક્ષા કરેછે તે ખરેખરી બોધદાયક અને લાભકારક નથી, પણ કુદરતે કરેલી-શિક્ષા ખરેખરી બોધદાયક અને ગુણકારક થઇ પડેછે. માબાપ જે કૃત્રિમ શિક્ષા કરેછે તેમાં અને કુદરતના સ્વાભાવિક દંડમાં સર્વદા તફાવત છે, તે થોડાંક દૃષ્ટાંત આપી બતાવીએ છીએ. આથી કેટલીક ઉપયોગી સૂચનાઓ પણ મળી આવશે.

જે કુટુંબમાં નાનાં છોકરાંનો વસ્તાર હોયછે તે ઘરમાં છોકરાં લાકડાં, રમકડાં વગેરેની ઢગલીઓ કરી મૂકેછે. તેઓ પોતાનાં રમકડાં અહિં તહિં ચારે તરફ વેરી મૂકે છે. અથવા નળીઆંના કુકા અગર સાંઠા વગેરે ઘરમાં લાવી પાથરેલા બીછાના ઉપર બધે વેરમખેરા નાંખી જાય છે. આવો બધો કચરો વેર્યો હોય તે વાળી કાઢવાનું કામ જેને માથે પડવું જોઈએ તેને માથે ન પડતાં બીજાને માથે આવી પડે છે. ઘરમાં ચાકર હોય તો ચાકર અગર ન હોય તો મોટી છોકરી અગર મા, છોકરાંએ જે બધું વેરમખેરા કરી મૂક્યું હોય તે ઉપાડી ઠીક કરી વાશીદુ વાળે છે. આથી જેનો વાંક હોય તેને ઠીક કરવાની મહેનત લેવી પડતી નથી. મિજાજ જાય ત્યારે મા વાંક કરનાર છોકરાંને તો બે ચાર ગાળો દે અગર એક બે ધોકા આવી નજીવી બાબતમાં મારે. પણ કેટલાંક ડાહ્યાં માબાપ જે ખરી રીતછે તે પ્રમાણે વર્તેછે; એટલે કે રમકડાં વેરમખેરા નાંખ્યાં હોય તો તે છોકરાં

પાસે ઉપડાવેછે અને કચરો નાંખ્યો હોય તો તેમની પાસે વળાવે છે. રમકડાં વેરી અસ્થાવ્યસ્થ કર્યાં હોય તેની શિક્ષા એજ કે તેમને પાછાં નિયમસર ગોઠવવાની મહેનત છોકરાંને પાસે કરાવવી; વેરી નાંખ્યું હોય તે પાછું સાંભરી એકઠું કરી ગોઠવીને મૂકવું પડેછે એ વાતનો અનુભવ બધાને છે. વેપારીને તેમજ ઘરધણીઆણીને આ વાત અનુભવ સિદ્ધછે અને સંસાર વ્યવહાર માટે છોકરાંને લાયક કરવાં એજ કેળવણી આપવાનો હેતુ હોય તો બેશક આ વાતનો છોકરાંને અનુભવ કરાવી દેવો જોઇએ. ને છોકરૂં હઠીલું થઈ આ શિક્ષા માન્ય ન કરે તો કહ્યું ન માનવાની જે છેવટ શિક્ષા છે તે તેને કરવી, એટલે કે બીજાને મહેનત આપવાનું સાધન રમકડાં તે તેને આપવાંજ નહિ. બીજી વખતે છોકરૂં રમકડાં માગે ત્યારે કહેવું કે રમકડાં રમી રહ્યા પછી તું પાછાં ઠેકાણે મૂકતો નથી તેથી ચાકર માણસને ઉપાડી ઠેરે મૂકવાં પડેછે અને ચાકરને બીજું કામકાજ ઘણું છે; તેને કાંઈ તારાં રમકડાં ઠેકાણે મૂકવા સારૂ રાખ્યો નથી માટે તને રમકડાં રમવા સારૂં નહિ આપું. એવો ઉત્તર આપવો એ સ્વાભાવિક રીતે જે કહેવું જોઇએ તેજ છે. તેમાં કાંઈ વધારે સખ્તાઈએ નથી તેમ નરમાશ પણ નથી; અને છોકરાંનાં મનમાં પણ આ કહેછે તે ખરૂંછે એમ આવ્યા વિના રહેશે નહિ. વળી આ શિક્ષા એવે વખતે થાયછે કે તેથી છોકરાંને ખરેખરૂં લાગેજ. મનમાં નવી ઉત્પન્ન થએલી ઇચ્છા તૃપ્ત થવાની પૂરેપૂરી ઉમેદ હોય અને તે નિષ્ફળ ગયાથી મન ઉપર જે સબળ અસર થાય તેનું પરિણામ વર્તણુંક ઉપર થયા વગર ભાગ્યેજ રહે. જો આ પ્રમાણે વાંક થયો કે અમલ કરવામાં આવે તો પછી છોકરાંની ખોડ ભાગ્યા વગર રહેવાનીજ નહિ. આમ કરવાથી છોકરાં એક બીજી અગત્યની શીખામણની વાત શીખે છે, તે એ કે, સંસારમાં મહેનત કર્યા સિવાય ખરૂં સુખ મળતુંજ નથી.

વળી એક બીજું દ્રષ્ટાંત લઈએ.—બાપ બહાર જાય અગર મા દર્શન કરવા જાય તે વખતે છોકરાં તૈયાર થતાં વાર લગાડેછે ત્યારે તેમના ઉપર કેટલી ધાંઠાધાંટ કરી મૂકવામાં આવેછે? છોકરાંનું મન રમતમાં ગુંથાઈ

ગયું હોય તેથી અધાં જવાને તૈયાર થાય ત્યાંસુધી તેમણે લૂગડાં પહેરવા માંડવાંનો પણ પાર આવતો નથી. એવું દરેક વખતે થાય તોપણ તેની યોગ્ય શિક્ષા શી તે સહેજ સૂઝી આવતી નથી. સંસારમાં કેમછે તે જૂઓ એટલે માલૂમ પડશે કે જે લાભ મળવાનો હોય તે બરોબર સમયે તૈયાર ન થવાથી મળતો નથી. આગગાડીમાં બેશી પરગામ જવાનું હોય તો તે ગાડી જાય ને સ્ટેશન ઉપરથી પાછું આવવું પડે; હરાજી થતી હોય અગર બજારમાં કાંઈ નવો માલ વેચાવા આવેલો હોય અને જતાં ઢીલ થાય તો સારી ચીજો વેચાઈ જાય; અથવા ભાષણ સાંભળવા અગર નાટક જોવા જવું હોય અને મોડા જઈએ તો સારી જગાએ બીજા બેસી જાય તેથી આપણે બેસવાને વખતે જગા પણ મળે નહિ. મોડા જઈશું તો અમુક વાનું નહિ મળે, એ ધાસ્તીથી લોકો વખતસર આવી ઊભા રહે છે. ત્યારે આ ઉપરથી શું સમજવું જોઇએ ? જો છોકરો અથવા છોકરી બરોબર વખતસર બહાર આવવાને તૈયાર ન હોય તો તેની શિક્ષા એટલીજ કે તેમને બહાર ફરવા અથવા દર્શન કરવા લઈ જવાં નહિ. આ પ્રમાણે બીજાં કામમાં બહાર ફરવા જવાનું હોય અગર દર્શન કરવા જવું હોય તે વખતે બેત્રણવાર છોકરાંને ઘેર રહેવું પડે એટલે ત્વરા ન રાખવાથી કેટલી મજા ખોવી પડેછે તે તેમના સમજવામાં આવશે. અને ઘણું કરીને તો આ ખોડ સુધરશેજ. નકામા ધાંટાધાંટ કરી ગાળો દીધા કરતાં આ પ્રમાણે કરવાથી વધારે સારૂં પરિણામ થાય એમાં તો કાંઈ શકજ નથી.

વળી છોકરાંઓ કાંઈ ભાંગે અથવા ખોઈ નાંખે ત્યારે ગએલી વસ્તુ વગર રહેવાની અગવડ વેઠવી પડે એજ તેમને શિક્ષા. આને લીધેજ પુખ્ત ઉમરના માણસો પોતાની ચીજોની વધારે સંભાળ લેછે. ખોવાએલી અથવા ભાગેલી વસ્તુ વગર ચલાવવું અગર તેવી બીજી લાવવાનું ખર્ચ કરવું પડે એજ કારણથી સ્ત્રી પુરૂષો સંભાળથી વર્તે છે; અને બાળકને પણ એમના જેવો અનુભવ મળવો જોઇએ. જે નાની વયનાં છોકરાં બેફિકરાઇનું પરિણામ શું થાય છે તે સમજી શકતાં નથી પણ વસ્તુઓના ગુણ સમજવા સારૂ રમકડાના કકડા કરે છે, તેવાં છોકરાંને આ નિયમ

લાગુ પાડવો એમ અમારૂં કહેવું નથી; પણ કાંઇક ઉમરે પહોંચ્યા પછી મારૂં તારૂં સમજવા માંડે ત્યારે આ નિયમ લાગુ પાડવો જોઇએ. છોકરાના હાથમાં ચપ્પુ સોંપી શકીએ એટલી ઉમરે તે પહોચ્યું હોય અને પછી તેની પાસેનું ચપ્પુ બેદરકારીથી તે ભાગે અગર વાડમાં કે બીજે ઠેકાણે ગફલતથી નાંખી દે, ત્યારે કેટલાંક લાડ લડાવનારાં અગર અવિચારી માબાપ તેને તેવું બીજું ચપ્પુ લાવી આપે છે, તેમ કરવું ન જોઇએ; એમ કરવાથી તો છોકરાંને એક અગત્યની શીખામણ મળતી અટકે છે. એવું બને ત્યારે બાપે છોકરાંને સમજાવવું જોઈએ કે ચપ્પુ લાવવા સારૂ પૈસા બેસે છે અને મહેનત કર્યા વગર પૈસા મળતા નથી; ચપ્પુ ખોઇ નાંખે અથવા ભાગી નાંખે તેવા છોકરા સારૂ વારે વારે નવાં ચપ્પુ આણી આપવાના પૈસા મારી પાસે નથી; અને હવેથી તને આપેલી ચીજોની વધારે સંભાળ લે છે એવી મારી ખાત્રી થશે ત્યાં સૂધી તને નવું ચપ્પુ આણી આપીશ નહિ. આવી જાતની શિક્ષાથી છોકરાં ઉડાઉ અને ખર્ચાળ થતાં પણ અટકે છે.

ઉપરનાં દૃષ્ટાંતો અમારૂં જે કહેવું છે તેની સાબિતી સારૂ જોઈએ તેટલાં સહેલાં અને ધ્યાનમાં ઉતરે તેવાં છે. તે ઉપરથી જે સ્વાભાવિક દંડ ખરેખરો ગુણ કરે છે તે અને તેને બદલે જે શિક્ષા છોકરાંને કરવામાં આવે છે તે એમાં શો તફાવત છે તે સમજાશે. આ ઉપર જે નિયમ કહ્યો તે આથી વધારે ભારે અને બારીકાઈની બાબતોને કેમ લાગુ પાડવો તે કહેતાં પહેલાં ઘણાખરા કુટુંબમાં હાલમાં જે રીત ચાલે છે તેના કરતાં આ નિયમ કેટલો સારો છે તેનો વિચાર કરીએ.

આ નિયમ પ્રમાણે ચાલવાથી છોકરાંના મનમાં કાર્ય કારણનો વિચાર આવે છે. અને વારંવાર આ નિયમ પળાવાથી આ વિચાર દૃઢ અને પૂર્ણ થાય છે. લોકોના કહેવાથી સારાં અગર ખોટાં કૃત્યો કયાં તે જાણવા કરતાં અમુક કૃત્ય સારૂ અગર નરસુ છે એ જ્યારે પોતાથી જ સમજાય ત્યારે વ્યવહારમાં યોગ્ય વર્તન બિનચુક કરતાં આવડેજ. અવ્યવસ્થા કરી નાંખી હોય તો પાછી બધી વસ્તુઓ વ્યવસ્થા સર ગોઠવવાની

ગયું હોય તેથી બધાં જવાને તૈયાર થાય ત્યાંસૂધી તેમણે લૂગડાં પહેરવા માંડવાંનો પણ પાર આવતો નથી. એવું દરેક વખતે થાય તોપણ તેની યોગ્ય શિક્ષા શી તે સહેજ સૂઝી આવતી નથી. સંસારમાં કેમછે તે જૂઓ એટલે માલૂમ પડશે કે જે લાભ મળવાનો હોય તે બરોબર સમયે તૈયાર ન થવાથી મળતો નથી. આગગાડીમાં બેશી પરગામ જવાનું હોય તો ને ગાડી જાય ને સ્ટેશન ઉપરથી પાછું આવવું પડે; હરાજી થતી હોય અગર બજારમાં કાંઈ નવો માલ વેચાવા આવેલો હોય અને જતાં ઢીલ થાય તો સારી ચીજો વેચાઈ જાય; અથવા ભાષણ સાંભળવા અગર નાટક જોવા જવું હોય અને મોડા જઈએ તો સારી જગાએ બીજા બેસી જાય તેથી આપણે બેસવાને વખતે જગા પણ મળે નહિ. મોડા જઈશું તો અમુક વાનું નહિ મળે, એ ધાસ્તીથી લોકો વખતસર આવી ઊભા રહે છે. ત્યારે આ ઉપરથી શું સમજવું જોઇએ ? જો છોકરો અથવા છોકરી બરોબર વખતસર બહાર આવવાને તૈયાર ન હોય તો તેની શિક્ષા એટલીજ કે તેમને બહાર ફરવા અથવા દર્શન કરવા લઈ જવાં નહિ. આ પ્રમાણે બીજાં કામમાં બહાર ફરવા જવાનું હોય અગર દર્શન કરવા જવું હોય તે વખતે બેત્રણવાર છોકરાંને ઘેર રહેવું પડે એટલે ત્વરા ન રાખવાથી કેટલી મજા ખોવી પડેછે તે તેમના સમજવામાં આવશે. અને ઘણું કરીને તો આ ખોડ સુધરશેજ. નકામા ધાંટાધાંટ કરી ગાળો દીધા કરતાં આ પ્રમાણે કરવાથી વધારે સારૂં પરિણામ થાય એમાં તો કાંઈ શકજ નથી.

વળી છોકરાંઓ કાંઈ ભાગે અથવા ખોઈ નાંખે ત્યારે ગએલી વસ્તુ વગર રહેવાની અગવડ વેઠવી પડે એજ તેમને શિક્ષા. આને લીધેજ પુખ્ત ઉમરના માણસો પોતાની ચીજોની વધારે સંભાળ લેછે. ખોવાએલી અથવા ભાગેલી વસ્તુ વગર ચલાવવું અગર તેવી બીજી લાવવાનું ખર્ચ કરવું પડે એજ કારણથી સ્ત્રી પુરૂષો સંભાળથી વર્ત્તે છે; અને બાળકને પણ એમના જેવો અનુભવ મળવો જોઇએ. જે નાની વયનાં છોકરાં બેફિકરાઇનું પરિણામ શું થાય છે તે સમજી શકતાં નથી પણ વસ્તુઓના ગુણ સમજવા સારૂ રમકડાના કકડા કરે છે, તેવાં છોકરાંને આ નિયમ

લાગુ પાડવો એમ અમારૂં કહેવું નથી; પણ કાંઇક ઉમરે પહોંચ્યા પછી મારૂં તારૂં સમજવા માંડે ત્યારે આ નિયમ લાગુ પાડવો જોઇએ. છોકરાના હાથમાં ચપ્પુ સોંપી શકીએ એટલી ઉમરે તે પહોચ્યું હોય અને પછી તેની પાસેનું ચપ્પુ બેદરકારીથી તે ભાગે અગર વાડમાં કે બીજે ઠેકાણે ગફલતથી નાંખી દે, ત્યારે કેટલાંક લાડ લડાવનારાં અગર અવિચારી માબાપ તેને તેવું બીજું ચપ્પુ લાવી આપે છે, તેમ કરવું ન જોઇએ; એમ કરવાથી તો છોકરાંને એક અગત્યની શીખામણ મળતી અટકે છે. એવું બને ત્યારે બાપે છોકરાંને સમજાવવું જોઈએ કે ચપ્પુ લાવવા સારૂ પૈસા બેસે છે અને મહેનત કર્યા વગર પૈસા મળતા નથી; ચપ્પુ ખોઇ નાંખે અથવા ભાગી નાંખે તેવા છોકરા સારૂં વારે વારે નવાં ચપ્પુ આણી આપવાના પૈસા મારી પાસે નથી; અને હવેથી તને આપેલી ચીજોની વધારે સંભાળ લે છે એવી મારી ખાત્રી થશે ત્યાં સૂધી તને નવું ચપ્પુ આણી આપીશ નહિ. આવી જાતની શિક્ષાથી છોકરાં ઉડાઉ અને ખર્ચાળ થતાં પણ અટકે છે.

ઉપરનાં દષ્ટાંતો અમારૂં જે કહેવું છે તેની સાબિતી સારૂ જોઈએ તેટલાં સહેલાં અને ધ્યાનમાં ઉતરે તેવાં છે. તે ઉપરથી જે સ્વાભાવિક દંડ ખરેખરો ગુણ કરે છે તે અને તેને બદલે જે શિક્ષા છોકરાંને કરવામાં આવે છે તે બેમાં શો તફાવત છે તે સમજાશે. આ ઉપર જે નિયમ કહ્યો તે આથી વધારે ભારે અને બારીકાઈની બાબતોને કેમ લાગુ પાડવો તે કહેતાં પહેલાં ઘણાખરા કુટુંબમાં હાલમાં જે રીત ચાલે છે તેના કરતાં આ નિયમ કેટલો સારો છે તેનો વિચાર કરીએ.

આ નિયમ પ્રમાણે ચાલવાથી છોકરાંના મનમાં કાર્ય કારણનો વિચાર આવે છે. અને વારંવાર આ નિયમ પળાવાથી આ વિચાર દૃઢ અને પૂર્ણ થાય છે. લોકોના કહેવાથી સારાં અગર ખોટાં કૃત્યો કયાં તે જાણવા કરતાં અમુક કૃત્ય સારૂ અગર નરસુ છે એ જ્યારે પોતાથી જ સમજાય ત્યારે વ્યવહારમાં યોગ્ય વર્તન બિનચુક કરતાં આવડે જ. અવ્યવસ્થા કરી નાંખી હોય તો પાછી બધી વસ્તુઓ વ્યવસ્થા સર ગોઠવવાની

મહેનત કરવી પડે છે અને બીમારથી અમુક જાતનું સુખ અથવા મોજ ભોગવવાની હોય તે મળતાં નથી; અગર બેફિકરાઈથી કોઈ પણ વસ્તુ ખોઈએ અથવા ભાગી નાખીએ તો તે વસ્તુ મળતી નથી; એવો જે છોકરાને અનુભવ થયો હોય તેને પોતાના કૃત્યનું પરિણામ ભોગવવું પડે છે એટલું સમજાય છે અને તે ઉપરથી કાર્ય કારણના સંબંધનું જ્ઞાન પણ થતું જાય છે. પણ આથી ઉલટું જો છોકરાને માત્ર ઠપકો દીધો હોય અગર બીજી કોઈ જાતની શિક્ષા કરી હોય એટલે ગાળો દીધી હોય કે માર માર્યો હોય તો એવી શિક્ષાથી તેના મનમાં ઘણી વખતે કાળજી રહેતી નથી; અને વળી સારાં આચરણ અને નઠારાં આચરણ તે શું અને તેથી શો લાભ અગર અલાભ થાય છે તેનો અનુભવ તેને મળે તે પણ મળતો નથી. દીર્ઘ દૃષ્ટિવાળા માણસના સમજવામાં આવી પદ્ધતિથી જે માઠાં પરિણામ થાય છે તે આવેલાં છે અને તેમને એમ પણ જણાયું છે કે કૃત્રિમ દંડ અને શિક્ષાઓ કરવાથી નીતિમાં સુધારો ન થતાં ઉલટો બિગાડો થાય છે. કોઈપણ ન કરવાનું કામ કરીએ ત્યારે માબાપ અથવા શિક્ષક કડક થાય છે એવું બાલ્યાવસ્થામાં છોકરાંના મનમાં આવવાથી, કાર્યકારણનો ખોટો વિચાર તેઓ મોટાં થાય છે ત્યારે તેમના મનમાં રહી જાય છે; અને તેઓ એમજ સમજે છે કે જે કરવાની ના કહી હતી તે કર્યાથીજ તેમનો આપણા ઉપર ગુસ્સો થતો હતો; તેથી પછી જ્યારે માબાપનો અગર શિક્ષકનો ધાક હોતો નથી ત્યારે તે કૃત્યો ન કરવાની ભીતિ તેમના મનમાંથી જતી રહે છે, કેમકે તેવું કૃત્ય ન કરવાનું ખરું નિયમન એટલે સ્વાભાવિક પ્રતિક્રિયાનું જ્ઞાન તેમને હજી સૂધી થયું નથી; તે તો હવે માત્ર કડવા અનુભવથીજ મળવાનું. આ અલ્પ બુદ્ધિવાળી રીતથી જે પરિણામ નીપજે છે તે વિષે એક ગૃહસ્થ એમ લખે છે કે,—જે જુવાન માણસોના મન ઉપર માબાપે સારી વર્તણુક કયી તેની છાપ બેસાડી નથી તેવા જુવાનીઆઓ શાળામાંથી નીકળી સંસારમાં પડતાંજ દરેક જાતના દુર્ગુણોમાં ડૂબે છે. કેમ વર્તવું તેની તેઓને કાંઇ પણ સમજ હોતી નથી, કેમકે જે કારણોને લીધે નીતિનું આચરણ કરવું આવશ્યક છે

તે કારણોથી તેઓ કેવળ અજ્ઞાન હોય છે; અને જ્યાં સૂધી તેમને સંસાર સમુદ્રના ખરેખરા ઝપાટા લાગે નહિ ત્યાં સૂધી તેઓ મંડળીને ભયંકર થઇ પડે છે.

વળી આ નિયમનો બીજો લાભ એ છે કે તે ન્યાયથી ભરપૂર છે અને છોકરાંના મનમાં તેનું ન્યાયીપણું આવ્યા વગર રહેતું નથી. પોતાના દુર્વર્તનથી જે સ્વાભાવિક દંડ વેઠવો પડે છે તે કરતાં વધારે શિક્ષા થતી નથી. તેમના મનમાં એમજ થાય છે કે અમને ઘટે તેવો બદલો મળ્યો છે. એમાં કાંઇ ખોટું નથી. પણ જેમને કૃત્રિમ શિક્ષા કરવામાં આવે છે તેમના મનમાં એમ ડાઘ રહે છે કે મારા ઉપર ગેરવાજબી જૂલમ ગુજર્યો છે. આનું એક દૃષ્ટાંત લઇએ; એક છોકરો લૂગડાની દરકાર ન રાખતાં વાડમાં પેસે અગર કાદવમાં દોડે. આ છોકરાને જો માર્યો હોય તો તેના મનમાં એમ આવશે કે મને અયોગ્ય શિક્ષા કરવામાં આવી છે; અને તેથી પોતે કરેલા દોષનો પસ્તાવો ન કરતાં થએલી શિક્ષા મનમાં ઘોળ્યા કરવાનો. પરંતુ તેણે જે નુકસાન કર્યું હોય તે તેની પાસે ઠીક કરાવ્યું હોય-બગડેલાં લૂગડાં તેની પાસેજ ધોવરાવ્યાં હોય અગર વાડના કાંટાથી ફાટેલાં લૂગડાં તેનીજ પાસે સંધાવ્યાં હોય-તો તેના મનમાં એમ ખચિત આવશે કે તેને પોતાને જે મહેનત કરવી પડેછે તે પોતાનાજ કૃત્યનું ફળ છે. આ પ્રમાણે ઘણીવાર કરાવીએ તેમ છતાં પણ છોકરો લૂગડાં બગાડે અથવા ફાડે તો પછી માબાપ પોતાના નિયમ પ્રમાણે તે લૂગડાં જેટલા દિવસ ચલાવવાનાં હોય તેટલા દિવસ વિત્યા સિવાય નવાં લૂગડાં કરાવી આપવાની ના કહે અને તેથી સારે ટાણે બહાર જવા આવવા સારૂ પહેરવા જેવાં લૂગડાં તે છોકરા પાસે ન હોય તેથી તેને ઘેર રહેવું પડે ત્યારે તેના મનમાં તે શિક્ષા તેને ઘણીજ લાગશે. આવી શિક્ષા ભોગવવાનાં કારણો તેના સમજવામાં આવ્યા વગર રહેવાનાંજ નહિ. અને તેથી તેના ઉપર ગુજરેલી શિક્ષા જૂલમી અગર અન્યાયી છે એમ તેને કદાપિ લાગનાર નથી, પણ પોતાનાજ વાંકનો બદલો વેઠવો પડેછે એમ તેના મનમાં આવશેજ.

વળી આ રીત પ્રમાણે ચાલવાથી માબાપ અને છોકરાંનો પીત્તો

ઉકળવાનો સંભવ થોડો છે. પોતાની દુર્વર્તણુંકને માટે છોકરાંને સ્વાભાવિક દુઃખ વેઠવું પડે તે ન વેઠવા દેતાં માબાપ તેમને બીજી રીતે શિક્ષા કરેછે. તેથી બમણું નુકસાન થાયછે. માબાપ આ અધિકાર પોતાના હાથમાં લેછે ત્યારે તેઓ કુટુંબરાજ્યમાં અનેક કાયદા અને અનેક પ્રકારના નિયમો તથા આજ્ઞાઓ કરે છે. આ નિયમો પળાવવામાં તેમનો અધિકાર અને ઉપરીપણું રહેવાનું; નહિતો છોકરાં પછી તેમને ગણશેજ નહિ એમ તેઓ સમજે છે. અને એ નિયમો છોકરાંએ તોડ્યા કે પછી તેમનું પોતાનું અપમાન તેમણે કર્યું એમ માની લઈ તેમના ઉપર ક્રોધે ભરાય છે. વળી છોકરાંના વાંકની શિક્ષા છોકરાંએજ વેઠવી જોઇએ, તે તેમના ઉપર ન નાંખતાં પોતાના ઉપર ખેંચી લે છે. એટલે છોકરાંના વાંકને સારૂ માબાપને વધારે શ્રમ કરવો પડે છે. અથવા વધારે ખર્ચ કરવું પડે છે. તેમજ જે સ્વાભાવિક શિક્ષા છોકરાંઓના કૃત્યને લીધે તેમને ભોગવવી પડે છે, તે શિક્ષા કરનાર કોઇ તેમને નજરે પડનું નથી તેથી તેમના મનમાં ક્ષણિક અને મુકાબલે થોડી દાઝ ચઢેછે. પરંતુ જે શિક્ષા માબાપ પોતાની જાતે કરેછે તે વિષે છોકરાના મનમાં એમ રહી જાયછે કે માએ અગર બાપે મને આટલો બધો માર્યો અથવા આટલી ગાળો દીધી; તેથી તેને ઘણી ચીડ ચઢેછે અને તે ચીડ ઘણીવાર સૂધી તેના મનમાં રહેછે. છેક બચપણમાં જો આવી રીત રાખી હોય તો તેનાં કેવાં માઠાં પરિણામ થાય તેનો વિચાર કરો. ધારો કે બચ્ચાંના અજ્ઞાનથી તેમના શરીરને જે દુઃખ થાયછે તે દુઃખ માબાપથી લેવાતું હોત અને તે દુઃખ પોતે ખમી છોકરાંને તેમની ગેરવર્તણુક બદલ બીજી શિક્ષા પોતે કરી શકતાં હોત. જેમકે ઉના પાણીની દેગડી પાસે જવાની ના કહ્યા છતાં કોઈ છોકરૂં જ્યારે ત્યાં જઈ ઉનું પાણી પોતાના શરીર ઉપર ઢોળે ત્યારે તે ઉના પાણીનો ડામ માબાપથી પોતાના શરીર ઉપર લેવાતો હોય તો તે પોતાના શરીર ઉપર લઈ છોકરાને એક ધોકો મારે અને તે પ્રમાણે બધી બાબતમાં કરે, તો છોકરાંને દરરોજ જે જે થાય તે પોતાને માથે તાણી લેવાથી માબાપને વધારે ગુસ્સો નહિ ચઢે ? અને તેથી છોકરાં અને માબાપ એ બેઉનાં મન ઉકળેલાં શું નહિ

રહે ? તેમજ આરીજ રીતે માબાપ પાછળથી વર્તેછે. છોકરાએ બેદિકરા-ઇથી અથવા જાણી જોઇને પોતાની બેનનું રમકડું ભાગ્યું તો તેને મારેછે અને નવું રમકડું આણી આપવાને પોતે પૈસા ખર્ચ કરેછે. આમ કરવાથી વાંક કરનારને કૃત્રિમ શિક્ષા કરી સ્વાભાવિક ખરી શિક્ષા પોતે ભોગવેછે, અને તેથી બાપનો અને છોકરાનો મિજાજ નકામો તપેછે. જો તે રમકડું પોતે છોકરા પાસેથી ભરી લીધું હોય તો બેમાંથી એકને પણ આટલી બધી દાઝ ચઢે નહિ. તારે ખર્ચેજ રમકડું આણી આપીશ એમ છોકરાને કહી તેના હાથખર્ચને સારૂ જે પૈસા આપવાના હોય તેમાંથી તે આણી આપવામાં આવે તો આટલી બેદિલી થાયજ નહિ. બધા માણસો છોકરાંને હાથખરચી આપેછે એમ નથી, પણ તેમના તરફનું હમેશાંનું કાંઇ ખર્ચ સર્વને હોયછે ખરૂં. તેઓ નિશાળે જતાં હોય તો ખાવાનું લેવા સારૂં પૈસા આપીએ છીએ, તે થોડા દહાડા નહિ આપીને તેવુંજ રમકડું આણી આપવામાં આવે તો તેમને એમ લાગે કે અમારા વાંકને લીધે અમને જે મળવું જોઇએ તે ન મળતાં બીજાનું નુકસાન કર્યું તે તેમાંથી ભરી આપવામાં આવેછે. ટૂંકામાં તેમના કૃત્યનો સ્વાભાવિક બદલો તેમને મળવો જોઇએ, તે મજેથી પ્રકૃતિ કાયમ રહેછે; કેમકે તેમના સમજવામાં આવે છે કે ન્યાય પ્રમાણે જે શિક્ષા ઘટે તે મળી છે, અને તે શિક્ષા માબાપ જાતે નથી કરતાં પણ કુદરતી અગોચર રીતે થાય છે.

વળી આનું એક બીજું ફળ એ છે કે માબાપનો અને છોકરાંનો જે સંબંધ છે તેમાં એક બીજા ઉપર ભાવ વધી માબાપનો અખ્તિયાર વધારે રહેશે. માબાપને કિંવા છોકરાંને કોઇ પણ કારણથી ક્રોધ ચઢે અગર માબાપને છોકરાં ઉપર ગુસ્સો ચઢે તે વિશેષ હાનિકારક છે. જે વસ્તુઓથી આપણા મનમાં અણગમો [ નાખુશી ] થાય તે વસ્તુઓના ઉપર વિચાર-સંયોજનના નિયમ પ્રમાણે આપણને અપ્રીતિ ઉત્પન્ન થાય છે. અથવા તે ઉપર જો પહેલેથી આપણો ભાવ હોય છે તો તે મુકાબલે કમી થાય છે, અગર તેથી થએલી પીડા અથવા દુઃખ ભારે હોય તો તેમનો કંટાળો પણ આવે છે. માબાપ ગુસ્સે થઇ જો વારંવાર છોકરાંને મારકૂટ કરે ,અને તેમને

વારે ઘડીએ ઠપકો દીધા કરે તો તેથી છોકરાંનું મન તેમના ઉપરથી ઉંચું થવાનું અને તેથી તેઓ સામી ઝાંઝ ચઢાવે અગર ઉલટો ગુસ્સો કરે અને બળી મરેલા જેવાં ફરે તો પછી માબાપનું તેમના ઉપર જે વહાલ હોય છે તે ઓછું થયા વગર રહેજ નહિ. વળી વખતે તેઓ છેકજ અકારાં પણ થઇ પડે. આજ કારણથી માબાપ પ્રત્યે છોકરાંની ખેદીલી અને કોઇ કોઈ વાર છેકજ અભાવ થએલો એવા દાખલા આપણા જોવામાં ઘણા આવે છે; તેમાં પણ બાપ ઉપર ઓછો ભાવ અથવા બાપનો કંટાળો એવા દાખલા વધારે મળશે, કારણ કે વાંક પડે ત્યારે શિક્ષા કરવાનું કામ બાપને માથે આવી પડે છે. તેમજ માબાપ છોકરાંને દુઃખરૂપ ગણેછે તેવા દાખલા પણ ઘણાએ મળી આવશે. આવી રીતે માબાપ અને છોકરાંનું દિલ એક બીજા ઉપરથી ઉતરી જાય તો સારી નીતિની કેળવણી મળે નહિ, એ તો ઊઘાડુંજ છે. ત્યારે છોકરાંઓ અને પોતાની વચ્ચે આવો વિરોધ થવાનાં જે કારણો હોય તે ખસેડવાની માબાપે બહુજ કાળજી રાખવી જોઇએ. કોઇ કાર્ય થયું કે પ્રતિક્રિયા થવાની, એ જે પ્રતિક્રિયા આપવાનો કુદરતી નિયમ છે તેજ નિયમ તેમણે પણ પાળવોજ જોઇએ. આમ કરવાથી બાળકને શિક્ષા કરવાનું કામ તેમણે માથે લીધું છે તેમાંથી તેઓ મુક્ત થશે, અને છોકરાં અને તેમને એક બીજા ઉપર ક્રોધ અને અભાવ થવાનો સંભવ પણ જતો રહેશે.

ક્રિયા કરાઈ એટલે તેની પ્રતિક્રિયા થઇ સ્વાભાવિક રીતે જે બદલો મળે છે તેનો અનુભવ કરાવી છેક બચપણમાં અને પુખ્ત વયમાં નીતિની કેળવણી આપવાની જે કુદરતી રીતિ છે તે વચલા બાલ્યાવસ્થાના સમયને પણ લાગુ પડેછે, એમ આ ઉપરથી જણાય છે. આ રીતિથી ફાયદા થાય છે તે નીચે પ્રમાણે—

સારાં અને નઠારાં ફળનો સ્વતઃઅનુભવ થાયછે, તેથી સારી વર્ણુક કયી અને ખોટી વર્તણુક કયી એનો સયુક્તિક ખ્યાલ છોકરાંના મનમાં આવે છે; (૨) પોતાનાંજ કૃત્યનું દુઃખદાયક પરિણામ છોકરાંને વેઠવું પડે છે તેથી જે શિક્ષા થાય છે તે વાજબી થાય છે એમ પણ તેમના

સમજવામાં થોડું ઘણું આવવાનુંજ; (૩) જે શિક્ષા થાય છે તે વાજબીજ થાય છે એમ સમજવાંથી અને વળી તે શિક્ષા કોઇ પણ માણસ તેમને કરતું નથી પણ સૃષ્ટિરચનાના નિયમ પ્રમાણે તે તેમને ભોગવવી પડે છે તેથી તેમનો મિજાજ થોડો બગડે છે; અને માબાપ પણ સ્વાભાવિક શિક્ષા બાળકને થતી હોય તે થવા દેવાને વચમાં હાથ ન ઘાલે એટલીજ પોતાની ફરજ છે તે બજાવે છે, એથી તેમનું મન પણ સ્થિર અને શાંત રહે છે; અને (૪) આ પ્રમાણે એક બીજા ઉપર ગુસ્સે થવાનું કારણ રહેતું નથી, તેથી માબાપનો અને છોકરાંનો સંબંધ વધારે સુખમય અને માતાપિતાનો અધિકાર છોકરાં ઉપર વધારે બળવત્તર થતો જાય છે.

પણ છોકરાંએ કોઇ ભારે ગુન્હો કર્યો હોય તો શું કરવું? તેમણે કોઇ પૈસા અથવા રમકડું ચોર્યું, અથવા કોઈ છોકરે જૂઠું બોલ્યું કે તેણે પોતાના નાના ભાઇને અથવા બેનને માર માર્યો કે ગાળો દીધી તો શું કરવું? એવું બને ત્યારે ઉપર દર્શાવેલી રીત શી રીતે અમલમાં લાવવી? એમ કોઈ પ્રશ્ન ઉઠાવે. આ પ્રશ્નનો જવાબ દેતા પહેલાં થોડાંક દૃષ્ટાંતોનો વિચાર કરીએ.

એક ગૃહસ્થ પોતાના સગાને ઘેર રહેતો હતો ત્યારે તેણે તેના છોકરાને કેળવણી આપવાનું કામ પોતાને માથે લીધું. ઉપર કહી છે તે રીત પ્રમાણે તેણે તે છોકરાને કેળવવા માંડયો. ઘરમાં તેને શીખવે અને બહાર ફરવા જાય ત્યારે પોતાની સાથેજ તેડી જાય. જ્યારે તે જૂદી જૂદી વનસ્પતિ એકઠી કરે ત્યારે છોકરો છોડ શોધી લાવીને તેને આપે. આ પ્રમાણે તેની સોબતમાં છોકરાને ગમત પણ થતી તેમજ તે બણનો પણ ખરો. એક દિવસ કોઈ ચીજ ઘરમાં બીજા ઓરડામાં હતી તે તેને જોઈતી હતી તે લાવવાને તેણે છોકરાને કહ્યું; પણ છોકરાનું મન બીજી કોઈ રમતમાં લાગ્યું હતું તેથી તે લેવા ગયો નહિ, એટલે એ ગૃહસ્થ છોકરાને ન બીજનાં પોતે જાતે જઇને તે ચીજ લઇ આવ્યો અને છોકરાએ ના કહ્યું હતું તેથી તેને માઠું લાગ્યું હતું તેજ માત્ર દેખાડી આપ્યું. પછી રાત્રે રોજ તે નથા પેલો છોકરો સાથે રમતા હતા તે પ્રમાણે રમવા સારૂ છોકરાએ ઇચ્છા

બતાવી તે વખત તેણે તેને પાછો ખસેડયો અને તેની ગેરવર્તણુકથી જેટલું ખોટું લાગ્યું હતું તેટલુંજ માત્ર પ્રદર્શિત કર્યું. બીજે દિવસે ઊઠવાની વખતે છોકરાએ આવી તેને ઊઠાડયો, અને દાતણ કરવાને સારૂ પાણી વગેરે પણ તેણેજ આણી આપ્યું. પછી એ ગૃહસ્થની પ્રીતિ પુનઃપ્રાપ્ત કરવા સારૂ બીજું શું કરવું જોઇએ તેનો તે વિચાર કરવા લાગ્યો, અને તરત બોલી ઊઠ્યો કે "મોં લોવાને રૂમાલ જોઇશે તો" એમ કહી દોડતો જઇ ઘરમાંથી રૂમાલ લઈ આવ્યો. આવું આવું કરીને તેણે પોતાનો પશ્ચાતાપ બતાવ્યો, અને પોતે એક કામ કરવાની ના કહી હતી તો તેને બદલે બીજાં ઘણાં કામ કરી તેના મનની સમાધાની કરવાની કોશિશ કરવા લાગ્યો. અંતે છોકરાની શુભ વૃત્તિનો જય થયો; દુર્વૃત્તિ શમી. અને આ ગૃહસ્થની મમતા ન હોય તો કેવું ખોટું થાય એમ સમજવાથી તેના મનની બુજ પણ વધી.

આ ગૃહસ્થ હવે કુટુંબવત્સલ થયોછે અને પોતાનાં છોકરાંને પણ આજ રીતે ઉછેરે છે. તે પોતાનાં બાળકોના મિત્ર તરીકે તેમની સાથે વર્તેછે. સાંજ ક્યારે પડશે? એમ છોકરાં આતુર થઈ જોયાં કરેછે, કેમકે સાંજરે બાપા ઘેર આવશે એટલે તેમને ગમત થશે. રવિવારને દહાડે તો તેમને ખૂબ મઝા લાગેછે; કેમકે આખો દહાડો બાપા ઘેર હોયછે. છોકરાંનો તેના ઉપર સંપૂર્ણ પ્યાર અને વિશ્વાસ છે તેથી કાંઇ પણ તેમણે કર્યું તેથી પોતાને થએલી ખુશી અથવા નાખુશી તે બતાવે છે અને તેમને વશમાં રાખવાને આટલુંજ બસ છે. ઘેર આવ્યા પછી કોઇ છોકરાએ મસ્તી કરી હતી એમ તેના જાણવામાં આવે તો તેથી જેટલી નાખુશી તેને પેદા થાય તેટલીજ નાખુશી મનમાં લાવીને તે પોતાનો પ્રેમ તેટલોજ કમી છે એમ બતાવે છે. રીત પ્રમાણે છોકરાંને લાડ ન લડાવે તો તેમના મનને બહુ ખોટું લાગેછે, અને માર મારવાથી રડે તેના કરતાં તે વધારે રડેછે. આ શિક્ષાનો ભય છોકરાંના મનમાં હમેશાં રહેછે અને તે એટલો બધો કે ઘણીકવાર તેઓ પોતાની માને પૂછે છે કે "બા, આજ તો અમે તોફાન કર્યું નથી કેની? આજ અમે ડાહ્યાં થયાં છીએ એવું તું અમારા બાપા આવે ત્યારે કહીશ કે નહિ?"

એક વખત મોટા છોકરે જે માત્ર પાંચ વરસનો હતો તેણે મા બહાર ગઇ તે વખતે કાંઈ ઉધમાત કર્યો તથા પોતાના નાના ભાઇના વાળ કાતરી નાંખ્યા અને ચપ્પુ વતી પોતાની આંગળી કાપી. આ વાત સાંભળી એટલે સાંજરે અને બીજે દિવસે સવારે તેનો બાપ તેની સાથે કાંઇ બોલ્યો નહિ. એથી છોકરાને તરત શિક્ષા મળી એટલુંજ નહિ, પણ મા એક દિવસ ફરીથી બહાર જવા નીકળી ત્યારે તે છોકરાએ તેને વિનવી કે તું બહાર જઇશ નહિ. માએ તેનું કારણ પૂછ્યું ત્યારે તે બોલ્યો કે, તું બહાર જાય અને આગળ જેવું તોફાન કર્યું હતું તેવું થઇ જાય ત્યારે શું કરવું ?

ઉપર જે પ્રશ્ન કાઢવામાં આવ્યો હતો તેનો પ્રત્યુતર દેતા પહેલાં આ વાત અમે દાખલ કરી છે તેનું કારણ એટલુંજ કે માબાપ અને છોકરાંની વચ્ચે કેવી જાતનો સંબંધ છે તે જણાઇ આવે. ઉપર કહ્યો તેવો સંબંધ હોય તોજ મોટા ગુન્હા થાય ત્યારે છોકરાંને હાથમાં લઇ કબજે કરી શકાય છે ને તેવા વાંક ફરીથી ન બને તેમ થઈ શકે છે. ઉપર જે રીત કહી છે તે પ્રમાણે છોકરાં ઉછર્યાં હોય તોજ આવો સંબંધ માબાપની અને તેમની વચ્ચે બંધાય છે. પોતાનાં નઠારાં કૃત્યનો દુઃખ-દાયક બદલો છોકરાંને સહન કરવા દેવાથી માબાપ અને છોકરાંને વિરોધ થતો અટકે છે એટલું જ નહિ, પણ માબાપ અને છોકરાં એક બીજાને દુસ્મન જેવાં દેખે તેમ પણ થતું નથી. પણ ઉલટું જો પહેલેથીજ ઉપલી રીત રાખી હોય તો માબાપ અને છોકરાંની વચ્ચે ધાડી મિત્રતા હોય તેવો સંબંધ બંધાય છે.

હાલ છોકરાં માબાપને મિત્ર—શત્રુવત્ દેખે છે. છોકરાંની સાથે જેવી વર્તણુંક ચલાવવામાં આવે, તેમની જેવી બરદાસ થાય, તે પ્રમાણે તેમના મનમાં વિચાર બંધાય છે એમાં કાંઈ શક નથી. માબાપ કોઇ વખતે છોકરાંને અમુક કામ કરવા અથવા ન કરવાની લાલચ આપે છે, અને કોઈ વખત કામ કરતાં અટકાવે છે; કોઈ વખત ધમકાવે અને કોઈ વખતે લાડ લડાવે; કોઇ વખતે ઢીલી દોરી મૂકે અને કોઇ

વખતે શિક્ષા કરે ! આવી ઢંગઢાળ વગરની માબાપની રીત હોવાથી તેમના સ્વભાવ વિષે પરસ્પર વિરૂદ્ધ વિચાર છોકરાંના મનમાં આવે છે. 'હું કાંઈ તારી દુશ્મન તો નથી' એમ મા છોકરાને કહે એટલે છોકરાએ સમજી લેવું જોઈએ કે મારી મા તો મિત્ર છે. હું જે કહું છું અને કરૂં છું તે તારા સારા માટે છે. તારૂં હિત શામાં રહેલું છે તે હું તારા કરતાં વધારે સમજુ છું. હમણાં તું સમજતો નથી પણ મોટો થઇશ ત્યારે મેં જે કર્યું તે ઠીક છે એમ તને લાગશે. આવાં આવાં વચનો મા રોજ બોલે છે. પણ છોકરાને રોજ શિક્ષા મળતી જાય છે. અને જે કરવાનું મન હોય તે કરતાં ક્ષણે ક્ષણે પ્રતિબંધ કરવામાં આવે છે. માના મનમાં તેને સુખ મળે તેમ કરવાનું છે એમ કાને સાંભળે છે, પણ માને હાથે તેને થોડું ઘણું દુઃખ સહેવું પડે છે. માના મનમાં ભવિષ્યની વાત હોય છે તે બાળકના સમજવામાં આવતી નથી, અથવા મા જે કરે છે તેથી ભવિષ્યમાં તેને શું સુખ મળવાનું છે તે પણ તે સમજી શકતું નથી, તેથી પોતે જે પરિણામ વેઠે છે તે ઉપરથી બાળક પોતાના મનમાં તુલના કરે છે. અને આથી તેને સુખ મળતું નથી તેથી તેના મનમાં સંશય ઉત્પન્ન થાય છે. તે એમ ધારવા લાગે છે કે માનું કહેવું તો માત્ર ઉપર ઉપરનું છે. આ વિચાર બાળકના મનમાં આવે તેમાં કાંઇ નવાઇ નથી. બાળકને જે પ્રત્યક્ષ પૂરાવો રોજ મળતો જાય છે તે ઉપરથી તે પોતાના વિચાર બાંધે છે. જો માને પણ આજ પ્રમાણે થતું હોય, માના મિત્રો અને ઓળખીતા એમ બોલ્યા કરે કે અમે તારા કલ્યાણને સારૂ પ્રયત્ન કર્યા કરીએ છીએ, તારે માટે અમારૂં મન બહુ ખેંચાય છે પણ તેની કંઈ પણ કામ કરવાની ઇચ્છા થાય ત્યારે તેને અટકાવે, તેને ઠપકો દે, બાણ જેવાં વચનો સંભળાવે અને વખતે વખતે તાડન પણ કરતા જાય, એવા મિત્રોના બોલવા ઉપર માનો આદર બહુજ થોડો રહેશે. ત્યારે પોતાની આવી વર્તણુંકથી છોકરાના મનમાં પણ " મા છો સારૂં સારૂં બોલે; મને ફાવશે તે હું કરીશ " એ વિચાર નહિ આવે એવું શા માટે માની લે છે ?

પણ અમે જે રીતનું પ્રતિપાદન કરવા ઇચ્છીએ છીએ તે એક

સરખી રીતે અમલમાં આવતી હોય અને મા પોતે શિક્ષા કરવાનું કામ હાથમાં ન લેતાં મિત્ર તરીકે બાળકને એવું બતાવી આપે કે કુદરત આવી આવી તરેહની શિક્ષા કરશે, તો કેટલાં બૂહાંગ્ય પરિણામ નિપજશે તે જુઓ. નાનપણમાંથી આ રીત પ્રમાણે કેમ વર્તી શકાય તે બતાવવા સારૂ એક સહેલું દષ્ટાંત લઈએ. પ્રકૃતિ પ્રમાણે છોકરૂં રમત સારૂ સળેકડાં લઇ ઓઈઆં કરવા માંડે અને તે બળે તે જોયા કરે; સામાન્ય રીતે આવું જોઇને મા તેને ધમકાવી આઘો ખસેડશે, પણ જો વિચારશીળ બાઇ હશે તો તે વિચાર કરશે કે છોકરૂં બળતું સળેકડું એક ચિત્તે જુએ છે તેનું કારણ એ છે કે તેનામાં સ્વાભાવિક જીજ્ઞાસા ઉત્પન્ન થઈ છે. જો હું તેને અટકાવીશ તો તેને એક જાતનું જ્ઞાન મળતું અટકશે. એ વાત ખરી છે કે હમણાં જો છોકરાને સળેકડું નાંખી દેવાનું કહીશ અને દીવા પાસેથી આઘો ખસેડીશ તો તે દાઝશે નહિ. પણ તેથી શું ? કોઇક વખત તે દાઝયા વગર તો રહેવાનો નથીજ. માટે અગ્નિમાં શો ગુણ છે તેનો પ્રત્યક્ષ અનુભવ તે જાણે તો સારૂં, કેમકે આગળ જતાં તેના દેહના રક્ષણને માટે એ અનુભવ એને બહુ કામનો અને આવશ્યક છે. જો હું એને હાલ અટકાવીશ તો તે વળી ફરીથી તેવું કરશેજ; અથવા વખતે એથી પણ ભારે જોખમનું કામ પણ કોઇ વખત આદરી બેસશે અને તે વખતે તેને રોકનાર પાસે ના પણ હોય. પણ હું હમણાં પાસે ઊભી છું તેવામાં જો કાંઇ આડું અવળું થયું તો વધારે હરકત ન થતાં હું તેને સંભાળી લઇશ. વળી જો હું એને હાલ અટકાવું તો તે નિર્દોષી છતાં તેને શિક્ષા મળશે, તે એવી કે પોતાની જીજ્ઞાસા તૃપ્ત કરવામાં તેનું મન લાગ્યું છે તે જીજ્ઞાસા તૃપ્ત થતી અટકશે અને તેમ કરવાથી તેને મારા ઉપર કાંઇક ખોટું એ લાગશે. તેને જે દુઃખ થવાનો સંભવ છે તે દુઃખનું તેને ભાન નથી અને માત્ર તેની ઇચ્છા તૃપ્ત થતી નથી તેથી તે મને તેના દુઃખનું મૂળ ગણ્યા વગર રહેવાનો નથી. જે દુઃખનો તેના મનમાં ખ્યાલ આવવાનો નથી, તે દુઃખથી બચાવતાં તેને ખરેખરૂં સખ્ત લાગે તેવું દુઃખ હું તેના મનને કરીશ. અને તેથી હું તેને દુઃખ દેનારી છું એમજ તેના

સમજવામાં આવશે. માટે એમ કરવાથી તું દાઝીશ એટલુંજ તેને કહેવું અને ભારે નુકસાન થતું અટકાવવું એજ સારો રસ્તો છે. આ પ્રમાણે વિચાર કર્યાં પછી તે છોકરાને કહેશે કે—ભાઇ, તું એમ કરીશ તો દાઝીશ. હવે એમ ધારો કે સળેકડું નાંખી ન દેતાં છોકરૂં બાળ્યા કરે છે અને છેવટે તેનો હાથ દાઝે છે, તો પરિણામ શું થયું ? એક તો જે અનુભવ તેને મળવો અવશ્યનો છે—અને જેમ બને તેમ જલદી અનુભવ થાય તેમ સારૂં—તે અનુભવ તેને મળે છે. બીજું તેના મનમાં આવે છે કે મા અમુક વાત કરવાની ના કહે છે અગર તું આમ કરીશ તો આવું થશે એવું કહે છે તે મારા પોતાના સારા માટેજ કહે છે. એથી માના વહાલનો તેને અનુભવ થાય છે, તેના કહેવા ઉપર અને તેની મમતા ઉપર તેને ભરોસો બેસતો જાય છે અને તેથી તેનું હેત મા ઉપર વધે છે. પરંતુ જ્યારે છોકરાના હાથ પગ ભાગવાની અગર બીજી ભારે ઇજા થવાની ધાસ્તી હોય તે વખતે તો છોકરાંને બળાત્કારે તેવું કરતાં અટકાવવાની જરૂર પડે છે. આવી મોટી મોટી જોખમની વાતો બાતલ કરી સહેજસાજ જોખમ થયાનો સંભવ હોય તેમાંથી છોકરાંને બચાવી લેવું નહિ, પણ તું એમ કરીશ તો વાગશે અથવા દુઃખ થશે, એમ ચેતવવું અને તેમ ન કરવા વિષે માત્ર શિખામણ આપવી. તેમ છતાં તે કાંઇ કરે ને ઇજા વેઠે તો ભલે. આમ કરવાથી તેને માબાપ ઉપર હેત વધશે. માત્ર છોકરાંને જે શિક્ષા અગર ઇજા થવાનો સંભવ હોય તે બતાવવાથી અને થોડું વત્તું નુકશાન થવાનું હોય તે તેમને સમજાવી તે જે કરતાં હોય તે કરવા દેવાથી, માબાપ તેમનાં મિત્ર છે અને તે જે કહે છે તે ખરૂં છે એમ માનવું જોઇએ એવો વિશ્વાસ તેમના મનમાં દૃઢ થતો જશે. એથી જાતે શિક્ષા કરવાથી માબાપને જે ભૂંડાશ લેવી પડે છે તે તેમને માથે નહિ આવી પડે. તેમજ છોકરાં આખો દહાડો જે કરતાં હોય તે ન કરવાનું કહેવાથી તેમના મનમાં માબાપ ઉપર કંટાળો ઉપજે છે તે પણ ઉપજશે નહિ, પરંતુ તેથી ઉલટું તે બનાવોથી કુટુંબમાં સહેજસાજ ક્લેશ થાય છે તે નહિ થાય અને છોકરાંની અને માબાપની એકમેક પ્રત્યે સારી વૃત્તિ

દઢ થતી જશે. એથી, મોઢે કહેવું કે અમે તમારાં મિત્ર છીએ, તમારૂં કલ્યાણ ઇચ્છીએ છીએ; અને કૃત્ય આ વચનોથી ઉલટાં હોય, એવું ન બનતાં છોકરાંના જાતિ અનુભવથીજ જણાશે કે માબાપ આપણાં ખરેખરાં મિત્રજ છે. આવો અનુભવ થયો એટલે છોકરાંનો માબાપ ઉપર વિશ્વાસ અને વહાલ વધતાં જશે.

અમે જે કહીએ છીએ તે રીત પ્રમાણે વર્તવાથી માબાપ અને છોકરાંનો એક બીજા ઉપર સમભાવ વધતો જાય છે, એમ ઉપર કહ્યું તે ઉપરથી જણાશેજ. હવે આપણે આગલા પ્રશ્નનો વિચાર કરીએ.

પહેલું તો અમે સૂચવેલી રીત પ્રમાણે છોકરાને ઉછેર્યાં હોય તો વિશેષ દોષયુક્ત વાંક છોકરાં કરશે તેવો સંભવ થોડો છે. ખરેખરી રીતે છોકરાંની બરદાશ લેવાતી હોય તો તેમના મનમાં સદા બળીયેલપણું રહે નહિ; અને આ બળીયેલપણાને લીધેજ ઘણાં છોકરાં ખોટે માર્ગે ચઢે છે. વારંવાર મારઝૂડ કરવાથી માબાપ અને છોકરાંમાં એક બીજાથી અળગાપણું અને વિરોધ પેદા થાય છે, અને તેનું પરિણામ એ નીપજે છે કે સમભાવ નાશ પામે છે; અને સમભાવ ન હોવાથી વાંક કરવાનો રસ્તો મોકળો થાય છે. એકજ કુટુંબના છોકરાં એક બીજાને મારે છે તે માત્ર તેમની બરદાશ મોટાં માણસો કરે છે તેનું પ્રતિબિંબ છે. છોકરાંની એવી દુષ્ટ વર્તણુકનાં બે કારણો છે; એક તો પ્રત્યક્ષ દાખલો જુએ છે તે, અને બીજું શિક્ષા થઇ અગર ઠપકો મળ્યો તો તેથી મિજાજ ખાટો થાય છે અને તેનું વેર કોઇના ઉપર પણ વાળવું એવી વૃત્તિ થાય છે તે છે. મનુષ્ય પ્રકૃતિ એવી છે કે જો બીજાએ આપણને ચીડવ્યા હોય અગર આપણું નુકસાન કર્યું હોય તો તેવું કરનાર ઉપર દાઝ કાઢવાનું ન ફાવે ત્યારે પછી તે દાઝનો ઘડો આપણા બરોબરીઆ અગર ઉતરતા ઉપર આપણે ઢોળીએ છીએ.

બહારથી ચીડાઇ આવેલો માણસ પોતાની દાઝ બાઇડી ઉપર અગર છોકરાં ઉપર કાઢે છે. તેજ વૃત્તિના જોસમાં છોકરાં ચીડાયાં એટલે એક બીજાને મારઝૂડ કરી પોતાની દાઝ ઓસવે છે. પણ અમે વર્ણવ્યું છે તે નિયમન પ્રમાણે છોકરાંને કેળવ્યાં હોય તો તેથી તેમના મનની વૃત્તિ

સુખી રહે છે અને એક બીજા ઉપર તેમને વહાલ રહે છે. આવી રીતે ઉછેરવાથી છોકરાં એક બીજાને મારઝાડ કરશે નહિ, અને વધારે દોષવાન્ વાંક જેવાં કે અસત્ય ભાષણ અગર નાની સૂની ચોરી તે કરતાં પણ તેઓ અટકશે, એ વિષે કાંઈ શક રહેતો નથી. કુટુંબમાં એક બીજાનાં મન ઉડયાં હોય ત્યારેજ વાંક વધારે થાય છે. મનુષ્ય પ્રકૃતિનો નિયમ છે કે તેઓને ઊંચી જાતના સુખની તૃપ્તિ મળતી નથી ત્યારે હલકા સુખ પાછળ દોડે છે. જેઓને સમભાવિક સુખનો અનુભવ નથી તેઓ પોતાનું એકલાનું સ્વાર્થી સુખ શોધે છે. માટે જો છોકરાંનો અને માબાપનો સંબંધ બરોબર સુખદ હોય તો સ્વાર્થબુદ્ધિથી જે ગુન્હાઓ છોકરાં કરે છે તેની સંખ્યા ઓછી થવાનીજ.

તો પણ જ્યારે આવો કાંઇ વાંક છોકરાં કરે—અને ગમે તેવી ઉત્તમ નિયમન રીત રાખી હોય તો પણ આવા વાંક કરવાનો સંભવ છે—ત્યારે સ્વાભાવિક પ્રતિક્રિયા થવાનો જે નિયમ છે તે પ્રમાણેજ આપણે વર્તવું જોઇએ. અને ઉપર કહ્યા પ્રમાણે જો માબાપ અને છોકરાં વચ્ચે પ્રેમ અને વિશ્વાસની ગાંઠ બંધાઇ હશે તો બેશક આ રીત પૂરેપૂરી અસરકારક થઇ પડશે. ચોરીનો સ્વાભાવિક બદલો બે જાતનો છે; પ્રત્યક્ષ અને પરોક્ષ. પ્રત્યક્ષ બદલો એ કે લીધેલો માલ પાછો આપવો. ન્યાયી રાજા હશે તો તે એટલો જ હુકમ ફરમાવશે કે ખોટું કૃત્ય કર્યું હોય તે સારૂં કૃત્ય કરી ધોઇ નાંખવું. છોકરાંએ ચોરી કરી હોય તો ચોરી આણેલો માલ જેવોને તેવો પાછો આપવો અગર જો તે માલ પાછો અપાય તેવું ન હોય તો તેની કીંમત ભરી આપવી અને તે કીંમત છોકરાંના ગજવાખર્ચમાંથી અગર છોકરાં ખાતે જે ખર્ચ કરવા ધાર્યું હોય તે ખર્ચમાંથી અપાવવી. પરોક્ષ પરિણામ એ કે માબાપની ભારે નાખુશી. જે લોકો એટલા સુધરેલા છે કે ચોરી કરવી તે ગુન્હો ગણે છે તે લોકોમાં ચોરી કરનાર ઉપર અત્યંત નાખુશી પેદા થાય છે, પણ કોઇ કહેશે કે માબાપ છોકરાંને ગાળો ભાંડે અથવા ધપા જડાવી દેછે ત્યારે તેઓ પોતાને થએલી નાખુશીજ પ્રદર્શિત કરે છે, માટે તમે સૂચવોછો તે રીતથી કાંઈ જૂદુંજ ફળ થશે એમ નથી. અમે આગળ

કબુલ કર્યું છે કે આ રીત કેટલેક દરજ્જે પાળવામાં આવે છે, અને હાલમાં ચાલતી કેળવણી આપવાની પદ્ધતિનું વલણ પણ આ ખરી રીત તરફ જ જતું જાય છે.

વળી સૃષ્ટિનો નિયમ એવો છે કે આવી સ્વાભાવિક પ્રતિક્રિયા જે પ્રમાણે જરૂર હોય તે પ્રમાણે થોડી અગર વધારે થવાની જ. એટલે કે મુકાબલે જંગલી સમયોમાં માબાપ પોતાની નાખુશી ઘણીજ જબરી રીતે બતાવે, કેમકે તેવા સમયમાં મુકાબલે છોકરાં પણ તેવાંજ જંગલી હોય છે. પણ જેમ જેમ જમાનો સુધરતો જાય અને બાળકો પણ સખ્ત શિક્ષા થયા સિવાય નરમ શિક્ષાથી સુધરે એવાં હોય, ત્યારે માબાપ પણ નરમ ઉપાયો લેશેજ. સુધરેલા કાળમાં બાળકો પણ કાંઈ સુધરેલાં હોયજ. પણ અમારો મુખ્ય મુદ્દો એ છે કે માબાપ અને છોકરાંનું એક બીજા ઉપર જેટલું હેત હોય તેના પ્રમાણમાંજ ભારે દોષવાન્ વાંક છોકરાં કરે ત્યારે માબાપની નાખુશી થાય. ઇતરાજી એટલીજ શિક્ષા છોકરાંને સારે માર્ગે લાવવા સારૂ બસ થશે. આ વાતની સાબીતી જોઇતી હોય તો તે નજર આગળ જ છે.

કોઇ માણસને ખોટું લાગે એવું કાંઇ આપણે તેને કહ્યું હોય તો તેના ઉપર આપણો જેટલો ભાવ હોય તેના પ્રમાણમાં આપણને પશ્ચાતાપ થાય છે. જેને ખોટું લાગ્યું હોય તેની સાથે આપણને અદાવત હોય અગર તે આપણો સામાવાળીઓ હોય; તો તેને સંતાપ થયો તેથી આપણને દિલગીરી ન થતાં મનમાં સંતોષ થાય છે. જેનું અપમાન થયું હોય તે તદ્દન અજાણ્યો જ માણસ હોય તો આપણા મનમાં જેટલો ખેદ થાય છે તેના કરતાં જો તેની સાથે આપણો નિકટ સંબંધ હોય તો વધારે ખેદ થાય છે. અને તેથી ઉલટું ;જેના ઉપર આપણું અત્યંત વહાલ હોય અને જેને આપણે ખૂબ ચાહતાં હોઈએ તેવા મિત્રનો આપણા ઉપર ક્રોધ થાય તો આપણે તે મહા દુઃખની વાત શું નથી ગણાતા ? આજ પ્રમાણે માબાપનો અને છોકરાંનો જેવો સંબંધ તે પ્રમાણે માબાપની નાખુશીનું કારણ થોડું વત્તુ થવાનું. માબાપ અને છોકરાંના મનમાં એક બીજા ઉપર ભાવ હોતો નથી

ત્યારે શારીરિક શિક્ષા અગર કાંઇક સુખનો અભાવ થશે, એવી સ્વાર્થ બીતિ વાંક કરનાર છોકરાંના મનમાં રહે છે. તેમને આવી શિક્ષા કર્યા પછી અરસપરસ વિરોધ અને અણગમો થવાથી સુળનો અભાવ દિવસે દિવસે વધતો જાય છે પણ જો એવી ફલરું માબાપ મિત્ર નરીકે વર્ત્યા હોય અને તેમના ઉપર છોકરાંનો ભાવ સજ્જડ બેઠો હોય તો આગળ ઉપર એવી વર્તણુક ફરી ન થાય તેટલા માટે માબાપની નાખુશી એજ પૂરતો અંકુશ છે અને પરિણામે તેનો લાભ પણ સારોજ છે. આવા પ્યારા મિત્રની આપણા ઉપર કરડા થઇ એમ લાગવાથી મનમાં જે દુઃખ થાય તે શારીરિક શિક્ષાની ગરજ સારે છે અને તેની અસર ઘણી શારીરિક શિક્ષા જેટલી સારી થાય છે. આ રીત પ્રમાણે ચાલવાથી મારકુટ વગેરે કરવાથી જે બીક અને ખારીલાપણું મનમાં ઉત્પન્ન થાય છે તે ન થતાં, "માબાપને ખોટું લાગ્યા જેવું આપણાથી થયું તેથી તેમને દિલગીરી થઇ" એમ વિચાર કરીને છોકરાં દિલગીર થાય છે અને એ દિલગિરી થવાનું કારણ પોતાને હાથે ઉત્પન્ન કર્યું તેથી તેમના મનમાં ખરેખરો પસ્તાવો થાય છે અને કોઈ પણ રીતે તૂટેલી મિત્રાચારી ફરી સ્થાપિત કરવાની તેમના મનમાં ઉત્કંઠા થયા વગર રહેતી નથી. એથી, મને માર્યો, મારો શો વાંક? મને મારવાનો શો અધિકાર? ઇત્યાદિ વિચારો કે જે ગુન્હાનું મુખ્ય કારણ છે તે છોકરાના મનમાં ઉત્પન્ન ન થતાં, જેથી દોષવાન્ કૃત્યો થતાં અટકે એવા પસ્તાવાની વિચારો તેના મનમાં આવે છે, આથી જણાશે કે કૃત્યનો સ્વાભાવિક બદલો મળવો જોઇએ એવી જે નિયમન-પદ્ધતિ છે, તે, હલકા તેમજ ભારે વાંક થયા હોય ત્યારે પણ એકસરખી રીતે ઉપયોગી થઇ પડે છે. એ રીતનો અમલ થવાથી ગુન્હા ઘટે છે એટલુંજ નહિ, પણ તે નિરમળ થાય છે.

ટૂંકામાં જંગલીપણાનું ફળ જંગલી અને નરમાશનું ફળ નરમાશ છે. જે છોકરાંના ઉપર માબાપ સમભાવ દેખાડતાં નથી તે છોકરાં સમભાવ વૃત્તિ રહિત હોય છે. તેથી ફલરું 'તે પણ મનુષ્ય પ્રાણી છે, તેમને પણ આપણા જેવીજ લાગણીઓ છે,' એવો વિચાર માબાપ મનમાં લાવી છોકરાંની અરદાસ રાખે તો છોકરાંના મનમાં પણ તેવીજ અસર થાય છે.

દેશરાજ્યવ્યવસ્થા કરવામાં ગુન્હા શમાવવા સારૂ જેમ જૂલમ વધારે તેમ ગુન્હા વધતા જાય છે, તેમજ કુટુંબરાજ્યમાં પણ વધારે સખ્તાઈથી ગુન્હા ઘટવાને બદલે વધતા જાય છે, પણ રાજનીતિ નરમ અને ઉદારવૃત્તિવાળી હોય તો કજીઆ અને ફિતુરનાં ઘણાં કારણો ઉત્પન્ન થતાં નથી એટલુંજ નહિ, પણ પ્રજાની મનોવૃત્તિ પણ એવી સુધરે છે કે તેથી ગુન્હા થવાનો સંભવ કમી થાય છે. લૉક નામના નામાંકિત વિદ્વાને એમ અભિપ્રાય દર્શાવ્યો છે કે “ કેળવણી આપતાં જો સખ્ત શિક્ષા કરવામાં આવે તો તેથી સારૂં ફળ નીપજતું નથી, પણ ઉલટું તેથી નુકશાન થાય છે. અને બીજી બધી બાબતો સરખી હોય તો જે છોકરાએ બહુ માર વેઠ્યો છે તેઓ સારા માણસ નિવડતા નથી. ”

ઉપર અમે લૉકનાં મૂળતત્વો જણાવ્યાં અને હવે એ મૂળતત્વો ઉપરથી જે થોડાંક મુખ્ય નિયમો નીકળી આવે છે તેનો વિચાર ટૂંકામાં કરીએ.

છોકરાં સારાં નીતિમાન છે એમ માની લેવું નહિ. જે જંગલી પ્રજામાંથી તેમની ઉત્પત્તિ થએલી છે તેનાં ખાસ લક્ષણો દરેક સુધરેલા માણસમાં પૂર્વાવસ્થામાં જોવામાં આવે છે. જેમ છોકરાંની આકૃતિ પહેલાં જંગલી મનુષ્યની મુખાકૃતિને મળતી હોય છે, તેમજ તેમની પ્રેરણાબુદ્ધિ પણ જંગલી માણસની પ્રેરણાબુદ્ધિ જેવીજ હોય છે. તેજ કારણથી એક બીજા ઉપર ક્રૂરતા કરવી, જૂઠું બોલવું, ચોરી કરવી, એવી એવી બાબતો છોકરાંમાં સામાન્ય રીતે જોવામાં આવે છે. અને મુખાકૃતિ જેમ પાછળથી થોડી ઘણી બદલાય છે તેમ બીજું કોઈ નિયમન ન હોય તોપણ આ મૂળ પ્રેરણા પણ થોડી ઘણી તો બદલાવાનીજ. લોકો સાધારણ રીતે એમ માને છે કે બચ્ચાં નિર્દોષ હોય છે, અને એ વાત કેટલેક દરજ્જે ખરી છે. છોકરામાં દુર્જ્ઞાન હોતું નથી પણ તેમના મનમાં કુપ્રેરણાઓ તો હોયછેજ. છોકરાંને એકલાં મૂક્યાં હોય છે ત્યારે નિશાળમાં અને ઘરમાં તેઓ એક બીજા ઉપર ઘાતકીપણું વાપર્યા વગર રહેતાં નથી. અને જો તેથી પણ નાની ઉમરનાં છોકરાંને છૂટાં મૂકી દીધાં હોય તો તેમની ક્રૂરતા વધારે દીઠી આવશે.

સારી વર્તણુંકનું ધોરણ બહુ ઊંચું રાખવું એ ડહાપણભરેલું નથી એટલુંજ નહિ, પણ એવી સારી રીતે વર્તવા સારૂ તેમને લાલચ દેખાડવી એ પણ સારૂં નથી. છોકરાંની બુદ્ધિમાં અકાળિક પકવતાનાં ચિન્હ દેખાય તો તેનું પરિણામ સારૂં નીપજતું નથી એમ ઘણા લોકો કબુલ કરે-છે. તેમજ નીતિની પણ અકાળિક પકવતાનું ફળ પણ માઠુંજ છે એમ સમજવું જોઇએ. જેમ બુદ્ધિની ઉન્નત શક્તિઓ મિશ્ર છે તેમજ નીતિની ઉંચી શક્તિઓ પણ મિશ્રજ છે. તે બે જાતની શક્તિનો પૂર્ણ પ્રકૃતિભાવ થતાં વખત લાગે છે. લાલચ બતાવી અકાળિક પરિપક્વતા મેળવવાની કોશિષ કરવામાં આવે તો તેથી પરિણામ સારાં થતાં નથી. નાનપણમાં જે છોકરાં ઘણાં સારા, ડાહ્યાં અને વખાણવા લાયક હોય છે તે મોટાં થાય છે ત્યારે બગડતાં જાય છે. અને નાનપણમાં જેઓ સારાં નીવડશે એવી આશાએ ન હોય તેવાં પાછળથી ખરેખરાં સ્તુત્ય નીવડે છે એવું ઘણાના જોવામાં આવ્યું હશે.

એટલા માટે મધ્યમ ઉપાય યોજી મધ્યમ ફળ મળે તેથીજ આપણે તૃપ્ત રહેવું. ઉંચા પ્રકારની નીતિ ધીમે ધીમે પરિપક્વ થતી જાય છે એ નિયમ ધ્યાનમાં રાખીશું તો ઘડીએ ઘડીએ છોકરાંમાં જે અપૂર્ણતા દેખાય છે તેથી અધિરા ન થતાં આપણે તે સહન કરી શકીશું. આ નિયમ ધ્યાનમાં રાખવાથી વારંવાર છોકરાંને ઠપકો દેવાની, ધમકાવવાની અને તેમને કોઇ કામ કરતાં અટકાવવાની ઇચ્છા તમારા મનમાં કાંઇક કમી ઉત્પન્ન થશે. અને તમે નહિ ખીજો, નહિ ધમકાવો, અથવા નહિ અટકાવો, તો તેમની બેદિલી થવાનું કારણ પણ જશે.

અમે જે રીત દાખલ કરવા માગીએ છીએ તેનું પરિણામ એ થશે કે કુટુંબરાજ્યનું ધોરણ ઉદાર રહેશે; એટલે દરેક બાબતમાં છોકરાં ઊઠે ત્યારથી પાછાં ઊંઘે ત્યાં સૂધી તેમની વર્તણુક સંબંધી માબાપ ઘડીએ ઘડીએ તેમને કહી પોતાને સારો લાગે તે રસ્તે ચાલવાની ફરજ પાડશે નહિ, પણ નાની નાની બાબત છોકરાંને ગમે તે રીતે કરવાને તેઓ સ્વતંત્ર રહેશે, અને તેમ થાય તો તેમાં કાંઈ હરકત પણ નથી. છોકરાં જે કૃત્ય

કરે તેનો સ્વાભાવિક બદલો તેમને મળ્યો છે કે નહિ એટલી બાબત ઉપર માબાપે લક્ષ રાખવું જોઇએ. કેટલાંક માબાપ છોકરાં ઉપર અતિ સખ્તાઇ કરે છે તેવી કરવી જોઇએ નહિ; જેમ બને તેમ છોકરાંને અનુભવ મેળવવા દેવો. આમ કરવાથી તમારાં છોકરાં જો ગરીબ સ્વભાવનાં હશે તો તેઓ શંક ઘેટાં જેવાં, જ્યાં દોરે ત્યાં જાય, જે કહે તે કરે, તેવાં નહિ થાય. અને જો તેઓ આપમતિયા સ્વભાવનાં હશે તો તમારી અને તેમની વચ્ચે જે વિરોધ ઉત્પન્ન થવાનો સંભવ છે તેવો વિરોધ પણ નિપજશે નહિ.

છોકરાએ કાંઇ પણ કર્યું કે તેના કૃત્યની સ્વાભાવિક પ્રતિક્રિયા થવી જોઇએ. તેના પોતાના કૃત્યનો બદલો તેને મળવો જોઇએ એટલો નિયમ જો તમે બરોબર અમલમાં લાવશો તો તમારા મિજાજ પર હાથ રહેશે. છોકરાંએ કાંઇ પણ ખોટું કામ કર્યું તો તેઓ ફરીથી તેવું ન કરે તેટલા માટે, એટલે તેઓ નીતિને માર્ગે ચડે તે સારૂ ઘણાંખરાં માબાપ પોતાને તાત્કાળિક સૂઝી આવે તે રીતે તેમના ઉપર ક્રોધ કાડે છે. છોકરાએ કોઇ નાનો સૂનો વાંક કર્યો કે મા ધોકા જડાવી દે છે, પાંગોડું પકડી તેને ઢંઢોળે છે અગર મહેણાં ટૂંણાં મારવા કે ગાળો દેવા મંડી જાય છે, તેથી શું જણાય છે ? માત્ર એટલુંજ કે માનો મિજાજ ઠેકાણે રહ્યો નથી, અને છોકરાનું કલ્યાણ થાય એવી ઇચ્છાથી તે આમ કરે છે તેમ પણ નથી, પણ પોતાના ક્રોધના આવેશમાં કરી દેછે. પરંતુ છોકરાએ કાંઈ પણ ગુન્હો કર્યો કે એકદમ ક્રોધ કરી તેને શિક્ષા કરવા મંડી પડતાં પહેલાં એટલો વિચાર કરવો કે, આ વાંકને માટે સ્વાભાવિક શો બદલો તેને મળવો ઘટે છે અને તે બદલો શી રીતે મળી શકે ? આથી આપણો મિજાજ આપણે કબજે રાખી શકીએ છીએ, અવિવેકી ક્રોધનો આવેશ શમે છે, અને ખરૂં શું કરવું તે સૂઝી આવે છે.

પણ સ્વાભાવિક રીતે છોકરાને તેમના કૃત્યનો બદલો મળવા દીધો એટલે બસ છે, આપણે કાંઈ બોલવા ચાલવાની જરૂર નથી; એમ સમજી સ્તબ્ધ પૂતળા જેવા આપણે બેશી રહેવું જોઇએ નહિ.

કુદરતના નિયમ પ્રમાણે પોતાના કૃત્યનો બદલો મળી આવે છે એમાં તો કાંઈ શક નથી. પણ બાળકના કૃત્યથી પોતાને ખુશી અથવા નાખુશી થએલી હોય તે માબાપે તેને દેખાડી આપવી એ પણ એક સ્વાભાવિક પ્રતિક્રિયા છે, અને છોકરાંને સારે રસ્તે દોરી જવાનું એ એક ઈશ્વર નિર્મિત સાધન છે. માબાપનો સાધારણ દોષ એ છે કે તેઓ કુદરતી શિક્ષાને બદલે પોતાની નાખુશી દેખાડી કૃત્રિમ શિક્ષાઓ કરે છે. આ દોષ દૂર કરવો જોઇએ એમ અમારૂં કહેવું છે. સૃષ્ટિના સ્વાભાવિક નિયમ પ્રમાણે જે શિક્ષા છોકરાંને થતી હોય તે અટકાવવી અગર પોતાને માથે ખેંચી લઇ માબાપ તેમને કૃત્રિમ શિક્ષા કરે છે તે ભૂલ સુધારી દેવી જોઇએ. સ્વાભાવિક શિક્ષાઓ ન થવા દઈ કૃત્રિમ શિક્ષા કરવી નહિ જોઇએ, પણ સ્વાભાવિક શિક્ષા થતી હોય તેની સામે સહાયભૂત થઇ કૃત્રિમ શિક્ષા કરવામાં આવે તો કાંઈ ખોટું નથી. છોકરાંના કૃત્યથી તેઓને સ્વાભાવિક શિક્ષા તો મળશેજ, પણ તેવાં કૃત્યથી તમારા મનમાં જે દિલગીરી થઈ હોય અથવા રોષ આવ્યો હોય તે પણ તમને યોગ્ય લાગે તેવા શબ્દો બોલીને અથવા પસંદ પડતી બીજી રીતથી પ્રદર્શિત કરવાં જોઇએ, તમને જે દિલગીરી થશે અથવા રોષ આવશે તે તમારી પ્રકૃતિ પ્રમાણે વધારે ઓછાં હશે, પણ તમને યોગ્ય લાગે તેટલીજ દિલગીરી અથવા ગુસ્સો તમારે બતાવવો જોઇએ. તમારા મનની નાખુશી અતિશય અગર ઘણી લાંબી મુદત સુધી ટકાવી રાખવી નહિ. તેમજ મા નબળા તોરને આધિન થઈ છોકરાને સખ્ત ઠપકો દઇ અગર માર મારી તેજ ક્ષણે પાછો તેને ખોળામાં લઇ લાડ લડાવે છે અને કહે છે કે, કેવો અનાડી છે! બિચારાએ કેટલો માર ખાધો! તેમ પણ કરવું નહિ. "અતિ સર્વત્ર વર્જયેત" એ નિયમ પ્રમાણે અત્યંત ક્રોધ પણ કરવો નહિ, તેમજ ગુસ્સે થયા પછી તરતજ છોકરાને બોલાવી લાડ લડાવી તેના વાંકની માફી કરવામાં આવી છે એમ પણ બતાવી દેવું જોઇએ નહિ. ઘણી નાખુશી બતાવી છોકરાં ઉપરથી તમારૂં દિલ ઉતરી ગયું છે એમ લાંબી મુદત સુધી બતાવવામાં આવે તો નુકસાન થવાનો સંભવ છે. તમારી મિત્રતાની છોકરાને જરૂર નથી અને તે વિના તેને ચાલે છે

એમ તેને સહવાસ પડી જાય, તો તમારો અધિકાર તેના ઉપરથી ઓછો થતો જશે. કોઈ પણ ખોડ ખામી નહિ એવી પ્રકૃતિનાં માબાપ જેટલી નાખુશી બતાવે તેટલી બતાવવાને તમારે પ્રયત્ન કરવો જોઇએ.

છોકરાંને જેમ બને તેમ થોડા હુકમ કરવા. બીજો કોઇ રસ્તો ન હોય અગર બીજા કશાથી કાંઇ ફળ ન થયું હોય ત્યારેજ માત્ર આમ કર, અગર કરીશ માં, એવી આજ્ઞા છોકરાંને કરવી. રીચર કહે છે કે વારંવાર આજ્ઞા કરવામાં માબાપ પોતાનું હિત તાકે છે, પણ છોકરાંના કલ્યાણ તરફ તેમની નજર હોતી નથી. મંડળીનું બંધારણ પહેલું શરૂ થયું ત્યારે કાયદાનું ઉલ્લંઘન કોઈએ કર્યું તો તેને શિક્ષા કરવાનો હેતુ એટલોજ ગણાતો હતો કે તેણે રાજાની સત્તાનું અપમાન કર્યું; તેનું આચરણ દોષિત હતું માટે શિક્ષા કરવી જોઈએ એમ સમજતા નહોતા. તેમજ ઘણાં કુટુંબોમાં છોકરાંને શિક્ષા કરવામાં આવે છે તે તેમનો સુધારવાના હેતુથી નહિ, પણ તેમણે આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું માટે શિક્ષા થવી જોઇએ એ કારણથી તેમને શિક્ષા થાય છે. સાધારણ રીતે છોકરાંને ધમકાવતાં જે બોલ બોલવામાં આવે છે તે આ હોય છે, તું મારૂં કહ્યું ન માનનાર કોણ? મારા કહ્યા પ્રમાણે કરવું જ પડશે, નહિ કરે તો જઇશ ક્યાં? જો તારી વલે થાય તે! આવાં વાક્યો અને તે બોલવાની ઢબ ઉપરથી શું સમજાય છે? એમાં છોકરાનું કલ્યાણ થાય તે કરતાં તેમને કબજે કેમ રાખવાં, તેમને હુકમ માનતાં કેમ બનાવી દેવાં, એ હેતુ પ્રાધાન્ય હોય છે. બંડખોર પ્રજાને શિક્ષા કરવાને તત્પર થએલા કુલ અખ્તિઆરી રાજાના મનની જેવી સ્થિતિ હોય છે તેવી સ્થિતિ આવી વખતે માબાપના મનની હોય છે. હિતેચ્છુ કાયદા કરનારને જેમ જૂલમ કરવો પસંદ પડતો નથી તેમ વિવેકી માબાપને પણ જૂલમ કરવો ગમતો નથી. બીજી રીતે સારૂ આચરણ કરાવી શકાય એવું હોય ત્યારે તે કાયદાનો ઉપયોગ કરતો નથી અને કાયદો વાપરવાની જરૂર જણાયેથી તેને ખેદ થાય છે. જે વિવેકી માબાપની અધિકાર ચલાવવાની વૃત્તિ ખરૂં કર્તવ્ય શું છે તે સમજાયાથી નિયમમાં આવી હશે તેઓ જેમ બને તેમ છોકરાં પોતાની મેળે જ અંકુશમાં રહે તેમ કરશે, અને છેવટ

બીજો કોઇ ઇલાજ નહિ રહે ત્યારે જ માત્ર આપખુદી અખ્તિઆરનો અમલ કરશે.

પણ જ્યારે જ્યારે તમે આજ્ઞાઓ કરો ત્યારે ત્યારે તે આજ્ઞાઓ પરસ્પર વિરૂદ્ધ હોવી જોઇએ અને તે પળાવવાનો દૃઢ નિશ્ચય રાખવો જોઇએ. હકીકત એવી હોય કે બીજો કોઈ ઇલાજ ચાલી શકે તેમ નથી, તો બેશક તમારે હુકમ ફરમાવવો; પણ એક વખત છોકરાને અમુક કર અગર ન કર એવો હુકમ કર્યા પછી ડગવું નહિ. હુકમ કરતાં પહેલાં પુખ્ત વિચાર કરો, તેનું પરિણામ શું થશે તેની તૂલના કરો અને કરેલો હુકમ પળાવવા જેટલી તમારામાં દૃઢતા છે કે નહિ તે વિચારી જુઓ. એ બધો વિચાર કરતાં તમને એમજ લાગે કે હુકમ કરવો અવશ્ય છે તો બેશક હુકમ કરો અને ગમે તેમ થાય તો પણ પછી તે હુકમ છોકરાં પાસે પળાવ્યા વગર રહેશો નહિ. કુદરતની શિક્ષા જેવી અનિવાર્ય્ય છે તેવી તમારી પણ હોવીજ જોઇએ. બળતા અંગારાને જેટલી વાર છોકરૂં અડકે તેટલી વાર તેનો હાથ દાઝે છે અને તેથી તરત તે સમજે છે કે અંગારાનો સ્પર્શ કરવો નહિ. એજ પ્રમાણે તમારૂં બોલવું -નિશ્ચયાત્મક- હોય, અમુક કામ કરીશ તો તને આવી શિક્ષા થશે એવું તમે છોકરાને કહ્યું હોય, તો જેટલી વાર છોકરૂં નિષિધ કામ કરે તેટલી વાર તેને ઘટતી શિક્ષા મળવી જ જોઇએ. આ પ્રમાણે એક સરખો નિયમ રાખવાથી જેટલું માન છોકરાં કુદરતી નિયમનનું રાખે છે તેટલુંજ માન તમારી આજ્ઞાઓને આપી તે માથે ચઢાવશે; અને તમે કહ્યું તે માનવુંજ પડશે એ વાત છોકરાંના મનમાં ઠશી એટલે બીજા અગણિત કલેશ કંકાસ અટકશે. કેળવણી આપવાની પદ્ધતિમાં ઘણા દોષો છે, પણ બધા કરતાં મોટો દોષ અનિશ્ચિતપણું—અબી બોલ્યા અબી ફોક—એ છે. ન્યાય કરવાનું નિશ્ચય ધોરણ હોતું નથી ત્યારે દેશમાં ગુન્હા વધે છે, તેમજ શિક્ષા કરવામાં અનિશ્ચિતપણું અને દૃઢ નિશ્ચય નહિ હોવાથી કુટુંબમાં છોકરાંનો વાંક વધારે થાય છે.

છોકરાંને વારે વારે ધમકી આપે પણ તે ધમકીનો કદી અમલ કરે નહિ; ઉતાવળથી તમે આમ કરજો એવો નિયમ કરે અને પાછળથી

તે નિયમનો અવકાશ વખતે વિચાર કરે ત્યારે તેમને પસ્તાવો થાય; એકનો એક વાંક હોય તોપણ પોતાના મનના તુરંગ પ્રમાણે તેમને એક વાર શિક્ષા કરે અને બીજી વખત નરમાશ દેખાડે; એવી માતા પોતાનાં તેમજ પોતાનાં બાળકનાં દુઃખનો પાયો રચે છે અને તેથી છોકરાંના મનમાં તેના ઉપર તિરસ્કાર આવવા માંડે છે. તે પોતાની મનોવૃત્તિ નિયમમાં ન રાખી છોકરાંને ખોટો દાખલો દે છે. એક નિયમ નહિ હોવાથી છોકરાંના મનમાં એમ આવે છે કે કદાપિ આપણે શિક્ષાથી બચી જઈશું એ ખરાં; અને તેથી તેઓ વધારે વાંક કરતાં જાય છે. આથી ઘરમાં ક્લેશ વધે છે અને તેનો પોતાનો તેમજ છોકરાંનો મિજાજ બગડે છે. આવી અનિશ્ચિત વર્તણુકથી શું કરવું એ સારૂં છે અને શું ખોટું છે એ છોકરાંથી સમજાતું નથી. સારૂં કે નરતું કૃત્ય કર્યું, એ પાછળથી સંસારમાં સખ્ત અનુભવ થાય છે ત્યારેજ સમજાય છે. કુટુંબરાજ્ય ચલાવવાની જંગલી રીતનોએ પણ એક સરખી રીતે અમલ થતો હોય તોજ સારૂં. પણ નિયમ વગર એક સરખી રીતે જો અમલ થતો ન હોય તો સુધરેલી રીત કાંઈ પણ સારી નહિ. જેમ બને તેમ છોકરાંના ઉપર દબાણ વાપરી સખ્ત ઇલાજ કરવા નહિ. પણ જ્યારે જહાંગીરી હૂકમ કર્યા વગર છૂટકોજ નથી એમ જણાય ત્યારે પછી ખરેખરા જહાંગીરજ થવું—ઢીલી દોરી મૂકવી નહિ.

છોકરો મોટો થઈ આત્મસંયમનથી વર્તી શકે એવો તેને કરવાનો તમારો હેતુ હોવો જોઇએ; તેના ઉપર બીજા સત્તા ચલાવે તેવો થાય તેવી તમારી ધારણા હોવી જોઇએ નહિ. છોકરાંને મોટાં થયા પછી તેમનો જન્મારો ગુલામગીરીમાં કાઢવાનો હોય ત્યારે તો જેમ બને તેમ ગુલામની સ્થિતિનો તેમને અનુભવ કરાવી સહવાસ કરાવી દેવો એ ઠીક છે, પણ તેમ નથી; તેઓ મોટાં થઈ સ્વતંત્ર માણસ તરીકે સંસાર ચલાવવાનાં છે અને મોટાં થયા પછી તેમના નિત્યાચરણ ઉપર કોઇનો પણ દાબ રહેવાનો નથી, માટે તમારી નજર તળે તે રહે ત્યાંસુધી તેમને એવી રીતે ઉછેરવાં કે તેઓ પોતાની મેળેજ પોતાને નિયમનમાં રાખી શકે તેવાં થાય. આ કારણથી સ્વાભાવિક પ્રતિક્રિયા થવા દેવાનો જે નિયમ છે તે બહુજ

કામનો છે. માટે અમુક કૃત્યનું મને આવું ફળ મળશે એવું આગળથી સમજી છોકરું તે કૃત્યથી દૂર રહેતાં શીખે એવું તમારે તેને કરવું જોઇએ. અને આવો આત્મસંયમનનો વિચાર છોકરાંના મનમાં ઉપજે કે તરત તમારો અખ્તિઆર કમી કરવા માંડવો જોઇએ. છેક બચપણમાં છોકરાં ઉપર વધારે અખ્તિઆર ચલાવવાની જરૂર છે. ત્રણ વરસનું બાળક છરી લઇ રમતું હોય તો તેના કૃત્યની પ્રતિક્રિયા થવા દેવી-એટલે તેને છરી વાગશે ત્યારે સમજશે કે છરી આધી મૂકવી એમ ધારવું-એ કાંઈ બરોબર નથી; કેમકે કદાપિ એથી ભારે નુકસાન થઈ બેસે.

પણ જેમ જેમ છોકરાંની સમજ વધતી જાય તેમ તેમ આમ કરીશ માં, અગર આમ કર, એવી આજ્ઞાઓની સંખ્યામાં બને તેમ ઘટારો કરવો જોઇએ. આ પ્રમાણે ધીમે ધીમે આજ્ઞાઓ ઓછી કરતાં જવી કે પુખ્ત ઉમરે આવ્યા પછી તે તદન બંધ કરી શકાય. તેથી બિલકુલ આજ્ઞા ફરમાવવાની જરૂર રહે નહિ.—એકદમ ફેરફાર થાય તે ભયાવહ છે. કુટુંબમાં બાલ્યાવસ્થામાં છોકરાંને ખૂબ કબજામાં રાખ્યા હોય અને સંસારમાં પડયા પછી તેમના ઉપરથી સમૂળગો કબજો જતો રહે એવો એકાએક ફેરફાર થાય તો નુકસાન બહુજ થવાનું; માટે ધીમે ધીમે અખ્તિઆર ઓછો કરતાં જવું જોઇએ. આમ કરવાથી છોકરાંની આત્મસંયમન શક્તિ કેળવાતી જાય છે. ધીમે ધીમે વધારે આત્મસંયમન કરવાની તેને જરૂર લાગતી જાય છે અને છેવટે બીજા કોઈની સહાય વિના પણ તે આત્મસંયમન કરી શકે છે. આમ થવાથી અત્યંત દાબમાંથી જઈ છેકાછેક કુલ મુખ્તિઆરી તેમને મળે એવો ફેરફાર એકદમ થતો નથી. રાજનીતિમાં જેમ ધીમે ધીમે ફેરફાર થયા છે તેમજ કુટુંબરાજ્યમાં પણ ધીમે ધીમે ફેરફાર થવા જોઇએ. પહેલા રાજા કુલ મુખ્તિઆરી હતા, પણ જેમ જેમ પ્રજામાં સ્વતંત્રતાના વિચાર ઉત્પન્ન થતા ગયા તેમ તેમ ધીમે ધીમે જેમ પ્રજાની સત્તા વધતી ગઈ અને રાજાનો અખ્તિઆર કમી થતો ગયો, તેમ કુટુંબરાજ્યમાં પણ છોકરાંને ધીમે ધીમે સ્વતંત્રતા મળતી જવી જોઇએ, અને છેવટે માબાપે પોતાનો અધિકાર મૂકવો જોઇએ.

છોકરાં કેટલેક દરજ્જે આપમતિઆં અને હઠીલાં થયેલાં દષ્ટિએ પડે છે તેથી દિલગીર થવું નહિ. હાલના જમાનામાં છોકરાં ઉપર સખ્તાઈ વાપરવાની રીત કમી થતી જાય છે તેનું એ પરિણામ છે. જેમ જેમ માબાપ તથા શિક્ષકો જૂલમ ઘટાડતા જાય છે તેમ તેમ છોકરાંમાં સ્વતંત્રતાના વિચાર વધતા જાય છે. આ રીત ઠીક છે. કેમકે એ પ્રમાણે ચાલવાથી સ્વાભાવિક નિયમ પ્રમાણે છોકરાંના કૃત્યનો જે બદલો મળવો જોઇએ તે તેમને મળી, તેઓ પોતાની મેળેજ અનુભવ પામી આત્મસંયમન કેમ કરવું એ શીખતા જશે. સ્વતંત્ર વિચારવાળો છોકરો હોય તે કેટલેક વર્ષે સ્વતંત્ર વિચારવાળા છોકરાનો બાપ થશે. અને તમારો છોકરો સ્વતંત્ર વિચારનો હશે તો તેની સંતતિ પણ સ્વતંત્ર વિચારની થશે. બાર જર્મન નિશાળીઆને વશ રાખવા એ સહેલું છે પણ એક ઇંગ્રેજ વિદ્યાર્થીને કબજે રાખવા એ ઘણું કઠણ છે. જર્મન છોકરાઓ બાલ્યાવસ્થામાં કહ્યાગરા હોવાથી મોટપણે પણ તેઓ આધિન રહેનાર અને રાજકીય દાસત્વ ભોગવનારા થાય છે. આપણા છોકરા જર્મન લોકો જેવા નીવડે એ સારૂં ? કે નાનપણમાં જે મનોવૃત્તિના પ્રાબલ્યને લીધે મોટપણે તેઓ સ્વતંત્ર વિચારના મનુષ્ય થાય છે તે મનોવૃત્તિઓ સહન શીલતાથી આપણે કાયમ રાખી તેમને સ્વતંત્ર વિચારના થવા દેવા એ સારૂં ? જર્મન શિક્ષકો કહે છે કે છોકરાંને બરોબર કેળવવાનું કામ સહેલું અને સરળ નથી, પણ ઘણું ગુંચવણીયું અને કઠિણ છે, એ વાત લક્ષમાં રાખવી જોઇએ. માર ઠોક કરી કે ગાળો દઇને કુટુંબની પ્રજા વશ રાખી કુટુંબરાજ્ય ચલાવવું એ તો અભણ અને જંગલીને પણ સૂઝી આવશે. જનાવરોનેએ એ રીત માલૂમ છે. કુરકુરિયું વળગવા જતું હોય તો કૂતરી ઘુરકીને કેવી ખસેડી મૂકેછે ! પણ સયુક્તિક અને સુધરેલી રીત પ્રમાણે છોકરાં ઉછેરવાં હોય તો તમારે માનસિક શ્રમ કરવો પડશે; તેમજ કાંઈ શીખવું પણ પડશે, અક્કલ વાપરવી પડશે, તથા કેટલીક ખામોશ અને સ્વનિગ્રહ પણ રાખવાં પડશે.

પુખ્ત ઉમરે આવ્યા પછી અમુક કૃત્યથી કેવો બદલો મળેછે તેનો વિચાર તમારે કરવો પડશે. અને એ ઉપરથીજ તેવી જાતનાં કામ જ્યારે

છોકરાં કરે ત્યારે તેમને તેવોજ બદલો મળે તેવી રીત ઘડી કાઢવી પડશે. છોકરાંએ અમુક કૃત્ય કર્યું તો તેમનો હેતુ શો હતો તે નક્કી કરવો જોઈએ અને તેમાં જે કૃત્ય ખરેખરાં સારાં છે તે, અને દેખીતાંજ સારાં હોય પણ જે કરવાનો હેતુ નીચ જણાય, તેવાં કૃત્યોનો ભેદ કરી જૂદાં પાડવાં પડશે. અને વળી જે કૃત્યો દોષિત નહિ તેમ સારાં પણ નહિ, એવાં કૃત્યોને સારૂ માબાપ છોકરાંને ઠપકો દેછે તેવી ભૂલ પણ તજવી પડશે. દરેક છોકરાના સ્વભાવને અનુકૂળ હોય તેવી પદ્ધતિ યોજી કાઢવી જોઇએ. અને જેમ જેમ છોકરાંની પ્રકૃતિ બદલાઇ નવા રૂપમાં જણાતી જાય તેમ તેમ બીજા ફેરફાર પણ તેમાં કરવા જોઇએ. આ રીત પ્રમાણે અમલ કરવાથી સારૂં ફળ થતું દેખાય નહિ અથવા સારૂં પરિણામ નિપજવા માંડયું હોય તો તે અતિ અલ્પ જણાય, તેમ છતાં આ રીત પ્રમાણે ખંતથી અમલ કરવા સારૂ તમારા મનમાં તેના ઉપયોગીપણા અને ખરાપણા વિષે વિશ્વાસ હોવો જોઇએ. જે છોકરાંની નાનપણથી ખોટી રીતે બરદાશ લેવામાં આવી હોય તે છોકરાં તમારા હાથમા આવે તો બેશક વધારે ધીરજ રાખવાની જરૂર છેજ. છોકરાંના મનોભાવનું પ્રથક્કરણ કરવું એટલુંજ નહિ, પણ તમારા મનના હેતુ પણ તમારે પ્રથક્કરણ કરી તપાસવા અને તેમના(છોકરાંના)કલ્યાણને સારૂજ તમારા મનમાં જે જે કરવું સૂઝી આવે તે, અને તમારી સ્વાર્થબુદ્ધિથી, તમારા સુખ ચેનમાં હરકત ન પડે તેવા હેતુથી, અને છોકરાં ઉપર અધિકાર ચલાવવાની જે અયોગ્ય ઇચ્છા, એ ત્રણ કારણથી જે જે કરવું સૂઝે, તે એની વચ્ચે તમારે ભેદ પાડવો જોઇએ. વળી આવા હલકા આવેશોને શોધી કાઢયા એટલેજ બસ થશે એમ પણ ન સમજશો; તેવા અધમ હેતુને તમારે શમાવી દેવા પડશે. તમારા છોકરાને ઉછેરવામાં અને કેળવવામાં તમારે પોતાનેજ ઉંચા પ્રકારની કેળવણી આપતા જવી પડશે. મનુષ્ય પ્રકૃતિ અને તેના નિયમો એ વિષય બહુ ગૂઢ છે, પણ તેનો અભ્યાસ તમારાં છોકરાંઓમાં, તમારી જાતમાં, અને સંસારમાં તમારા અવલોકનમાં જે જે આવે તે ઉપરથી કરવો પડશે. દરેક સ્ત્રી પુરૂષમાં માનસિક

પરિપક્વના માબાપ નહિ કે ફક્ત બાળકવયવાળા આવેછે એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. હજી સઘળા લોકોના મનમાં આ સિદ્ધાંતનું ખરાપણું ઉતર્યું નથી, પણ આ વાતનું ખરાપણું લોકોના માનવામાં આવશે, ત્યારે તેમને એમ સમજાશે કે, અમુક નિયમ પ્રમાણે ચાલવાને માબાપ પોતે ખુશી નહોય તોપણ પોતાનાં છોકરાં ઉપર જે હેત હોયછે તેથી તેમનું કલ્યાણ કરવાની લાગણીથી તેઓ એવા નિયમને તાબે થાયછે. ઈશ્વરી રચના આશ્ચર્યકારક છે. દુર્વ્યસની અથવા દુરાચારી બાપ, પોતાનાં છોકરાં ખોટે રસ્તે ચડશે એ દહેશતથી તેમની નજરે આગળ દુર્વ્યસન કરતો નથી, તેમજ તેમના જાણવામાં આવે તેવી રીતે પોતે ખોટી વર્તણુક ચલાવતો નથી. આ ઉપરથી સમજાશે કે છોકરાંના કલ્યાણને અર્થે માબાપને પણ બરોબર અંકુશમાં રહેવાની જરૂર પડેછે. અને દુર્વ્યસની અથવા દુરાચારી છતાં પણ જે માબાપનામાં કાંઈ પણ સ્નેહ રહેલો હોયછે તેઓ પોતાનાં કુકર્મ છોકરાંથી ગુપ્ત રાખેછે અને આથી તેમના નિત્યના દુષ્ટ ઉપભોગમાં સંકોચ થાયછે. છોકરાં થતા પહેલાં તેઓ જેટલાં નિરંકુશપણે વર્તતાં હોય તેવી વર્તણુક પછીથી થતી નથી.

ઉપર બાળકોનો કેળવવાના નિયમ દર્શાવ્યા છે તે વાંચી કેટલાએકના મનમાં શંકા આવશે અને એ પ્રમાણે અમલ કરવો શક્ય નથી એમ સમજી કેટલાક નિરાશ પણ થશે; તેમજ ઘણાકને તેનું ઉંચાપણું—મોટાઈ—સમજવાથી તે રીત ખરી છે એમ પણ લાગશેજ. અલબત્ત, સમજ્યાં વગરનાં અને ટૂંકી નજરનાં માણસોથી તેનો અમલ નહિ થઈ શકે, પણ મનુષ્ય પ્રકૃતિના ઉંચા ગુણો જેમનામાં હોય તેજ એ રીત પ્રમાણે અમલ કરી શકે એમ છે; તો વધારે આગળ વધેલી અને સુધરેલી મંડળીમાં અમલ થવા લાયક આ સ્થિતિ છે એમ પૂરાવો મળી આવેછે. આ રીત પ્રમાણે ચાલતાં શ્રમ વધારે પડે તેમ છે, તેમજ આત્મસુખનો કેટલોક ત્યાગ પણ કરવો પડેછે; તોપણ તેથી પરિણામો પણ સારાં નિપજવાનાં છે. ખરાબ રીતથી માબાપ અને છોકરાં એ બેઉના ઉપર માઠી અસર થાયછે, તેથી તે જેવી બમણી ખરાબ છે તેમજ સારી રીત દુપટ સારી છે. કેમકે માબાપ અને છોકરાં એ બેઉનું એથી કલ્યાણ થાયછે.

# પ્રકરણ ૪ થું.

---

## શારીરિક કેળવણી.

એક સૂચના ગ્રંથકર્ત્તા કહેછે કે "સંસારમાં જો જીવતર સફળ કરવું હોય તો સારા પ્રાણી થવું જોઇએ, અને આખી પ્રજાની જો ઉન્નત સ્થિતિ કરવી હોય તો બધાને સારા પ્રાણી કરવા જોઇએ." સાધારણ રીત એવી છે કે છોકરાં ઉછેરી મોટા કરવાનું કામ માને સોંપી દેવામાં આવેછે. છોકરાંને ખાવા પીવા તથા સૂવા ઉંઘવા સંબંધી બાપને જો વધારે પડપૂછ કરીશું તો તેનો છેવટ ઉત્તર એ મળશે કે એમની (છોકરાંની) તજવીજ રાખવાનું કામ બૈરાનું છે. અને તેના જવાબ દેવાની ઢબ ઉપરથી સાંભળનારને એમ પણ સમજાશે કે, છોકરાની સારી બરદાસ રાખીને તેને તન્દુરસ્ત અને બળવાન નીવડે તેવું કરવું એ પુરૂષના હોદ્દાને શરમ ભરેલું છે. જાનવરનો જેને શોખ હોયછે તે તો જનાવરની જાત સુધારવા પાછળ કેટલી ખંતથી મહેનત કરેછે તે જુઓ. ઘોડાના શોખીલાઓ ઘોડાની જાત સુધારવા પાછળ તન, મન, અને ધનથી મંડી પડેલા હોયછે; બળદની જાત સારી થાય તેને માટે પણ તેટલોજ પરિશ્રમ કરવામાં આવેછે; શિકારના શોખીલાઓ પોતાના શિકારી કૂતરાની જાત સારી થતી જાય તેમ યત્ન કર્યા કરેછે. ઘોડાને અગર બળદને શું ખવડાવવાથી તેમનામાં પાણી વધે? શાથી તે જાતવાન થાય? આવી માહિતી મેળવવાને સારૂ તો જોઇએ તેટલો શ્રમ કરવામાં આવેછે. પણ પોતાનાં છોકરાં શરીરે બળવાન અને નિરોગી થાય તે ઉપર કેટલા થોડા લોકો ધ્યાન આપેછે! ઘોડા અગર બળદને ખવરાવી અગર પાણી પાઇને તરત તેની પાસેથી કામ લેવું નહિ એમ કહેનારા મળી આવશે, પણ પોતાના છોકરા અગર છોકરીને છેલ્લો કોળીઓ ગળે ઉતરી ન રહ્યો હોય એટલામાં તો 'એશ વાંચવા' એવું કહેનારાની સંખ્યા કાંઈ થોડી મળી આવશે નહિ. શરતમાં ઘોડો જીતી આવે એવો સારો-કરવાને શ્રમ લેનારા ઘણા લોકો હશે; અને દસરાને દહાડે અગર

મેળામાં ઘોડો સર્વેથી આગળ જાય માટે કેટલાક મહિના પહેલાંથી તેને તૈયાર કરવામાં આવેછે. પણ છોકરાને તેની પ્રકૃતિને અનુકૂળ ખાવાનું મળેછે કે નહિ? છોકરો શરીરે તન્દુરસ્ત અને મજબૂત બાંધાનો થાયછે કે નહિ? તે વિષેનો વિચાર આ શોખીલાઓના મનમાં આવતો નથી.

સંસારમાં પોતાનું ગુજરાન ચલાવવા જેટલું પ્રાપ્ત કરવાને બહુ શ્રમ કરવો પડે એવો વખત આવતો જાયછે. હરેક ધંધો જુઓ તો તમને માલૂમ પડશે કે તેમાં જોઇએ તે કરતાં વધારે માણસો થઇ ગયાં છે, અને જેમ કાળ જતો જશે તેમ વધારે મુશ્કેલી પડવાની છે. મેટ્રીક્યુલેશન પરીક્ષામાં પસાર થએલાને સારો પગાર મળતો, પણ હાલમાં બી. એ. ની પદ્વી મેળવી હોય તેને પણ તેથી અર્ધો પગાર મળવો મુશ્કેલ થઇ પડ્યુંછે. માટે છોકરાંને આગળ જે ઝગડામાં પડી પાર ઉતરવાનું છે તેમાં તેઓનો નિભાવ થવા સારૂ માનસિક કેળવણી આપી તેમને યોગ્ય કરવાં એટલુંજ બસ નથી, પણ શરીરે પણ તે ઝઘડામાં ટકી શકે તેવાં મજબૂત તેમને કરવાં એ પણ આવશ્યક છે.

હાલમાં લોકોનું ધ્યાન કેટલેક દરજ્જે એ તરફ ખેંચાવા લાગ્યુંછે. અંગ્રેજી ભણેલા પોતાના છોકરાને રમવા જવાની છૂટ આપવા લાગ્યા છે. અને શરીર કેળવવાની તરફ શાળાઓમાં કાંઇક લક્ષ અપાતું જણાયછે.

વિધાના જે શોધ કરવામાં આવેલા છે તે નિયમોને ઘરમાં અને શાળામાં અનુસરવું એજ અગત્યનું છે. બળદ અને ઘોડાઓને જાતવાન કરવાને જેમ વિધાના શોધનો ઉપયોગ થાયછે તેમ છોકરાને પણ સારા નિરોગી કરવાને તેજ નિયમોનું અવલંબન કરવું જોઇએ. બીજાં પ્રાણીનાં શરીરનું બંધારણ અને મનુષ્ય પ્રાણીના શરીરનું બંધારણ સરખુંજ છે. તેમના શરીરમાં જે જે જીવનક્રિયાઓ થાયછે તે માણસના શરીરમાં પણ થાયછે, એવું પ્રત્યેક શરીરશાસ્ત્રવેત્તા, જીવનેન્દ્રિયશાસ્ત્રવેત્તા અને રશાયણશાસ્ત્રીઓ કબૂલ કરશે, એમાં કાંઇ શંકા નથી. અને હલકાં પ્રાણીઓનાં શરીરમાં જે જે જીવનક્રિયાઓ ચાલેછે તેવીજ માનવીના શરીરમાં ચાલેછે એ કબૂલ કરતાં આંચકો ખાવાની જરૂર નથી.

આ વાત સ્વીકારવાથી લાભછે; તે એ કે બીજાં પ્રાણીને સારાં કરવાં સારૂ જે સામાન્ય નિયમો અવલોકન અને પ્રયોગથી સ્થાપિત કરવામાં આવેલાછે તેજ નિયમો આપણાં બાળકોને નિરોગી અને તન્દુરસ્ત કરવામાં લાગુ પાડી શકીશું. જીવનશાસ્ત્રનાં હજીસુધી માત્ર મૂળતત્વોજ સ્થાપિત થએલાંછે, પણ તે મૂળતત્વો બધાં પ્રાણીઓનાં તેમજ મનુષ્યનાં શરીરના બંધારણને એક સરખી રીતે લાગુ પડેછે. આ નિયમો છોકરાંને બાળપણમાં અને યુવાવસ્થામાં શરીર કેળવણી આપતાં કેમ લાગુ પાડી શકાય તે બતાવીએ છીએ.

સંસારમાં એક ચમત્કાર એ જોવામાં આવેછે કે કેટલાક બનાવો એકપછી એક બિનચૂક બનતા જાયછે. જેમકે,—રાજ્યમાં મોટો ફેરફાર થયા પછી સ્વતંત્ર અખત્યારી રાજાનું રાજ્ય થાયછે. વ્યવહારમાં કેટલાક કાળ સૂધી સુધારાની ધામધૂમ જોસભેર ચાલ્યા પછી જે જૂનું છે તેજ સારૂં છે એમ માનનારા લોકોનો પણ કાળ આવેછે. વેપારમાં લક્ષ્મીની છોળાછોળ થઈ છેવટે શેરસટ્ટા જેવો વખત પણ આવેછે. એક કાળના લોકો પુષ્કળ દુરાચારી અને દુર્વ્યસની હોય તો તે પછીના લોકોમાં વૈરાગ્ય અતિશય વધેછે. કૃષ્ણની રાસલીલાના સમય પછી બુધનો સાધુ અવતાર થએલોછે. તેમજ ખાવા પીવા અને ઓઢવા પહેરવાના રસમાં અતિશય આગળ વધી ગયા પછી તેથી ઉલટોજ ફેરફાર થતો જણાયછે. આવા દ્રષ્ટાન્તો બીજાં ઘણાંક મળી આવશે. અમુક પુરૂષમાં તેમજ આખી મંડળીમાં આવા ફેરફાર થાયછે. જે માણસ ખરેખરા સુધારાનો ઝુંડો લઈ આગળ ધુમનારા તે છેકાછેક બીજે છેડે જઈ જૂના મતને ચૂસ્તપણે વળગી ગએલા એવા દાખલા આપણા જોવામાં અને સાંભળવાનાં આવેલાછે. હાલના જમાનામાં ખાવા પીવામાં મિતલ તરફ લોકોની નજર ગઈછે. અને વિલાયતમાં પુષ્કળ દારૂ પીવાનો છંદ અને માંસાહાર એટલાં બધાં વધી ગયાંછે કે તેથી ઉલટી વૃત્તિ દીપ્ત થઈ છેકાછેક મદ્યનો અને માંસનો ત્યાગ કરનારા લોકો (ટીટોટલર અને વેજીટેરીઅન) થઈ જવા લાગ્યાછે. પુખ્ત મનુષ્યના ખાન પાનમાં આવો ઉલટો ફેરફાર થવા લાગ્યો ને હવે તે છોકરાંના

ખાનપાન સુધી પણ હજી પહોંચ્યો. આપણા લોકોમાં પણ કાંઇક આવું નજરે પડેછે. ઘરડાં માણસને વાત કરતાં સાંભળીશું તો તે કહેશે કે ન્યાતમાં જમી આવ્યા પછી બીજે દિવસે ખાવું શું? હવે તમે મોટા અને અંગ્રેજી ભણેલા અને નસીબદાર થયા એટલે થોડું ખાઓછો! આપણા પ્રતાપી બટકુ શું કહેછે તે જુઓ! જમવાનું નોતરૂં આવેછે કે નહિ, તેની બપોર સુધી વાટ જુએ અને દૈવયોગે નોતરૂં આવ્યું ત્યારે તો ચૂલામાં આંબો રોપેલોજ છે; જાણી ને ઉપર કેટલી તૈયારી! જમવા ગયા પછી છોકરો ધરાયો હોય તોપણ એક "જરા ખા," "એટલામાં શું ખાઈ રહ્યો," એમ છોકરાને ચાગડી ચાગડીને એ ખાય તેટલું ખવડાવનારા જોવામાં આવેછે. એથી ઉલટું કોઈક લોકો એમ સમજેછે કે છોકરાને ઓછું ખવડાવવું અને આપણે પણ ભૂખ હોય તે કરતાં બે કોળીઆ ઓછાજ ખાવા, એથી પ્રકૃતિ સારી રહેછે. આગળ મારી મચરડીને છોકરાંને અકરાંતીયાં કરી ખવડાવવાની ચાલ હતી તે કાંઈક બદલાવા લાગીછે. અને કેટલાક તો છોકરાં ઉપર ખાવા પીવાની બાબતમાં બહુજ સખ્તાઈ પણ રાખેછે. અકરાંતીયા થઇ ખાવા ઉપર તેમને કંટાળો થએલો તે પોતાના છોકરાને ઓછું ખવડાવી દેખાડી આપેછે.

બહુ ખાવું અને થોડું ખાવું એ બંને વાનાં ખોટાં છે; અને એ બેમાં વળી ભૂખે મરવું—થોડું ખાવું—એ તો વધારે નુકસાનકારક છે. કોઈક વાર હદથી વધારે ખાધું તો તેનું જે દુઃખ થાય તેનું નિવારણ થઈ શકે તેમ છે, પણ રોજ રોજ ભૂખે મરવાથી કાંસા રોગ થાયછે તે કાઢવો કઠિણ છે. હદ ઉપરાંત ખાવું એ દોષ છોકરાં થોડો કરેછે, પુખ્ત વયના માણસથી એ ભૂલ વધારે થાયછે. છોકરાં ઉપર ખાવા પીવામાં અંકુશ રાખવાની રીત નીકળીછે તે બરોબર નથી, પણ ભૂલ ભરેલી છે.

કોઈ પૂછશે કે શું ત્યારે છોકરાંને ઓકાય ત્યાંસુધી ખાવા દેવું? મીઠાં મીઠાં પકવાન અને ભારે જમણ તેમને ખૂબ ખાવા દઈ માંદાં પડવા દેવાં? આનો ઉત્તર એકજ છે કે 'ના'. પણ આ પ્રશ્ન પૂછતાં એક વાત ખરી માની લેવામાં આવેછે કે, છોકરાં હદ ઉપરાંત ખાશેજ. અમારૂં

એમ કહેવું છે કે તેમને તેમની રૂચિ પ્રમાણે ખાવા દેવું. આ જવાબ સાંભળી કેટલાક બોલી ઊઠશે કે, છોકરાંને ભૂખ કેટલી છે તેનું ભાન નથી; તેઓ વગર વિચારે પેટ ભરાયા છતાં પણ ખાખા કરેછે અને તેથી માંદાં પડેછે. પણ છોકરાં અકરાંતીયાં થઈ ક્યારે ખાયછે તેનો એમ બોલનારે વિચાર કર્યો ? તેમના ઉપર બહુ દબાણ રાખવામાં આવેછે તેનુંજ એ પરિણામ છે. ઘેર પોતાની ભૂખ તૃપ્ત થાય એટલી મીઠાઈ મળે નહિ, તો પછી ન્યાતનું જમણ હોય ત્યારે તેઓ એકદમ હદ ઉપરાંત ખાવા મંડી પડેછે; જે છોકરાંને ઘેર કદિ કદિ મીઠું ખાવાનું મળતું હોય તેમને ન્યાત જમવાની છે એમ સાંભળી કાંઇક હરખ થાયછે; પણ જેમને ઘેર વેરાગી જેવો—સ્વામીનારાયણના સાધુઓ બધું એકઠું ચોળી ખાય છે તેવો સ્વાદ રહિત ખોરાક મળે અને તેથી મોળવાઈ ગએલાં હોય, તેવાં છોકરાંનાં મન મીઠાઇનું જમણ સાંભળીને કહ્યું કરતાં નથી. નાનપણમાં જેમને બહુજ કબજામાં રાખ્યા હોય તેજ છોકરાં યુવાવસ્થાએ સ્વતંત્રતા પામેછે ત્યારે જેમ ઉડાઉડ કરી મૂકેછે, તેવું આ છે. ઘણા દિવસ સૂધી અતૃપ્ત રહેલી ઇચ્છાનું અનિવાર્ય બળ આ ઉપરથી જણાઈ આવેછે. છોકરાંનો ભાવ શા ઉપર હોયછે અને તેમને ખાવા શું શું આપવામાં આવેછે તે જુઓ! સાધારણ રીતે છોકરાંને મીઠા પદાર્થ બહુ ભાવેછે. તેમની આવી રૂચિ જોઇને સેંકડે નવાણું માણસોના મનમાં એમ આવતું હશે કે મીઠાશ ઉપર છોકરાંને પ્રેમ છે, તે માત્ર તેમની દાઢ કોપેછે ( સળકેછે, ગળેછે ) તેજ કારણથી છે, બીજું કારણ કાંઈ નથી; માટે જેમ બીજી ઇંદ્રિય વાસના દબાવવી ઘટેછે તેમ તેમની આ વાસના પણ શમાવવી જોઇએ. પણ જીવનેંદ્રિયશાસ્ત્રવેત્તા એમ માનેછે કે છોકરાંની આ સામાન્ય વૃત્તિનું કાંઈ બીજુંજ કારણ હોવું જોઇએ; અને તેઓ શોધ કરેછે તે ઉપરથી બીજું કારણ તેમને મળી આવેછે. જીવનક્રિયા ચલાવવામાં ખાંડયુક્ત તત્વ (મીઠાશ) બહુ ઉપયોગી છે એમ તેમને જણાયછે. શરીરમાં ખાંડવાળા પદાર્થ અને ચરબીવાળા પદાર્થનો એક ઓક્સિજન મિશ્ર પદાર્થ બનેછે અને તે પદાર્થ જેમ બનતો જાયછે તેમ શરીરમાં ગરમી ઉત્પન્ન થતી જાયછે. કોઇપણ

ખોરાકથી શરીરને ગરમી મળે ત્યાર પહેલાં તે બદલાઇને તેની ખાંડ થાયછે અને આ ફેરફાર શરીરમાં થયોજ જાયછે. સ્ટાર્ચ (Starch) બદલાઇને તેની શરીરમાં ખાંડ થાયછે એટલુંજ નહિ, પણ મી. ક્લોડ બર્નડના કહેવા પ્રમાણે પિત્તાશય બધા પદાર્થને બદલીને ખાંડના રૂપમાં આણેછે. શરીરને ખાંડવાળા પદાર્થની એટલી બધી જરૂર છે કે જો એવા પદાર્થ તેને ન મળે તો નાઇટ્રોજનવાળા પદાર્થમાંથી તે ખાંડ મેળવી લે છે. આ ઉષ્ણતા ઉત્તેજક પદાર્થ ખાવાની છોકરાંને ઘણી ઇચ્છા હોયછે તે વાત અને વળી ચરબી (ઓક્સિજન મિશ્ર પદાર્થ) પેટમાં થતાં જે પદાર્થ ખાવાથી શરીરમાંથી ઉષ્ણતા ઘણીજ નીકળે તેવા તે પદાર્થ ખાવાની છોકરાંની અરૂચિ, એ બે વાત ધ્યાનમાં રાખીશું તો એમ જણાશે કે ચરબીવાળા પદાર્થો ઉપર અરૂચિ હોવાથી તે થોડા ખાવામાં આવે તેની ખોટ પૂરી પાડવા સારૂ ખાંડવાળા પદાર્થ ખાવાની છોકરાંને બહુ રૂચિ રહેછે. એ ઉપરથી એમ પણ જણાશે કે છોકરાના શરીરને ચરબીવાળા પદાર્થ કરતાં ખાંડની વધારે જરૂર છે. વળી બીજું એક દૃષ્ટાંત લઇએ. છોકરાંને ખટાશવાળી શાક ભાજી બહુ ભાવેછે અને દરેક જાતનાં ફળ ખાવાને તેમને બહુ મન થાયછે. જો સારાં ફળ ન મળે તો કાચાં ફળીઆ જેવાં ચણીબોર પણ તેઓ ખાઇ જાયછે. ખટાશવાળો ભાજીપાલો શરીરને મજબૂતી આપનાર છે એટલુંજ નહિ, પણ જો તે માફકસર ખાવામાં આવે તો ગુણકારી પણ છે. પણ છોકરાંની ફળ ખાવાની ઇચ્છા માબાપ કોઇકજ વખત પૂરી પાડેછે. પોળમાં કોઈ ફળફળાદિ વેચનારી આવે કે છોકરાં તે લેવાનું મન કરેછે, ત્યારે માબાપ તે વેચનારીને કહેશે કે, છોકરાં રોવરાવવા સારૂ કેમ આવેછે? પણ છોકરાંને ફળ લઈ આપતાં નથી. મીઠાઈ અને ફળફળાદિ વગેરે ખાવાની છોકરાંની સ્વાભાવિક રૂચિ, અને તેમને દરરોજ જે ખાવા સારૂ આપવામાં આવેછે તેમાં કેટલો ફેર! છોકરાંના શરીરને અનુકૂળ અને સુખકારક થઈ પડે તેવા પદાર્થો ખાવાની તેમની ઇચ્છા દબાવી દેવામાં આવેછે. સાદો હલકો ખોરાક—દાળ ભાત—અગર ખીચડી અને એકલી રોટલી ખાવા આપેછે, પણ છોકરાંની જીવ્હા—સ્વાદેંદ્રિય—તૃપ્ત થાય તેવા પદાર્થ સાધારણ રીત તેમને

આપવામાં આવતા નથી. આનું પરિણામ એ થાયછે કે જમણવાર હોય અગર ઘરમાં કોઈ તહેવારને દિવસે મીઠાઈ કરી હોય ત્યારે છોકરાં અકરાંતીયાની પેઠે એકદમ તે ખાવા મંડી પડેછે અને ઘણા દિવસની ભૂખ ભાગવા સારૂ અકળાઇને હદ ઉપરાંત ખાયછે. આનાં બે કારણ છે; એક તો એ કે આવું ખાવાનું ઘણે દિવસને આંતરે મળેછે અને બીજું એ કે હવે પછી કેટલે દહાડે એવું ખાવાનું મળશે તેનો કાંઈ ભરોંસો નહિ, માટે ખૂબ ખાઈ લેવું એમ સમજી છોકરાં હદ ઉપરાંત ખાયછે. અને પછી અજીર્ણ અથવા બીજો મંદવાડ થાય ત્યારે માબાપ કહેશે કે છોકરાંને ખાવાનું ભાન નથી, તેઓ પોતાનું પેટ ભરાયું કે નહિ તે સમજતાં નથી, માટે તેમને બહુ ખાવા દઇએ? તેઓ પોતાની રૂચી પ્રમાણેજ ખાશે તેમ થતું નથી, માટે તેમને ખાવાપીવામાં વારંવાર અટકાવવાં જોઇએ. પણ આગળ જે દબાણ રાખવામાં આવ્યુંછે તેથીજ છોકરાં અકરાંતીઆં થાયછે તે વાત તેઓ (માબાપ) ભૂલી જાયછે. જો છોકરાંને તેમના શરીરને અનુકૂળ અને સ્વાદિષ્ટ ખાવાનું નિત્ય મળતું હોય તો તેઓ કદિ પણ જમણવારને દહાડે અકરાંતીયાં થશે નહિ; અને તેમને કાંઈ ફળ ફળાદિ—લીલો મેવો—ખાવા મળતો હોય તો કાચાં બોર ખાવાની પણ તેમને વૃત્તિ થશે નહિ.

છોકરાંની રૂચિ અને ભૂખ એ ઉપર આધાર ન રાખવાનાં જે કારણ કહેવામાં આવેછે તે ખરાં નથી, પણ તે પ્રમાણેજ છોકરાંને ખાવા દેવું એ સારૂં છે એનાં ઘણાં સબળ કારણો છે. વળી તેમની રૂચિ અને ભૂખ એ સિવાય ખાવા પીવામાં બીજું વિશ્વાસ રાખવા લાયક ધોરણજ નથી. છોકરો અગર છોકરી ખાતી હોય તેને માબાપ કહે કે "ઊઠ, હવે બસ થયું." આ કહેવાનો માબાપને શો આધાર છે? શું માબાપના મનમાં અગમ બુદ્ધિ આવેછે કે તેઓ છોકરાના પેટની વાત જાણી શકે? જો આવી શક્તિ તેમનામાં ન હોય તો છોકરાંનું પેટ ભરાયુંછે કે નહિ તે જાણવાનું તેમની પાસે શું સાધન છે? અને સાધન નથી તો ઊઠ હવે વધારે ખાઇશ નહિ, એવું કહેવાનો માબાપને શો આધાર છે? ખાવાનું થોડું વત્તું જોઇએ તેનાં અગણિત કારણો છે. તેનો આધાર હવાની ઉષ્ણતા, ભીનાશ અને

તેમાં (હવામાં) જેટલી વીજળી હોય તેના પ્રમાણ ઉપર હોયછે; વળી કસરત કરવામાં આવી હોય તે ઉપર, પહેલાં હલકો ભારે ખોરાક ખાધો હોય તે ઉપર અને પહેલાં ખાધેલું ઝડપથી પચી જાય તે ઉપર છોકરાં થોડું કિંવા વધારે ખાય તેનો આધાર છે. આટલાં બધાં જૂદાં જૂદાં કારણોનું શું પરિણામ થવું જોઇએ તેની ગણતરી મા અગર બાપ શી રીતે કરી શકે ? માટે છોકરાંને ભૂખ હોય તે પ્રમાણે ખાવા દેવું એજ ખરૂં ધોરણ છે. થોડું વત્તું ખાવાની આજ્ઞા માબાપ છોકરાંને કરેછે તે ઉપરથી તેમને જીવનશાસ્ત્રનું જ્ઞાન નથી એમ સાફ જણાઈ આવેછે. જો આ શાસ્ત્રની માહિતી તેમને હોત તો તેઓ એકદમ કદિ આવી આજ્ઞા આપત નહિ. અજ્ઞાનની મગરૂરી જ્ઞાનના અભિમાન કરતાં ઘણી મોટી છે.

ખાવાનું કેટલું આપવું જોઇએ તેનો વિચાર કોરે મૂકી, કેવી જાતનો ખોરાક આપવો જોઇએ તેનો વિચાર કરીએ. માબાપ છોકરાંને ખાવાનું થોડું આપેછે એટલુંજ નહિ, પણ જે આપેછે તે થોડું પુષ્ટિકારક હોયછે. પુષ્ટિકારક આપતાં ખર્ચ વધારે થાય તે કારણથી તેઓ એમ કહેછે કે, એવું ખાવાનું છોકરાંને ભારે પડે--પચે નહિ. પણ વાસ્તવિક રીતે જોતાં છોકરાંને વધારે પુષ્ટિકારક ખોરાક મળવો જોઇએ. આનાં કારણ ઉઘાડાં અને સહેલાં છે. છોકરાંને માણસ કરતાં વધારે ખાવાનું જોઇએ છીએ, એ વાત સાબિત કરવી હોય તો છોકરાંના અને માણસના શરીરમાં જે જે જીવનક્રિયાઓ થાયછે તે તપાસીએ. માણસ ખોરાક શા માટે ખાયછે! દર રોજ માણસના શરીરને થોડો ઘણો પણ ઘસારો પહોંચેછે, તેના સ્નાયુઓ ઘસાયછે, તેની જ્ઞાનતંતુઓ માનસિક શ્રમ કરવાથી જીર્ણ થાયછે, જીંદગીનાં જૂદાં જૂદાં કામ કરતાં આંતરડાને ઘસારો પહોંચેછે; અને આ પ્રમાણે ઘસારાથી શરીરનો જે ભાગ ઓછો થયો હોય તે પૂરો પાડવાની જરૂર છે. દરરોજ શરીરની ઉષ્ણતા બહાર જતી જાયછે, અને અમુક અંશ સુધી ઉષ્ણતા શરીરમાં હોવી જોઇએ, માટે ઉષ્ણતાજનક પદાર્થ ખાવાની તેને જરૂર છે. શરીરમાં જે ઘસારો પહોંચ્યો હોય તે તથા શરીરમાંથી ઉષ્ણતા બહાર નીકળી જાયછે તે ઉષ્ણતા પૂરી પાડવા સારૂ માણસને ખોરાક ખાવાની જરૂર છે. છોકરાંના

શરીરમાં પણ આવુંજ બનેછે. વારંવારની ગતિથી તેમના શરીરનું સત્વ ઘટતું જાયછે,અને તેઓ કદિ જંપીને પગ વાળી બેસતાં નથી તે કારણથી તેમના શરીરના પ્રમાણમાં ઘસારો વધારે થાય છે; તેમના શરીરમાંથી ઉષ્ણતા પણ નીકળી જાયછે; અને તેમના કદના પ્રમાણમાં તેમના શરીરનો વધારે ભાગ ઊઘાડો રહેછે, માટે માણસ કરતાં તેમના શરીરમાંથી ગરમી વધારે બહાર નીકળે છે; ને તેટલા માટે તેમને વધારે ખોરાકની જરૂર છે. ઉપર કહેલી બે વાતો છોકરાંને અને માણસને સામાન્ય છે. છોકરાંની શરીર વૃદ્ધિ થવાની છે માટે ઘસારો અને ઉષ્ણતાના જવાથી શરીરમાં પડતો ખાડો પૂરી શરીર વધવા સારૂ જોઇએ તેટલો વિશેષ ખોરાક તેમને મળવો જોઇએ. અને જો વધારે ખોરાક ન મળે તો તેમનાં શરીર સારાં વધીને દૃઢ થતાં નથી. છોકરાંના શરીરને ખોરાક વધારે જોઇએ છે તેની વિશેષ સાબિતી જોઇતી હોય તો તે દહાડામાં કેટલીક વાર ખાય છે તેજ જુઓ. વળી બીજી સાબિતી એ છે કે દુકાળમાં ખાવાનું નથી મળતું ત્યારે છોકરાંનો નાશ પહેલાં થાયછે અને માણસો કેટલાક વખત લગી ટકી શકે છે. એ ઉપરથી પણ જણાશે કે માણસ કરતાં છોકરાંને તેમના શરીરના પ્રમાણમાં વધારે ખોરાક જોઇએ છીએ.

છોકરાંને ખાવાનું વધારે જોઇએ છીએ એ વાત જો કબૂલ કરવામાં આવે તો હવે બીજો પ્રશ્ન એ રહેશે કે શું ખાવાનું આપવું ? થોડો પુષ્ટિકારક પણ વજનમાં વધારે એવો ખોરાક આપવો ? કે વિશેષ પુષ્ટિકારક પણ વજનમાં થોડો એવો આપવો ? જેમ ખોરાકમાં પૌષ્ટિકપણું કમી તેમ તેને જોઇએ તેટલી પુષ્ટિ મેળવવા સારૂ ખોરાક વધારે આપવો પડશે. ઉપલા પ્રશ્નનો ઉત્તર ઊઘાડો જ છે. વજનમાં થોડો પણ પુષ્ટિમાં વધારે એવો ખોરાક છોકરાંને મળવો જોઇએ.

ખાધેલો ખોરાક પચાવવાને થોડી મહેનત પડે તો શરીરની વૃદ્ધિ થવા સારૂ અને ફરવા હરવા વગેરે કૃતિઓ કરવા સારૂ છોકરાંમાં વધારે બળ રહેશે. પચાવવાને સારૂ કમી બળ જોઇએ તો વધેલું બળ આ બીજા કામમાં વપરાશે. પુષ્કળ રક્ત અને તંતુઓ સબળ ન હોય તો પેટની અને

આંતરડાંની કૃતિઓ બરોબર થઈ શકતી નથી. પુષ્કળ જમ્યા પછી માણસના શરીરમાં જે શિથિળતા આવે છે તેનું કારણ એજ કે આખા શરીરમાંનું લોહી અને તંતુબળ ખાધેલો ખોરાક પચાવવા સારૂ પેટને અને આંતરડાંને મદદ કરવા લાગે છે તેથી શરીરની બીજી કૃતિઓ કરવા જેટલું રક્ત અને બળ ફાજલ રહેતું નથી. અપૌષ્ટિક ખોરાક વધારે ખાઇ તેમાંથી પૂરતી પુષ્ટિ શરીરને મેળવવાની હોય તો (આંતરડાને) ( Visceura ) વધારે શ્રમ પડેછે અને તેથી શરીરમાં બાધ પડેછે. અને આ બાધ પડી એટલે છોકરાંનું બળ ઘટે અથવા તેમનું શરીર વધતું અટકેછે, અથવા બળ પણ ઘટે અને શરીર પણ વધે નહિ એ બે પરિણામ થાયછે. માટે એમ સિદ્ધ થાયછે કે છોકરાંને પૌષ્ટિક અને સહેલાઇથી પચી જાય એવો ખોરાક આપવો જોઇએ.

જૂદી જૂદી જાતનાં પ્રાણીઓ અગર મનુષ્યની જૂદી જૂદી જાતો અથવા એક જાતનાં પ્રાણી અથવા મનુષ્યોમાં જેમનો ખોરાક જૂદી જૂદી જાતનો હોય તેમનો મુકાબલો કરીશું તો સાફ જણાશે કે ખોરાક જેમ પૌષ્ટિક તેમ જુસ્સો વધારે રહેછે.

ગાય ઘાસ ખાયછે પણ તે ઘાસ પુષ્ટિકારક ન હોવાથી પુષ્ટિ વધારે મળે તેટલા સારૂ વધારે ઘાસ ખવરાવવું પડેછે અને વધારે ઘાસ પચાવવા સારૂ પાચનક્રિયા જે ઠેકાણે થાયછે તે અવયવ પણ મોટા હોવાની જરૂર છે. પેટના પ્રમાણમાં શરીરના બીજા અવયવો નાના હોવાથી તેમને પેટનો ભારે બોજો ઉપાડવો પડેછે. આવા ભારે પેટનો બોજો ઉંચકી આહિં તહિં ફરતાં અને વધારે ઘાસ ખાધેલું પચાવતાં તેનું પુષ્કળ બળ વ્યર્થ જાયછે, તેથી શરીરના બીજા અવયવોમાં જોઇએ તેટલું બળ રહેતું નથી. અને એનું પરિણામ એ થાયછે કે તે (ગાય) ઘણી સુસ્ત બની જાયછે. ગાયની સાથે ઘોડાનો મુકાબલો કરો. ઘોડાનો અને ગાયના શરીરનો બાંધો ઘણોખરો સરખોજ હોયછે, પણ તેને વધારે પૌષ્ટિક અને વજનમાં થોડો એવો ખોરાક ખાવાને આપવામાં આવેછે તેથી કરીને તેનું પેટ તેના શરીરના બીજા અવયવોના પ્રમાણમાં નાનું હોય છે અને ભારે પેટ ન હોવાથી તેમજ ભારે ખોરાક પચાવી તેમાંથી પુષ્ટિ મેળવવા પેટને થોડી મહેનત

પડેછે તેથી, દોડવા કરવા સારૂ તેનામાં વધારે બળ અને ચપળતા હોય છે. તદ્દન ઘાસ ખાઈ જીવનાર ઘેટું અને માંસ ઉપર અથવા જેમાંથી લોટ બને તેવા પદાર્થ ઉપર નિર્વાહ કરનાર કૂતરો એ બંનેનો મુકાબલો કરો તો વળી વધારે તફાવત દૃષ્ટિએ પડશે. સામાન્ય રીતે માંસાહારી પ્રાણીઓમાં માત્ર ઘાસ ખાઇ જીવનારા પ્રાણીઓ કરતાં કેટલીક વિશેષ ચપળતા છે એ જો ધ્યાનમાં રાખશો તો એમ જણાશે કે જેમ વધારે પૌષ્ટિક ખોરાક તેમ ચપળતા વધારે.

આ તફાવત શરીરના બંધારણ ઉપરજ આધાર રાખેછે એમ નથી કેમકે એક જાતનાં પ્રાણીઓમાં પણ જેવો ખોરાક તે પ્રમાણે જુસ્સો અથવા બળ કમી જાસ્તી હોયછે. તે ઉપરથી શરીરની વિશેષ ચપળતા ખોરાક ઉપર આધાર રાખેછે એમ સિદ્ધ થાયછે. ગાડીનો મોટા પેટવાળો ઘોડો અને સરતનો સૂકા બેસી ગએલા પેટવાળો ઘોડો જુઓ. મનુષ્યમાં પણ તેમજ છે. આસ્ટ્રેલિયન બુશમેન અને બીજા છેકજ જંગલી જાતના લોકો કે જેમનો ખોરાક માત્ર ભાજીપાલો હોયછે તેમનાં પેટ મોટાં ને બીજા અવયવો શુષ્ક અને બળહિન હોયછે; અને કાફર, પાટાગોનીઅન વગેરે માંસાહારી અને પૌષ્ટિક ખોરાક ખાનારી જાતોના માણસોનાં શરીર દૃઢ અને ચપળ હોયછે. સામાન્ય રીતે દુનિયાના ઇતિહાસ ઉપરથી જણાયછે કે જે જાતોના લોકોનો ખોરાક પુષ્ટિકારક અને પૂરતો હોયછે તે જાતો રાજ્ય કરનાર અને બળવાન હોયછે. વળી એકના એકજ પ્રાણીને પુષ્ટિકારક ખોરાક મળે તો તે વધારે શ્રમ કરેછે અને અપુષ્ટિકારક ખોરાક મળે તો તેનાથી બહુ મહેનત થઇ શકતી નથી. આ વાત ધ્યાનમાં રાખીશું તો અમારી દલીલ ખરી છે એમ માલૂમ પડી આવશે. ઘાસ ખાનાર ઘોડો જાડો દેખાય પણ તેને મહેનત પડવાથી તે ઢેંકું થઇ જવાનો; માટે જો ઘોડામાં બળ અને જુસ્સો કાયમ રહે તેમ કરવું હોય તો બેશક તેને પુષ્ટિકારક ખોરાક આપવો જોઇએ સરતના ઘોડાને જો ચાર મહિના બીડમાં ચરવા રાખ્યો હોય તો તે પ[illegible] ઉતરી જાયછે. શિકારી કૂતરો બરોબર દોડી શકે એવો તૈયાર કરવા સા[illegible] તેની માવજત કરવી પડેછે. મનુષ્યમાં પણ આ તફાવત નજરે પડે છે

માંસાહારી જાતો શરીરબળના કામમાં બીજા કરતાં વધારે ટકી શકે છે અને હલકો ખોરાક ખાનારા પણ જો માંસાહાર કરવા માંડે તો તેમનું શરીરબળ પણ વધેછે. એક ગ્રંથકર્ત્તા પોતાના ૭ મહિનાના અનુભવ ઉપરથી કહેછે કે, મેં એટલી મુદ્દત ( ૭ માસ ) માત્ર ધાન્યાહાર કર્યો અને માંસાહાર તજ્યો, તેથી મારૂં શારીરિક તેમજ માનસિક બળ કમી થયું. આગળ જે પ્રમાણો આપ્યાં છે તે ઉપરથી છોકરાંને કેવું ખાવાનું આપવું જોઇએ તે સંબંધી અમારૂં કહેવું શું સાબિત થતું નથી ? શરીરનો જુસ્સો કાયમ રાખવો હોય અને શરીરને વધારવું હોય તો બેશક ઉંચા પ્રકારનો ખોરાક છોકરાંને આપવો જોઇએ. જે છોકરાંને શારીરિક કિંવા માનસિક શ્રમ કરવાનો હોતો નથી તેમને માત્ર સ્ટાર્ચ (Starch) વાળા પદાર્થો ખાવા આપીએ તો કાંઇક સારૂં છે; ત્યારે જે છોકરાંને શરીર અને મનની મહેનત કરવાની છે, નવી શીરાઓ જેમના શરીરમાં બનવાની છે અને જેમના શરીરમાં ઘસારો પહોંચવાથી ખાડો પડેછે તે પૂરવાનો છે તેને તો બેશક વધારે પુષ્ટિકારક ખોરાક આપવોજ જોઇએ. અને જો પુષ્ટિકારક ખોરાક તેમને ન મળ્યો તો તેમનું શરીર બરોબર ન વધતાં ગંઠાઈ જશે અગર તેમના શરીરની કિંવા મનની ચપળતા ઓછી થશે.

વળી ખોરાક આપવામાં એક બીજી વાત ધ્યાનમાં રાખવાની છે: તે એ કે ખોરાક છોકરાંને જૂદી જૂદી તરેહનો મળવો જોઇએ; એકનો એક ખોરાક મળવાથી શરીરને નુકસાન પહોંચેછે. દરરોજ સાંજ સવાર મહિનાના મહિના સૂધી દાળ, ભાત, રોટલી કિંવા સાતપડા અને શાક તેમને મળે છે. આ ખોરાકમાં ફેરફાર કરવો જોઇએ. રોજને રોજ એકજ જાતનો ખોરાક આપવો જોઇએ નહિ. જૂદી જૂદી જાતનો અને સ્વાદનો ખોરાક આપવો એ પણ આવશ્યક છે. એકનો એક ખોરાક આપવો એ જીવનેંદ્રિય શાસ્ત્રના નિયમથી ઉલટું છે. એકનું એક જાતનું ખાણું ખાવાથી છોકરાંનું મન ઓચાઈ જાયછે અને કાંઇ નવું મળે ત્યારે ખૂબ સ્વાદથી અને રસથી તેઓ ખાયછે, તે ઉપરથી એમ જણાયછે કે ખાવાનો પદાર્થમાં ભિન્નતા હોવી જોઇએ. જીવનક્રિયા ચાલવા સારૂં જે જે તત્વેની શરીરને જરૂર છે તે બધાં તત્વો

એકજ જાતના ખોરાકમાંથી મળી આવતાં નથી, માટે બધાં તત્વો જોઇએ તેટલાં શરીરને મળે તેટલા સારૂ ખોરાક ભિન્ન ભિન્ન જાતનો હોવો જોઇએ.

અમુક દિવસને આંતરે જૂદી જૂદી જાતનો ખોરાક આપવો એટલુંજ નહિ, પણ એક વખતના જમણમાં એ તેની ભિન્નતા હોવી જોઇએ. નાના પ્રકારનો સ્વાદિષ્ટ ખોરાક ખાવાથી પાચન વહેલું થાયછે. ન્યાત જમતી હોય ત્યારે જમણ સારૂં અને સ્વાદિષ્ટ હોય તથા જૂદી જૂદી તરેહનાં શાકભાજી વગેરે હોય ત્યારે નિત્ય કરતાં વધારે ખવાયછે તોપણ તે પચી જાયછે, પણ એકનો એક ખોરાક બહુધા ખાધો હોય તો તે પચી શકે નહિ. વધારે પૂરાવો જોઇતો હોય તો બીજાં પ્રાણીઓ એટલે ઘોડા, બળદ, ઘેટાં વગેરે કેમ ઉછેરવાં એ વિષયો ઉપર જે પુસ્તકો રચવામાં આવેછે તે જુઓ. તેમાં લખેછે કે,—દરેક વખતે જાનવરને જે ખાવા આપવામાં આવતું હોય તેમાં જૂદી જૂદી ચીજો હોય તો તેઓ સારાં થાયછે. ગોસે અને સ્ટોકે કરેલા પ્રયોગ ઉપરથી જણાયછે કે પેટમાં ક્રિયા બરાબર ચાલે તેટલા સારૂ જે મિશ્ર પદાર્થ પેટમાં બનવો જોઇએ તેવો પદાર્થ ખાતી વખતે જૂદી જૂદી જાતના ખોરાકનું મિશ્રણ કરવાથીજ મળી આવેછે.

કોઇ એમ વાંધો લેશે કે જૂદી જૂદી તરેહનું અને જૂદા જૂદા પદાર્થ વાળું ભોજન છોકરાંને આપતાં ઘણી મહેનત અને ખરચ કરવું પડે તો તેનો ઉત્તર એટલોજ કે, છોકરાં શરીરે સારાં થાય તેમ કરવા સારૂ જેટલું ખરચ અને મહેનત પડે તે કરતાં લગારે પાછી પાની કરવી નહિ. જો જાનવરને ઉછેરી સારાં પાણીદાર કરવામાં જે ખરચ અને મહેનત પડે તે ભારે ગણવામાં ન આવે અને છોકરાંને માટે તેવી મહેનત અને ખરચ ભારે ગણવામાં આવે, તો બેશક આ વિચાર ખેદજનક છે.

પરંતુ ઉપર સૂચવ્યા પ્રમાણે ફેરફાર એકદમ કરવો નહિ. જે છોકરાંને અપૌષ્ટિક પણ વધારે ખોરાક ખાવાની ટેવ પડેલીછે તેમના પેટમાં પૌષ્ટિક ખોરાકનું પાચન એકદમ થઈ શકવાનું નથી. ધીમે ધીમે જેમ જેમ પેટમાં પાચનશક્તિ વધતી જાય તેમ તેમ ખોરાક ઉંચી પંક્તિનો અને પૌષ્ટિક આપતા જવું જોઇએ. સાર એટલોજ છે કે છોકરાંનો ખોરાક ઘણોજ

થનો નથી, પણ ગંદી હવા ફેફસામાં જવા દીધાથી તે રોગનું ઘર થઇ પડેછે; શરીરને આરામ આપવાથી નુકસાન નથી, પણ કુદરત જે સૂચના કરેછે તે સૂચનાઓનું ઉલ્લંઘન કર્યાથી નુકસાન થયા વગર રહેતું નથી; તેમજ માનસિક શ્રમ કરવાથી નુકસાન ન થતાં ઉલટો આરામ થાયછે, પણ માથું દુખવા માંડ્યા પછી પણ અભ્યાસ કર્યા કરે અગર વાંચ્યા કરે તો નુકસાન છે. શરીરશ્રમ પણ સુખદ હોયછે, પરંતુ છેકછેક થાકી ગયા પછી હદ ઉપરાંત શરીરશ્રમ કરે તો હરકત થયા વિના રહેજ નહિ. આ ઉપરથી શરીરની લાગણીઓ જે રસ્તો દેખાડે તે પ્રમાણે ચાલવાથી હરકત ન થતાં ઉલટું સુખ થાયછે એમ જણાશે. જે લોકોનાં શરીર સદા રોગવાળાં રહેછે તેમની લાગણીઓની સૂચના ઉપર ભરોંસો રાખી શકાય તેમ નથી એ વાત ખરી છે. જે લોકો હમેશાં ઘરમાં બેસી રહેછે અને બિલકુલ શરીરની કસરત કરતા નથી; જેઓ મનને પુષ્કળ તસ્દી આપેછે અને શરીરને બિલકુલ શ્રમ આપતા નથી; જેઓ ખાવાપીવામાં ઘડીઆળ માંડી બરોબર વખતસર ખાયછે પીએછે, પણ પોતાને ભૂખ અથવા તરસ લાગીછે કે નહિ તેનો વિચાર કરતા નથી; તેવા માણસોની શરીરલાગણીઓ વિકારી થઈ જવાથી ખરો રસ્તો સૂચવે એવો સંભવ નથી. જો તેમણે શારીરિક વૃત્તિઓનો અનાદર કરી શારીરિક સહ્ અસહ્ બુદ્ધિને દબાવી દીધી નહોત તો બેશક તે શક્તિ પોતાનું કામ બરાબર બજાવી શકત.

ફ્રાન્સમાં છોકરાં જન્મ્યા પછી તેમનો જન્મ નોંધાવવાનો રિવાજ છે; છોકરાંને શીઆળામાં નોંધાવવાની આફિસમાં લઈ જવાથી તે બિચારાં મરણ પામેછે. બેલજીઅમમાં જુલાઈ મહિના કરતાં જાન્યુઆરીમાં બમણાં છોકરાંનું મોત થાયછે. રૂશિયામાં મરણ પામેલા છોકરાંની સંખ્યા બહુજ મોટી છે. બરોબર બાંધો ન હોય તો પુખ્ત ઉમરે આવ્યા પછી પણ ટાઢથી મોત નીપજેછે. શરીરના બાંધાના પ્રમાણમાં છોકરાંના શરીરમાંથી વધારે ગરમી બહાર નીકળેછે. **લેહમાન** કહેછે કેઃ–શરીરના વજનના પ્રમાણમાં છોકરાંનાં અને નાનાં જાનવરનાં શરીરમાંથી કાર્બોનિક આસિડ નીકળેછે. તે પુખ્ત વયનાં માણસના શરીરમાંથી નીકળેછે તેનાં કરતાં બમણો હોયછે; અને શરીરમાં જે ઉષ્ણતા પેદા થાય તેના પ્રમાણમાં કાર્બોનિક આસિડ નીકળેછે. આ ઉપરથી પણ જણાયછે કે ઉષ્ણતા ઉત્પાદક પદાર્થ છોકરાના શરીરમાં માણસના શરીર કરતાં બમણો બનેછે.

ઉપર કહ્યું તે ઉપરથી છોકરાંને અપૂર્ણ પોશાક પહેરાવવો એ કેવી ભૂલ છે તે સહજ જણાઈ આવશે. બાપ મોટી ઉમરે પહોંચેલો હોયછે તેથી તેના શરીરમાંથી ગરમી કાંઇક થોડી નીકળેછે અને તેનું શરીર વધી રહેલું હોયછે તેથી શરીરવૃદ્ધિ સારૂ કાંઈ વધારે ખોરાકની તેને જરૂર પડતી નથી, તોપણ તે ટાઢમાં ઉઘાડે શરીરે નહિ જાય. આમ છતાં પણ તેઓ પોતાનાં છોકરાંને ઉઘાડાં ફેરવેછે, અગર મા ઉઘાડાં ફેરવતી હોય તો પોતે ચૂપ ચૂપ જોયાંજ કરેછે. આટલી વાત ખૂબ ધ્યાનમાં રાખવી અવશ્યની છે કે શરીરની ઉષ્ણતા કાયમ રાખવા સારૂ જેટલો વધારે ખોરાક ખપશે તેટલો ખોરાક શરીરની વૃદ્ધિ થવા સારૂ જોઇશે તેમાંથી ઓછો થશે. માટે લૂગડાં એટલાં પહેરાવવાં જોઇએ કે ગમે તેવી થોડી પણ શરીરને ટાઢ લાગતી હોય તો તેમાંથી બચાવ થાય. તાપ લાગવાથી છોકરાં અકળાઈ જાય તેટલાં બધાં લૂગડાં પહેરાવવા નહિ. લૂગડાં એવાં હોવાં જોઇએ કે તેમાંથી ગરમી બહાર નીકળી જાય નહિ અને છોકરાં રમે કૂદે તો ઘસારો ખમી શકે. વળી તેમનો રંગ, વાપર અને તડકાથી ઊડી જાય તેવો હોવો ન જોઇએ.

શારીરિક કસરત તરફ લોકોનું લક્ષ જવા માંડ્યું છે. એ વિષે વધારે બોલવાની જરૂર નથી. છોકરાંને કસરત કરાવવી એમ લોકો સમજવા લાગ્યા છે. નિશાળોમાં કસરતશાળા અને તાલમખાના કાઢવામાં આવેલાં છે અને નવાં કાઢવામાં આવેછે પણ ખરાં. શાળામાંથી વખતે વખત રમવા જવાની છૂટી આપવામાં આવેછે તે ઉપરથી પણ જણાય છે કે છોકરાંની સ્વાભાવિક વૃત્તિ પ્રમાણે વર્તવું એ જરૂરનું છે એમ લોકોને લાગવા માંડ્યુંછે. પણ છોકરીઓને એ પ્રમાણે છૂટ મળતી નથી. છોકરાની રમતો અને છોકરીઓની રમતો જૂદી જૂદી જાતની હોયછે. છોકરાની અને છોકરીઓની બરદાસ્તમાં આવો ફેર શામાટે હોવો જોઇએ! છોકરાના અને છોકરીઓના શરીરના બંધારણમાં કાંઈ ફેર છે? અથવા છોકરાની રમવા કૂદવાની વૃત્તિ દબાવી દઇએ તો તેમનું શરીર સારૂં વળશે નહિ એમ ધાસ્તી રહેતી હોય તો છોકરીઓને રમવા કૂદવાની વૃત્તિ થાય તે નકામી છે એમ શા ઉપરથી માનવું જોઇએ? કદાપિ છોકરીઓનું શરીર સારૂં બળવાન થાય તો તેમને અબળા નામ ઘટે નહિ એ ધાસ્તી હોય તો કોણ જાણે! છોકરાંને કાંઇક મોટા થયા પછી પણ રમવાની છૂટ મળેછે, પરંતુ છોકરી ૧૦ વરસની થયા પછી જો રમે કૂદે તો મા કહેશે કે, મોટી હોલા જેવી થઇ કૂદતાં લજવાતી પણ નથી! કોઈ એમ વાંધો લેશે કે છોકરીઓને એ પ્રમાણે કૂદવા રમવાની ટેવ પડે તો પછીથી સ્ત્રીને શોભા ન આપે એવી ટેવ તેમને વળગી જાય. પણ જેમ છોકરા મોટા થઈ રમવું કૂદવું મૂકી દેછે અને માણસાઈ દેખાડેછે, તેમ છોકરીઓ પણ યોગ્ય વયે આવ્યા પછી પોતાને ઘટતો વિનય ભૂલશે નહિ; તેમને ખોટી ટેવ પડી જવાની ધાસ્તી છે તે નિરાધાર છે. છોકરીઓને રમવા કૂદવા ન દેતાં તેમની પાસે કેટલીક કસરત શાળામાં કરાવવામાં આવેછે; પણ નિયમસર એક સરખી કસરત રોજને રોજ કરવાથી શરીરના બધા ભાગને જોઇએ તેટલો શ્રમ પહોંચતો નથી અને શરીરના એકજ અવયવોને મહેનત પડેછે તેથી તેઓ વહેલા થાકી જાયછે. વળી અમુક ભાગને કસરત પહોંચવાથી બીજા ભાગો ખરોખર પુષ્ટ થતાં કસરત મળેછે તેજ ભાગ પુષ્ટ થાયછે, તેથી શરીરમાં બેડોળપણું આવેછે. રોજની નીમેલી

કસરતથી મનને ઉત્સાહ લાગતો નથી, માટે જે કરવાથી મનને આનંદ થાય એવી કસરતો અને રમતો હોવી જોઇએ. માંદા માણસને પણ ખુશીની ખબર કહેવામાં આવે તો તેની તન્દુરસ્તીમાં કેટલોક ફેરફાર થાયછે. રમતથી શરીરમાં લોહી ઝપાટાબંધ ફરવા માંડેછે. અને શરીરના બધા ભાગોને કસરત મળવાથી શરીર તન્દુરસ્ત થાયછે. કસરત કરતાં છોકરાંને રમવા કૂદવા દેવાં એમાં વધારે લાભછે, માટે છોકરીઓને પણ છોકરાના જેટલીજ રમવા કૂદવાની છૂટ આપવી જોઇએ.

લોકોને એમ બોલતાં સાંભળીએ છીએ કે આગલા જમાનાના માણસો કરતાં હાલનાં માણસો નબળાં હોયછે. તેમનાં શરીર નિર્ધાત અને નાકૌવત થઈ ગએલાં જણાયછે. મહેનતુ લોકોને બાતલ કરી બીજા લોકોમાં તપાસતાં જણાશે કે બાપના કરતાં છોકરો કદમાં નાનો અને સહનશક્તિમાં પણ ઉતરતો નીપજેછે; કેટલાકને અકાળિક વૃદ્ધત્વ પ્રાપ્ત થાયછે, વાળ ધોળા થઈ જાયછે, દાંત પડી જાયછે અને આંખોની શક્તિ પણ વહેલી ક્ષિણ થયેલી જણાઈ આવેછે. આપણા પૂર્વજો કરતાં આપણે ખાવા પીવામાં મિતાહારી રહીએ છીએ, ચોખ્ખાઈ વધારે પાળીએ છીએ, સાર્વજનિક આરોગ્યતાના નિયમો પ્રમાણે વ્યવસ્થા રાખીએ છીએ, સ્વચ્છ હવાનો શ્વાસ લઇએ છીએ, તોપણ આપણાં (હાલના જમાનાના લોકોનાં) શરીર નબળાં કેમ થાયછે? એનું કારણ શું? આપણા પૂર્વજો અનિયમિત વખતે ખાતા પીતા, ખાવા પીવામાં કાઇએ નિયમ નહોતા રાખતા, જમવાનું મળે તો બે દહાડાનું ચઢાવી આવતા, શરીરે લૂગડાં પહેરવામાં આપણા જેટલી કાળજી રાખતા નહોતા, તેમ છતાં તેઓ શરીરે બળવાન રહેતા અને આપણે નાકૌવત રહીએ છીએ આનું કારણ શું? હાલ આપણે છોકરાંને ભૂખ કરતાં કાંઇક થોડું ખાવાનું કહીએ છીએ, માટે બહુ ખવરાવ્યા કરતાં થોડું ખવરાવ્યાથી તો આ પરિણામ નહિ નીપજ્યું હોય? છોકરાંને કઠણ કરવાની આતુરતામાં તેમને કાંઇક ઉઘાડાં ફેરવીએ છીએ તે કારણ તો નહિ હોય? અથવા રમવા કૂદવામાં તેમને જોઇએ તેટલી છૂટ નથી આપતા એ કારણ હશે? આ બધી બાબતો કેટલેક દરજ્જે કારણભૂત છે. પણ મુખ્ય અને સર્વથી સબળ કારણ એજ છે કે હાલમાં માનસિક શ્રમ બહુ કરવો પડેછે.

હાલના સમયમાં જુવાન અને વૃદ્ધ માણસોને માનસિક શ્રમ બહુ કરવો પડેછે. દરેક વ્યાપારમાં અને ધંધામાં હરિફાઈ એટલી બધી વધી ગઈછે અને તેવો વ્યાપાર અથવા ધંધો કરનારાની સંખ્યા એટલી વધી છેકે દરેક માણસે બળ અને મનશક્તિનો અતિશય ઉપયોગ કરવો એ જરૂરનું થઈ પડયું છે અને છોકરાં પોતાનો નિર્વાહ કરી શકે તેટલા સારૂ તેમને પણ મોટી મહેનતથી તૈયારી કરવી એ અવશ્યનું થઈ પડ્યું છે. બાપને વહેલા મોડા બહુ કામ કરવું પડેછે, અને આરામ તથા કસરતનો વખત તેને મળતો નથી તેથી તેનું શરીર બગડેછે; અને આવા નિર્બળ બાપથી થએલી પ્રજા પણ નિર્બળ હોયજ. વળી તેને હદ કરતાં વધારે મહેનત કરી સંસારમાં પોતાનો ઉદર નિર્વાહ ચાલે તેટલા માટે તૈયારી કરી મૂકવાની જરૂર પડેછે. આનાં માઠાં પરિણામ ઠેર ઠેર જોવામાં આવેછે.

કોલેજોમાંથી રજામાં ઘેર આવેલા અથવા તરતજ પરીક્ષા જેમણે આપી હોય તેવા વિદ્યાર્થીઓ જુઓ એટલે અમારૂં કહેવું ખરૂં માલૂમ પડશે. હજી સૂધી હિંદુસ્તાનમાં ઘેરાંને માથે એટલો માનસિક બોજો આવી પડયો નથી. પણ હાલના વખતમાં તો બિચારા છોકરાને ઊંચું જોવાને પણ અવકાશ મળતો નથી. મોટા માણસો આટલી બધી સખ્ત મહેનત કરવા સમર્થ નથી તો છોકરા સમર્થ છે એમ કેમ માની શકાય? કોલેજમાં બહુ શ્રમ કરવાથી મગજનો રોગ થએલો, નજર ટૂંકી થએલી, અથવા સખ્ત તાવ આવવાથી કોલેજ છોડી એક વરસ સૂધી અભ્યાસ મૂકી દેવાની જરૂર પડેલી એવા દાખલાઓ પણ આપણને મળી આવશે. બહુ મહેનતથી ક્ષય રોગ વળગેલો એવા દાખલા પણ જડશે. આવાં નજર તળે આવે એવાં મોટા રોગ વળગેલા જુવાનીઆનાં આટલાં બધાં દૃષ્ટાંતો જોવામાં આવેછે તો સહેજસાજ અને ગુપ્ત રોગથી કેટલા પીડાતા હશે! જો એક દાખલો સ્પષ્ટ નજરે પડે તો છાના અને બહુ વૃદ્ધિ નહિ પામેલા રોગથી પીડા પામતા બાર માણસો મળી આવશે. શરીરના બાંધાં નાજુક હોવાથી અથવા શરીરના અમુક અવયવો અથવા ભાગને નુકસાન પહોંચવાથી પીડાતા, શરીરના વૃદ્ધિ થતી અકાળિક અટકી પડેલી

તેવા, જેમના શરીરને ક્ષય રોગની ઉપાધિ વળગવાની તૈયારીજ હોય અથવા યુવાવસ્થામાં પુષ્કળ શ્રમ કરવાથી કોઇપણ રોગથી વિકાર થવાની ધાસ્તી હોય, એવા દાખલા ઘણા નજરે પડશે. ધંધાદારી (professional) અને વ્યાપારી (mercantile) લોકો જેમને આ શ્રમ કરવો પડેછે તેમના શરીરને વારંવાર જે રોગ વળગેછે તે વાત ધ્યાનમાં રાખીશું તો સ્પષ્ટ સમજાશે કે હદ ઉપરાંત માનસિક શ્રમ કર્યાથી શરીરની પ્રકૃતિ કેવી બગડેછે, અને છોકરાંનાં કાચાં શરીર હોય તે વખતે હદ ઉપરાંત તેમની પાસે મનની મહેનત કરાવવાથી કેવાં માઠાં પરિણામ નિપજેછે તેનો પણ ખ્યાલ આવશે. પુખ્ત વયે આવેલાં માણસો જેટલો સખ્ત શરીરશ્રમ અને માનસિકશ્રમ જુવાનીઆ વેઠી શકે નહિ. જો પુખ્ત વયે આવેલાં માણસોને પણ માનસિક શ્રમ અતિશય કરવાથી આવી હાનિ પહોંચેછે તો કાચી વયનાં છોકરાંનાં શરીર ને મનની બહુ મહેનત પડવાથી કેટલું વધારે નુકસાન થવાનો સંભવ છે, તેનો વિચાર કરો. શાળાઓમાં શિક્ષણ માટે નિયમની જે રીતો ચાલેછે તે તપાસીશું તો જણાશે કે આવી સખ્તઇથી નુકસાન થાયછે; એટલુંજ નહિ, પણ છોકરાઓ તે ખમી શકેછે તે આપણને નવાઈ જેવું લાગશે. સર જોન ફારબસ પોતાના જાતિય અનુભવ ઉપરથી કહેછે કે, એક કન્યાશાળામાં નીચે દર્શાવ્યા પ્રમાણે વખતના વિભાગ પાડવામાં આવ્યા હતા.

| | |
|---|---|
| ઊંઘવાના........................ | ૯ કલાક. (નાનાં છોકરાંને ૧૦) |
| શાળામાં અભ્યાસ કરવામાં અને પોતાના આપેલા પાઠ તૈયાર કરવાને. | ૯ કલાક. |
| શાળામાં અથવા ઘરમાં મોટી વયનાને પોતાને મન ગમતો અભ્યાસ કરવા સારૂ અને નાના છોકરાને રમવા સારૂ | ૩½ (નાનાં છોકરાંને ૨½). |
| ખાવાને........................ | ૧½ |
| ખૂલી હવામાં કસરત એટલે ધીમે ધીમે ફરવું અને ઘણી વખતે પાઠપોથી હાથમાં રાખી આવી કસરત કરવી અને તેપણ જ્યારે હવા સ્વચ્છ હોય ત્યારેજ. | ૧ |
| | ૨૪ |

દિવસના આવી રીતે આશ્ચર્યજનક વિભાગ કર્યાથી પરિણામ શું થાયછે? નબળાઈ, રીકાશ, નિરુત્સાહીપણું, અને સાધારણ રોગીષ્ટતા એજ. આનાં કરતાંએ વળી વધારે નુકસાન થાયછે. તે (સર જ્હોન ફારબસ) કહેછે કે—શરીરના કલ્યાણ તરફ દુર્લક્ષ કરી માત્ર મનનેજ કેળવવાની આતુરતામાં અને મનને પુષ્કળ શ્રમ અને શરીરને જોઇએ તે કરતાં ઓછી કસરત આપવાથી શરીરના જૂદા જૂદા ભાગોમાં વિકાર થયો એટલુંજ નહિ પણ શરીરનો બાંધો પણ નબળો થએલો માલુ જોવામાં આવ્યો. "એક મોટા શહેરમાં છોકરીઓની શાળા જોવા અમે ગયા હતા તેમાં ૪૦ છોકરીઓ ભણતી હતી. તે ૪૦ માંની કોઇપણ બે વરસ કરતાં વધારે નિશાળમાં રહેલી નહોતી, તોપણ તેમાંની એકે છોકરી શરીરે વાંકી વળેલી નહિ એવી અમારા જોવામાં આવી નહિ." ઉપરનું વૃતાંત આપણી કન્યાશાળાઓને લાગુ પડે તેવું નથી. પણ હાલમાં ટ્રેનિંગ કોલેજમાં સ્ત્રીઓને રાખવામાં આવેછે ત્યાં તેમના ઉપર અતિ માનસિક શ્રમનો બોજો પડવાથી નુકસાન ન થાય તેટલા માટે ઉપલી હકીકત અહિં દર્શાવવી દુરસ્ત ધારીછે.

ઉપર પ્રમાણે સન ૧૮૩૩માં વહીવટ ચાલુ હતો, ત્યાર પછી કાંઇક ફેરફાર થયોછે. પણ એ રીત હજી સાધારણ છે, અને હદથી વધારે એ રીત પ્રમાણે અમલ કરવામાં આવેછે એ વાતની અમે અમારી જાત માહિતીથી શાખ પૂરીએ છીએ. અમે થોડાક દિવસ ઉપર એક ટ્રેનિંગકોલેજ (છોકરાઓની) જોવા સારૂ ગયા હતા. સારા કેળવાયલા શિક્ષકોની ખોટ પૂરી પાડવા સારૂ આ કોલેજ નવીજ સ્થાપવામાં આવી હતી. તેના ઉપરી અધિકારી સરકારી હોદ્દેદારો હતા તેથી ખાનગી શિક્ષકો કરતાં વધારે વિવેકબુદ્ધિ તેઓ વાપરી શકે એવા હોવા જોઇએ એમ માનવાને કાંઈ હરકત નથી. તોપણ તે શાળાનું વખત પત્રક પણ નીચે પ્રમાણે હતું.

સવારના ૬ વાગતાં વિદ્યાર્થીઓને એકઠા કરવામાં આવતા.

૭–૮ અભ્યાસ.

૮–૯ ધર્મ પુસ્તકમાંથી વાંચન, પ્રાર્થના અને નાસ્તો.

૯–૧૨ અભ્યાસ.

૧૨–૧¼ અવકાશ–તેમાં ફરવું અથવા બીજી કસરત કરવી પણ વાસ્તવિક રીતે આ ૧¼ કલાક પણ અભ્યાસ કરવામાંજ ગાળવામાં આવતો.

૧¼–૨ ભોજન–ખાતાં સાધારણ રીતે ૨૦ મિનિટ લાગતી.

૨–૫ અભ્યાસ.

૫–૬ વિશ્રાંતિ અને ચાહ પીવી.

૬–૮½ અભ્યાસ.

૮½–૯½ ખાનગી અભ્યાસ આવતા દિવસના પાઠ તૈયાર કરવાને.

૧૦ સૂવાનું.

આ પ્રમાણે ૨૪ કલાકમાંથી ૮ કલાક ઉંઘવાના, ૪½ પોશાક, પ્રાર્થના અને ભોજનના અને તેની સાથે થોડી થોડી વિશ્રાંતિ, ૧૦½ અભ્યાસના અને માત્ર ૧| કલાક કસરતનો અને તેમાં વળી કસરત કરવી ન કરવી એ વિદ્યાર્થિઓની મરજી ઉપર. આથી કરીને ઘણો વખત કસરત કરવામાં આવતી પણ નહિ. અભ્યાસના ૧૦॥ કલાક છે તે વધારી ૧૧॥ કરવામાં આવે છે એટલુંજ નહિ, પણ કેટલાક વિદ્યાર્થી સવારના ૪ વાગે પોતાના પાઠ તૈયાર કરવા સારૂ ઊઠે છે, અને તેમ કરવામાં શિક્ષકો તેમને ઉત્તેજન આપે છે. અમુક વખતમાં વિષયો એટલા બધા તૈયાર કરવાના હોય છે, અને પોતાના શીખવેલા વિદ્યાર્થિઓ પરીક્ષામાં વિજયી થાય તેટલા સારૂ શિક્ષકોનો પણ એટલો બધો આગ્રહ હોયછે કે, છોકરા ઘણી વખતે બાર તેર કલાક પણ માનસિક શ્રમ કરેછે.

આવા શ્રમથી શરીરને મહા નુકસાન થાય એ કહેવા સારૂ ભવિષ્ય વેત્તાની જરૂર નથી. જે છોકરા શરીરે લાલચોળ હોયછે તે થોડા વખતમાં ફીકા પડી જાયછે, વારંવાર તેઓને મંદવાડ થાયછે, અને દરરોજ કેટલાક માંદગીની રજા ઉપર રહેનારા પણ હોયછે. ભૂખ ન લાગવી અને અપચો એ રોગ સાધારણ રીતે વિદ્યાર્થીઓને થાયછે. મરડાનો રોગ પણ ઘણાને વળગેછે. માથું દુખવું એતો જાણે સહેજ. ઘણા વિદ્યાર્થિઓ આ રોગની

પીડા મહિનાના મહિના સુધી ભોગવેછે, અને કેટલાકનું શરીર તદન બગડી જવાથી તેઓ શાળા છોડી ઘેર જાયછે.

જે શાળાના ઉપરી ઘણા વિદ્વાન અને જે શાળા બીજી શાળાઓને નમૂના જેવી હોવી જોઇએ તેમાં આવી વ્યવસ્થા હોય એ કાંઈ થોડું નવાઈ જેવું નથી. અંત્ય પરીક્ષાઓ માટે તૈયારી કરવાને થોડો વખત, તેથી આવી રીત દાખલ કરવાની જરૂર પડેછે, અને તેનું પરિણામ એ થાયછે કે ઘણાની તન્દુરસ્તી બગડેછે. આ રિતો ક્રૂરતા ભરેલી છે એટલુંજ નહિ પણ તે દુઃખજનક અજ્ઞાનતાનાં દૃષ્ટાંત છે.

ઉપરનું દૃષ્ટાંત ઘણે દરજ્જે અપવાદ જેવું ગણી શકાય. બીજી ટ્રેનિંગ કોલેજમાં પણ તેવીજ રીત કદાપિ હશે, પણ આવાં દૃષ્ટાંતો મળી આવેછે તે ઉપરથી એક વાત સિદ્ધ થાયછે કે, ઉછરતી પ્રજાને ભારે માનસિ શ્રમ કરવો પડેછે. અને બીજો પૂરાવો ન હોય તોપણ શિક્ષકોને તૈયાર કરવા સારૂ આવી ટ્રેનિંગ કોલેજો હોવી જોઇએ તે ઉપરથીજ હદ ઉપરાંત માનસિક કેળવણી આપવાની લોકોની વૃત્તિ છે તે દેખાઈ આવે છે.

બાલ્યાવસ્થામાં હદ ઉપરાંત કેળવણી આપવાથી નુકસાન છે એ વાત લોકો સાધારણ રીતે જાણેછે, તો યુવાવસ્થામાં પણ તેવુંજ નુકસાન થશે એ વાતનું તેમને ભાન રહેતું નથી એ ઘણું નવાઈ જેવું છે. બાળકમાં અકાળિક બુદ્ધિની પરિપક્વતા જણાય તો તે ખોટું છે એમ માબાપ કાંઇક સમજેછે. બાળકના મનને અલ્પવયમાં પરિપક્વ કરવાની જે માબાપ મહેનત કરે છે તેમને બીજા ઠપકો દે છે. અને તેમ કરવાનું કેવું પરિણામ થાયછે તે વાતની માહિતી હોય તો એવાં માબાપને વધારે ભીતિ લાગે છે. એક મહા વિદ્વાન ઇન્દ્રિયશાસ્ત્રજ્ઞ એમ કહેછે કે મેં મારો છોકરો ૮ વરસનો થયો ત્યાંસૂધી કાંઇપણ શિખવવાનું ધાર્યું નથી. આ વાત ઉપરથી અનુમાન શું નીકળેછે તે જુઓ. બાલ્યાવસ્થામાં જો છોકરાની મનશક્તિ બળથી પરિપક્વ કરી તો તેથી શારીરિક દુર્બળતા અગર છેવટે મૂર્ખતા કિંવા અકાળિક મૃત્યુ એ ફળ નીપજેછે. આ વાત ઘણાના સમજવામાં છે, તોપણ યુવાવસ્થાએ અતિ શ્રમથી તેવાંજ ફળ મળવાનાં એ વાત ઘણા લોકો વિસરી જાયછે અને

વાસ્તવિક રીતે પરિણામ તો તેવાંજ થાયછે. મનશક્તિઓ અમુક ક્રમમાં અને અમુક નિયમ પ્રમાણે ખીલેછે. જો કેળવણીની પદ્ધતિ આ ક્રમ અને નિયમ પ્રમાણે હોય તો ઠીક. પણ જો પદ્ધતિ આ ક્રમ અને નિયમને અનુસરતી ન હોય અને મન તુરત ગ્રહણ કરી શકે નહિ એવી મિશ્ર અને ગુહ્ય બાબતો મનમાં ઘાલવામાં આવે અગર વયને યોગ્ય હોય તેવી કેળવણી ન આપતાં મનને અતિ કેળવણી આપવામાં આવે તો આવો અસ્વાભાવિક લાભ થાય તેના જેટલું અગર તેથી વધારે નુકસાન તેની સાથે થવાનુંજ.

કેમકે કુદરત તો ખરેખરો સખ્ત હિસાબ લેનાર છે. એક ખાતે તમે તમારૂં લેહેણું હોય તેના કરતાં વધારે ઉપાડ કરશો તો તે બીજા જે ખાતામાં જમાં રહેતું હશે તે ખાતામાંથી બાદ કરી જમાં ઉધાર પાસાં બરોબર કરે છે. જો કુદરતના ક્રમમાં વચ્ચે ન પડતાં તેને પોતાના નિયમ પ્રમાણે ચાલવા દેશો અને શરીરની તેમજ મનની વૃદ્ધિ થવાને ઉમર પ્રમાણે જોઇએ તેટલા અને જોઇએ તેવી જાતના પદાર્થજ માત્ર પૂરા પાડશો તો ઘણું કરીને બધી બાબતમાં સરખી રીત પુષ્ટ થએલું મનુષ્ય તમને મળશે. પણ જો શરીરના બીજા ભાગની દરકાર ન રાખતાં એકજ અવયવ અથવા ભાગ અકાળિક અથવા હદ ઉપરાંત પુષ્ટ કરવા માંડશો તો કુદરત પોતાનો મત એથી વિરૂદ્ધ છે એમ તમને થોડું ઘણું દેખાડી તમારી ઇચ્છા પ્રમાણે કરવા દેશે, પણ તમારૂં એકહું કામ કરે તેના બદલામાં બીજું અગત્યનું કામ કરવું પડતું મૂકશે. શરીરમાં અમુક વયે નિયમિતજ જીવનશક્તિ રહેછે, અને શક્તિ નિયમિત છે તેથી ફળ પણ નિયમિતજ મળવાનું. એક કરતાં વધારે લાભ મેળવવો અશક્ય છે. બાલ્યાવસ્થામાં તેમજ યુવાવસ્થામાં જીવનશક્તિનો ઉપયોગ જૂદી જૂદી જાતનાં અને ઘણીજ અગત્યનાં કામો કરવામાં પડેછે. આગળ કહ્યું છે તે પ્રમાણે શારીરિક કસરતથી જે ઘસારો પહોંચ્યો હોય તે પૂરો પાડવાનો છે. એક દિવસના અભ્યાસથી જે ખોટ આવી હોય તે પૂરી કરવાની છે; શરીર કાંઇક વધે તેમજ પુષ્ટ થાય તેટલા માટે સામગ્રી તૈયાર રાખવાની છે. અને આવી જાદી

જૂદી ખાધ પૂરી પાડવાને જે ખોરાક જોઇએ તે પચાવવાનો પણ છે. હવે આમાંના એક પણ કૃત્ય પાછળ જો જીવનશક્તિ વધારે વાપરવામાં આવે તો તેટલી શક્તિ બીજા કામમાંથી ઓછી થવાની. બધાને અનુભવથી જ માલુમ પડે છે કે જો ભારે ખોરાક પેટ ભરીને ખાધો હોય તો તે પચાવવા સારૂ પેટને એટલી મદદ જોઇએ છીએ કે તેથી મન અને શરીરને જાગૃત રાખે એટલો જુસ્સો બાકી રહેતો નથી. પણ શરીરનું બધું બળ તે ખાધેલો ખોરાક પચાવવાને કામે લાગે છે, એટલે શરીર અને મન એ બેઉ શિથિળ થઈ જાયછે. આપણે જાણીએ છીએ કે શરીરની કસરત વધારે કરવાથી વિચારશક્તિ ઓછી થાયછે. એકદમ ભારે શ્રમ કરવાથી શરીરની શક્તિ ભંગ થાય છે તેથી, તથા લાંબી મજલ કરવાથી થાક લાગ્યો હોય ત્યારે માનસિક શ્રમ કરવાની આપણી વૃત્તિ થતી નથી. તેમજ જે માણસો એક મહિનાની પેદલ મુસાફરી કરવા નીકળ્યા હોય તે લોકોના મનમાં એવી જીજ્ઞાસા આવી જાયછે કે થોડા દિવસ પણ વિસામો લઇએ; અને વળી ખેડૂત અને મજૂર લોકો જે શરીરશ્રમ વધારે કરેછે તેમનામાં માનસિક ચંપળતા ઘણી મંદ હોય છે. વળી જ્યારે કોઈ કોઈ વખત છોકરાં એકદમ વધવા માંડેછે ત્યારે તેમના મનની શક્તિ અને શરીરની બીજી શક્તિ પડી ભાગવા માંડેછે. તેમજ ખાધા પછી જોસભેર કસરત કરી હોય તો પાચન થતું બંધ પડેછે. જે છોકરાઓને નાનપણમાં બહુ શ્રમ પડેછે તેઓ કદે ઠીંગણાં થાયછે. આ બધાં દૃષ્ટાંતો ઉપરથી એમ જણાયછે કે એક દિશામાં જીવનશક્તિનો ઉપયોગ કર્યો હોય તો બીજી દિશામાં એની ખોટ માલૂમ પડયા વગર રહેતી નથી. જ્યારે કોઈ પણ વાત હદ ઉપરાંત કરવામાં આવી હોય ત્યારેજ આવાં પરિણામ સ્પષ્ટ જોવામાં આવેછે. પણ હદ ઉપરાંત જતાં થોડું વત્તુ પણ જો નિયમ વિરૂદ્ધ આચરણ થયું હોય તો તેટલું ફળ નઠારૂં થયા વિના રહેજ નહિ. તેથી કુદરતે જેટલી સામગ્રી પૂરી પાડી હોય તે ઉપરાંત જો યુવાવસ્થામાં માનસિક શ્રમ કરવામાં આવે તો બીજાં કાર્યો કરવા સારૂ જેટલી શક્તિ જોઇએ તેમાં ખાડો પડશે, અને કોઈ પણ જાતની હાનિ નીપજશે. શી હાનિ થાયછે તેનો હવે વિચાર કરીએ.

અસુક વયે મનને જેટલો શ્રમ આપવો જોઇએ તે કરતાં સહેજસાજ કાંઇક વધારે માનસિક શ્રમ કરાવવામાં આવે તો શરીરના બાંધાઉપર તેની કાંઇક અસર જણાશે. એટલે શરીર જેટલું ઉંચું થવું જોઇએ તેટલું ન થતાં નીચું રહેશે, અથવા તો કદમાં કાંઇક નાનું રહેશે, અગર શરીરની શીરાઓ જોઇએ તેવી સારી થશે નહિ. માનસિક શ્રમ કરતી વખતે મગજમાં વધારે રક્ત જાય તે તથા માનસિક શ્રમ કરવાથી મગજને જે ઘસારો પહોંચ્યો હોય તે પૂરો પાડવા સારૂ જે રક્ત વપરાય તેટલું રક્ત વીસરા અને શરીરના બીજા અવયવોમાં ઓછું ફરશે અને તેથી તેના પ્રમાણમાં શરીરની વૃદ્ધિ થતી અટકશે અથવા ખોટ ઓછી પૂરી પડશે. આવી પ્રતિક્રિયા થવાનીજ. ત્યારે વિચાર કરવાનો એટલોજ કે આવી રીતે જે નુકસાન થાય તેનો બદલો વાળે એટલો લાભ મનની વિશેષ કેળવણીથી મળેછે કે નહિ? અગર શરીર વૃદ્ધિની ખામી રહે અથવા શરીરમાં જુસ્સો અને સહનશકિત આવે એવી બાંધાની પરિપકવતા ન થાય તો તે ખોટનો બદલો વિશેષ જ્ઞાન મળ્યું તેથી વળી રહેછે કે નહિ?

ઉપલા પ્રશ્નના ઉત્તરમાં નાજ કહેવી પડશે એટલુંજ નહિ પરંતુ જો માનસિક શ્રમ અતિ વિશેષ હોય તો વધારે હાનિકારક પરિણામ થાયછે, અને તેની ખોટી અસર શરીર ઉપર જણાઈ આવે છે. વળી મગજ ઉપર પણ તેની માઠી અસર થાયછે. જીવનેંદ્રીયશાસ્ત્રના નિયમ પ્રમાણે વૃદ્ધિ અને શરીરના અવયવોની પૂર્ણતા એ બેમાં બહુ અંતર છે. વૃદ્ધિ એટલે શરીરના કદનો વધારો; અને અવયવોની પૂર્ણતા એટલે શરીરના બાંધામાં વધારો. જીવનેંદ્રીય શાસ્ત્રનો નિયમ એવો છે કે, આ બે ક્રિયામાંની કોઇ પણ એક વધારે ઝડપથી ચાલે તો બીજી ક્રિયામાં અટકાવ થાયછે; એટલે કે જો ઉંચાઈ વધે તો પહોળાશમાં કમીપણું આવેછે. **કાટરપીલર** (caterpillar) અને **ક્રાઇસાલીસ** (chrysalis) જંતુઓના દ્રષ્ટાંત ઉપરથી આ વાત સમજવામાં આવશે. **કાટરપીલર** (caterpillar)ના શરીરનું કદ એકદમ વધેછે પરંતુ તેના શરીરના અવયવો અલ્પાવસ્થામાં જેવા હોયછે તેવાને તેવાજ પુખ્ત વયે આવ્યા પછી પણ રહેછે. **ક્રાઇસાલીસ**નું કદ

નાતું રહેવાતુંજ. અને જે બાળકોમાં અકાલિક માનસિક ચપળતા દેખાતી હતી અને અમુક ઉમરનાં થયાં ત્યાંસુધી જે બહુ હોશિયાર ગણાઈ બધા વિષયોમાં સરસ નીવડી આવતાં, તે પાછળથી તેટલાં હોશીયાર ન નીવડતાં તેમનાં માબાપ અને શિક્ષકોને નિરાશાનું કારણ થઇ પડેલાં તેનું કેટલેક દરજ્જે ઉપર કહેલું તેજ કારણ છે. નાનપણમાં ઘણા વખણાતા અને હોશિયારમાં ખપતા, પણ પાછળથી પત્થરના ભમરડા જેવા નીકળેલા છોકરાના ઘણા દાખલા વાંચનારના જોવામાં આવ્યા હશેજ.

કેળવણીનાં ઉપર કહેલાં પરિણામ ભારે હાનિકારક છેજ, પણ તેથી શરીરની તંદુરસ્તી બગડીને માઠાં ફળ નીપજેછે તે વળી વધારે નુકસાનકારક છે. એથી ( અતિ કેળવણીથી ) શરીરનો બાંધો તૂટી જાયછે, શારીરિક શક્તિઓ શિથિલ થઈ જાયછે, અને લાગણી (મનોવૃત્તિ) વિકારી થાયછે. જીવનેંદ્રીય શાસ્ત્રના કેટલાક તાજા શોધ કરવામાં આવ્યા છે તે ઉપરથી શરીરની કૃતિઓ ઉપર મગજની કેટલી સત્તા છે તે જણાઈ આવેલું છે. અન્નપાચન અને રક્તવહન, તેમજ આ બે ક્રિયાને આધારે થતી શરીરમાં બીજી બધી ક્રિયાનો મૂળ પાયો મગજની સ્થિતિ ઉપર છે. વેગસ નામની જ્ઞાનતંતુ મગજ અને હીસરાને જોડેછે. જ્ઞાનતંતુને છંછેડવાથી કલેજું પોતાનું કાર્ય કરતું કેવું અટકી જાયછે! અને તે જ્ઞાનતંતુ ઉપર થએલી અસર જેમ જેમ ઘટતી જાય તેમ તેમ કલેજામાંથી ધીમે ધીમે રૂધિરવહન થવા માંડીને તે પોતાનું કાર્ય બજાવવા માંડેછે. વળી તેને ( જ્ઞાનતંતુને ) છંછેડી તો પાછું કલેજા ઉપર તેનું કેવું પરિણામ થાયછે, એ જેના જોવામાં આવ્યું હશે તેનાથીજ અતિ અમિત મગજની શિથિલતાકારક અસર શરીર ઉપર કેટલી થાયછે તે સમજી શકાશે. આવો પ્રયોગ વિબર નામના વિદ્વાન કરેલો છે. જીવનેંદ્રીયશાસ્ત્રના પ્રયોગથી જે પરિણામોનાં કારણો સમજવામાં આવ્યાં છે તેવાં પરિણામો તો આપણા જોવામાં ઘણી વખતે આવેછે.

આશા, ભય, ક્રોધ, હર્ષ એમાનું એક પણ જ્યારે આપણે અનુભવી- એ છીએ ત્યારે આપણું હૈયું કેવું ધડકેછે, અને જ્યારે અતિ ભય, અતિ ક્રોધ

અતિ હર્ષ અને ઉત્સાહ આપણા મનમાં હોયછે ત્યારે કેવું જાણે મહા મહેનતે આપણું નિયમિત કામ કરતું હોય એવું જણાયછે. એકાએક મૃત્યુની ખબર સાંભળવાથી આપણા મન ઉપર અચાનક અતિ ભારનો ધક્કો લાગવાથી માણસનું ભાન નહીં તે કેવાં મુર્છા આર' પડેછે તે વાત સર્વને માહીતજ છે. અને મનમાં અતિ હર્ષ, અતિ ભય, અતિ શોક અને અતિ ક્રોધ અથવા કોઈ પણ લાગણી અત્યંત ઉછાળ મારે તો તેનું પરિણામ કેવું થાયછે, તે પણ આપણા જાણવામાં છે. મનમાં જ્યારે ઉદ્વેગ થયો હોય ત્યારે પેટમાં પણ બીગાડ થાયછે. મનની આનંદજનક અથવા દુઃખદાયક સ્થિતિ થાય તો ભૂખ ન લાગે અને ભોજન ઉપર અરૂચિ થાયછે. તેમજ ખાધા પછી જો હર્ષજનક અથવા ખેદકારક વૃત્તાંત જાણવામાં આવે તો ઘણી વખત ખાધું પીધું ફરેછે ( ઉલટી થાયછે )અગર તેનું પાચન પેટમાં મહા મહેનતે થાયછે. તેમજ અતિ માનસિક શ્રમથી પણ આવુંજ પરિણામ થાયછે. ઉપર જે દ્રષ્ટાંતો કહ્યાં છે તે સહેજ ધ્યાનમાં આવે તેવાં છે, અને તે ઉપરથી મગજ અને શરીરનો સંબંધ છે તે પણ સમજાશે. આ સંબંધ શરીરની અને મનની દરેક સ્થિતમાં કાયમ રહેછે. મગજમાં કોઇ પણ મનોવૃત્તિનો વિકાર ગુસ્સાબેર પણ ક્ષણિક થઇ તેની તેટલીજ ઉગ્ર પણ ક્ષણિક અસર વીસરા (Viscera) ઉપર થાયછે. તેમજ થોડી ગુસ્સાદાર પણ ઘણી મુદતની ઉશ્કેરણીનું પરિણામ પણ તેવુંજ થાયછે. એટલે કે કોઇપણ લાગણીનો ધક્કો મન ઉપર જેટલો થાય તેજ પ્રમાણમાં વીસરા ઉપર અસર થાય છે. આ સિદ્ધાંત ખરો છે, એમ દરેક વૈદ્ય કહી શકશે. શરીરમાં પેદેલો સજો જૂદી જૂદી જાતનો અને ઓછો વત્તો હોયછે. કોઇક વખત માત્ર હૃદય-રોગજ થાયછે. હૃદય વારે વારે ધબકારા કરેછે, નાડી નબળી થાય છે. અને તેના ધબકારા ૬૦ કિંવા તેથી પણ ઓછા થઇ જાયછે. કોઇક વખતે પેટમાંજ વિકાર ઉત્પન્ન થાય છે. અજીર્ણ અથવા બદહજમી (Dyspepsia)* નામનો રોગ પેટમાં થાયછે. કેટલીક વખતે હૃદય અને પેટ એ બેમાં રોગ ભરાયછે. ઉંઘ થોડી અને એક સરખી નહિ; વચમાં જાગી ઉઠાય અને મન પણ થોડું ઘણું ઉદાશી રહેછે.

જાણવાથી મગજને કંઇજ ફાયદો નથી પરંતુ જ્યારે બુદ્ધિની દઢતા અને વિચારશક્તિનો વધારો થાય તોજ કંઈ ફાયદો થાય. હદ ઉપરાંત મગજને શ્રમ આપવાની રીતમાં સૌથી મોટી ભૂલ એ છે કે તેથી શરીરની તન્દુરસ્તીનો બગાડ થાયછે, શરીરનો જુસ્સો જતો રહેછે અને અને શરીરના જુસ્સા જોડે જીંદગીમાં ઉપયોગી થઇ પડનાર બુદ્ધિની કેળવણી પણ બંધ થઇ જાયછે. જે શિક્ષકો વય ઉપર વિચાર ન કરતાં બાળકોને વધારે વિષયોનું જ્ઞાન આપવાને જ ઇન્તેજાર હોયછે અને શરીરને નુકસાન થાય તેની કંઈ ગણના કરતા નથી, તેઓ એમ વિચાર નથી કરતા કે જે લોકોમાં ભિન્ન ભિન્ન વિષયોનું જ્ઞાન હોયછે તે લોકો દુનિયામાં જય મેળવતા નથી, પરંતુ જેમનામાં ચાલાકી અને ઉદ્યમ કરવાનું બળ વધારે હોયછે તેઓ જય મેળવેછે. અને જો સ્મરણશક્તિ ઉપર વધારે બોજો નાંખવાથી ચાલાકી અને શરીરબળને હાનિ પહોંચે એવું હોય તો પછી દુનિયામાં જય મેળવવાની વાત કોરેજ મૂકવી. કેળવણી બિલકુલ ન મળી હોય તોપણ દૃઢ સ્વભાવ અશ્રામ્ય ચપળતા હોય તો સૃષ્ટિમાં જય મળે. અને આવા દ્રઢ સ્વભાવ જોડે જો શરીરને હરકત ન કરે તેવી કેળવણી મળી હોય તો પછી જેઓના મગજ અતિશય ભારથી દબાઇ ગયાં હોય અને જેઓમાં બિલકુલ ચંચળતા રહી ના હોય તેઓને ઉપર વર્ણવેલા માણસો સહેજ પાછળ પાડી શકે, એ સ્વાભાવિક છે. અરે જોકે ખરી રીત તેમ નથી તોપણ આપણે એમ ધારીએ કે બહુજ્ઞાન મેળવવાથી અને વય કરતાં જાદે અભ્યાસ કરવાથી સંસારમાં ધન મેળવવાને આપણે પાત્ર થઇએ, તોપણ ધન મળે અને શરીર સારૂં ન રહે તો ધન શા ઉપયોગનું? કહેવત છે કે "પહેલું સુખ તે જાતે નર્યાં". ગમે તેવો મહાન્ હોદ્દો મળ્યો પરંતુ શરીરમાં દમ કે કૌવત ના હોય તો તેનું શું ફળ? સર્વને ખબર છે કે સારો પચાવ, સ્વચ્છ લોહી અને ખુશમિજાજ જેવું બીજું સુખ કંઈ નથી. શરીર નબળું હોય તો સુખ પણ દુઃખકારક થઈ પડે, અને શરીર સારૂં હોય તો દુઃખ પડે તે પણ હલકું લાગે. આ ઉપરથી સિદ્ધ થાયછે કે અતિ અધ્યયન દરેક રસ્તે ખરાબ છે. પહેલું તો તેથી જ્ઞાન મળેછે કે તરત તે ભૂલી જવાય; બીજું તેથી જ્ઞાન ઉપર અને પુસ્તકો ઉપર આપણને કંટાળો

ઉપજે; ત્રીજું થોડા પણ જ્ઞાનની સરળ રચના જેથી આપણી વિચારશક્તિ મજબૂત થાય અને ચંચળતા આવે, તે ઘણું જ્ઞાન મેળવ્યું તેના કરતાં સંસારમાં વધારે જરૂરતા છે, અને તેવી વિચારશક્તિ અને ચંચળતા આવી કેળવણીથી ઉત્પન્ન થતી અટકેછે; ચોથું તેથી ચંચળતાનો ને ઉદ્યમનો નાશ થાયછે અને જુસ્સો બિલકુલ રહેતો નથી, અને ચપળતા સિવાય કેળવાએલી બુદ્ધિ નિરૂપયોગી છે; અને પાંચમું તેથી શરીરની તન્દુરસ્તી બગડેછે અને તન્દુરસ્તી વગર સૃષ્ટિમાં જય નિરૂપયોગી છે.

પુરૂષો કરતાં સ્ત્રીજાત ઉપર આવી કેળવણી વધારે હાનિકારક અસર કરેછે. પુરૂષોને હજારો તરેહની કસરતોથી અને રમતોથી અભ્યાસમાંથી મુક્ત થઇ મનને ઠેકાણે આણવાને પ્રસંગ મળી શકેછે, પરંતુ સ્ત્રીઓમાં પુરૂષો જેટલી રમતો નથી તેથી તેમનામાંથી–કેળવણી પામેલી સ્ત્રીઓમાંથી–ઘણી જ થોડી સંખ્યા મજબૂત અને સુંદર હોયછે; કેળવણીથી ફાયદો મળે, પરંતુ શરીરની કદરૂપતાને લીધે તેમના કલ્યાણમાં મોટો આવેછે. જો પુત્રીને વધારે ખૂબસુરત અને મોહકારક કરવી હોય તો માતાએ આવો રસ્તો લેવો તે ઘણી મૂર્ખાઈ છે. પુરૂષોને મોહ પમાડનાર ગુણ કેળવણી નથી, પરંતુ બાહ્યરૂપ, સુંદર સ્વભાવ અને ચપળ બુદ્ધિ છે. ઇતિહાસનું ઘણું જ્ઞાન હોય તેથી કોઈ પુરૂષ સ્ત્રી ઉપર મોહ પામતો નથી; સંસ્કૃત જાણવાથી કોઇ સ્ત્રી ઉપર તેનો પુરૂષ વિશેષ મોહિત થાય નહિ; પરંતુ તેજદાર સુરખીવાળો ચહેરો, હસતું મોં અને ચંચળ આંખો હોય તો સર્વે મોહ પામે. ખૂબસુરત સ્ત્રી હજારો માણસોનાં નેત્રોનું આકર્ષણ કરે. ઘણા માણસો તેનો પાણીગ્રહણ કરવા (તેને પરણવા) તત્પર થાય. શરીર સારૂં હોય તો તેથી ચપળતા આવે અને હસમુખો સ્વભાવ થાય. આ બેથી સ્ત્રીઓ ઘણા પુરૂષોને મોહિત કરેછે. બાહ્યસ્વરૂપથીજ મોહ ઉત્પન્ન થાયછે; ઇતિહાસ અથવા રસાયન શાસ્ત્ર કે ભૂગોળ અથવા ખગોળ શાસ્ત્ર જાણવાથી નહિ. જે જે જૂદી જૂદી બાબતો સમગ્ર થઈ પુરૂષનાં હૃદયમાં સ્ત્રી ઉપર પ્રેમવાસના ઉત્પન્ન કરેછે તેમાં અગ્રેસર શારીરિક બાહ્યસ્વરૂપ છે. અને સ્વભાવ નીતિ વગેરે ગુણો તેથી ઉતરતા છે અને તેમની અસર બીજા દરજ્જામાં મૂકી શકાય; અને સૌથી છેલ્લી જગા

માનસિક ગુણને મળેછે; તેમાં પણ સ્વાભાવિક, અક્કલપર વધારે આધાર રહેછે, બહુ જ્ઞાન મેળવ્યા ઉપર નહિ. આ ઉપરથી કોઈ એમ કહેશે કે મનુષ્યની વૃત્તિ આવી વાતોથી આડી દોરાઇ જાય તો તે ઘણું લજ્જાસ્પદ છે. પણ તેનો ઉત્તર એટલોજ છે કે આવું બોલનારા કુદરતે જે રચના યોજી છે તેની ખૂબી સમજી શકતા નથી. કુદરતની મુખ્ય ઇચ્છા એજ છે કે પ્રજા સુખી રહે. પિતા ગમે તેટલો વિદ્વાન હોય પણ શરીર નબળું હોય તો તેનો વંશ પણ નબળો નીકળે અને છેલ્લે ઓલાદનો અંત આવે. અને વિદ્વાન નહિ છતાં પણ શરીર સારૂં હોય તો પ્રજા બળવાન્ થાય અને વંશ વૃદ્ધિ પામે; અને જો વંશ વૃદ્ધિ પામે તોતે પ્રજામાંથી કોઈ વિદ્વાન થઈ શકે. જ્યારે આમ છે ત્યારે કુમળી પુત્રીઓનાં શરીર બગાડી કેળવણી આપવી એ કેવળ મૂર્ખાઈ છે. સારી કેળવણી આપવી જોઇએ, પરંતુ શરીરને પહેલાં સંભાળવું જોઇએ. સ્મરણશક્તિની વૃદ્ધિ કરતાં વિચારશક્તિની વૃદ્ધિ વધારે ઉપયોગની છે. માટે નિશાળે મુક્યા પછી અને પરણ્યા પહેલાં છોકરીઓને સારી કેળવણી આપવી જોઇએ અને તેથી તેમની વિચારશક્તિમાં વૃદ્ધિ કરવા પ્રયત્ન કરવો જોઇએ. પરંતુ શરીર બગાડીને કેળવણી આપવી એથી સૃષ્ટિમાં રહેવાનો મુખ્ય હેતુ પાર પડતો નથી અને જે પ્રયત્ન કરવામાં આવેછે તે વ્યર્થ જાયછે. કારણકે શરીર નબળું હોય તો કોઈ પરણે નહિ અને પરણે તોપણ સુખ ન પામે. આથી રોજ દુઃખ થયા કરે અને આખી જીંદગી બગડે.

આ ઉપરથી સિદ્ધ થાયછે કે બાળકોનાં શરીરની કેળવણીમાં ઘણી ભૂલો માલૂમ પડેછે. પ્રથમ તો સારો ખોરાક અપાતો નથી; બીજું સારાં કપડાં નહિ; ત્રીજું સારી કસરત ન મળે (સ્ત્રીઓમાં વિશેષ કરીને;) અને ચોથું મગજ ઉપર અતિશય બોજો. આ બધાંનો વિચાર કરતાં માલૂમ પડેછે કે આવી કેળવણીથી ફાયદો જુજ અને શ્રમ ઘણોછે. શરીરબળ હદ ઉપરાંત કસવાથી યુવાવસ્થામાંજ ઘડપણનાં ચિન્હ જણાવા માંડેછે અને બુઢાપણું વહેલું આવેછે એટલે યુવાવસ્થાને વૃદ્ધવસ્થા બનાવેછે. અને વૃદ્ધિનેજ સંપૂર્ણ સત્તા આપી બીજી બધી બાબતો વૃદ્ધિના પ્રમાણમાં શીખવવી જોઇએ ; એ અગત્યની બિના તદન ભૂલી જવામાં આવેછે.

હાલમાં ચાલતી રીત પ્રમાણે અતિ કેળવણી આપવાનું મૂળ જોતાં તો એમ માલૂમ પડેછે કે હાલના જમાનાના બદલાતા સુધારાનું તે એક પરિણામ છે. પ્રાચીન સમયમાં સ્વરક્ષણ અને પરદેશ ઉપર હુમલો, એ બે વાનાં સંસારી ઉપયોગીપણામાં મુખ્ય હતાં તેથી તે વખતમાં શરીરના બળનો વધારે ખપ હતો અને હિમ્મતની પણ ઘણી જરૂર હતી. આથી કરીને તે વખતે ફક્ત શરીરની લગતી કેળવણી આપવામાં આવતી હતી. બુદ્ધિની કેળવણીની કોઇ ગણના કરતું નહિ, એને તેનો ધિક્કાર કરવામાં આવતો. પરંતુ આપણે હાલ સુખ શાંતિમાં રહીએ છીએ, અને શરીરબળનો ઉપયોગ ફક્ત મજુરી કરવાનો છે; હવે હથિઆર પકડી લડવા જવાનું નથી અને સૃષ્ટિમાં જય મેળવવાનું મૂળ સાધન હવે બાહુબળ નથી પરંતુ બુદ્ધિબળ છે. તેથી કરીને શરીરની કેળવણીનો અનાદર થવા માંડયો છે અને મનની કેળવણી બધાએ સ્વીકારવા માંડી છે. હવે આપણે બુદ્ધિબળને વધારે માન આપી શરરીબળ તરફ તિરસ્કારની આંખે જોઇએ છીએ. આવી રીતે પ્રાચીનકાળ અને અર્વાચીન કાળની કેળવણીમાં મહાન્ તફાવત પડી ગયોછે. આ બંને કેળવણીની રીતો ભૂલભરેલીછે. સત્ય વાત તો એજ છે કે શરીરને બગાડીને એટલે તેની યથાયોગ્ય વૃદ્ધિ અને સુખાકારી ઉપર ધ્યાન આપ્યા સિવાય બુદ્ધિને કેળવવી તે મૂર્ખાઈ અને પ્રાચીન અને અર્વાચીન રીતોનો મુકાબલો કરી એક મધ્યમ રસ્તો લેવો જરૂરનો છે.

શરીરની અને બુદ્ધિની બંનેની કેળવણી ઉપર એકસરખું ધ્યાન અપાય તેવો રસ્તો શોધી કાઢવાનો એક ઉપાય છે. તે એ કે સર્વે માણસોના મનમાં શરીરની સાચવણી એ એક ફરજ છે એમ ઠસાવવું. શારીરિક નીતિ છે એવું જાણનારાની સંખ્યા ઘણીજ થોડી છે. શરીરને આપણી મરજી પ્રમાણે નહિ પણ કુદરતે જે ધર્મ બતાવ્યોછે તે પ્રમાણે પાળવું જોઇએ એમ જાણનાર થોડા છે. સર્વે એમ ધારેછે કે શરીર આપણા કબજામાં છે તેને જેમ વાપરવું હોય તેમ વાપરવાને કાંઈ હરકત નથી. કુદરતી નિયમને નહિ માનવાથી જે કાંઈ દુઃખ પડેછે તે તેમના ઉપર એક જાતનો જૂલમ થાયછે એમ બધા માનેછે, પણ એમ વિચારતા નથી કે તે દુઃખો તેમની

પોતાનીજ અયોગ્ય વર્તણુકને લીધે અને ઇશ્વરના નિયમો નહિ પાળવાથી ભોગવવાં પડેછે. જોકે પોતાના કર્તવ્યથી કોઈ ભયંકર પરિણામ થાય અને તે પરિણામ વંશપરંપરા ચાલુ રહે તોપણ તે કર્મને તેઓ પાપી જાણતા નથી. નીશો કરવામાં પાપ ગણાયછે, અને નીશો કરવો એ એક ઇશ્વરી નિયમનું ઉલ્લંઘન કર્યા બરોબર છે એમ ગણાયછે ખરૂં, પરંતુ તે પ્રમાણે જે જે રસ્તાથી શરીરને દુઃખ અથવા હરકત પહોંચે તે બધા રસ્તા અને તે બધાં કર્મો પાપી છે એમ કોઈ ગણતું નથી. સત્ય વાત તો એજ છે કે તન્દુરસ્તીના કાયદાનું ઉલ્લંઘન જે કાર્યે કાર્યોથી થાયછે તે બધાં કાર્યો પાપી છે. જ્યારે આમ બધા સમજશે ત્યારેજ માલૂમ પડશે કે બાળકોનાં શરીરની તન્દુરસ્તી જાળવવી એ માબાપની એક ફરજ છે અને તેમ નહિ કરવાથી પાપ લાગેછે. અને આ પ્રમાણે બધા સમજવા માંડશે ત્યારે બાળકોનાં શરીરની પૂરતી કાળજી લેવામાં આવશે.

